જ્યોતિ ગ્રંથમાળા પુસ્તક ૯ મું.

શ્રી

# રાજનગર-સાધુ સંમેલન

[ જૈન શ્વેતામ્બર મૂર્તિપૂજક સંપ્રદાય ]

સં. ૧૯૯૦

લેખક :

## ધીરજલાલ ટોકરશી શાહ

બાલગ્રંથાવલી, વિદ્યાર્થી વાંચનમાળા, જ્યોતિ ગ્રંથમાળા, કુમાર ગ્રંથમાળા તથા જૈન જ્યોતિ પત્રના સંપાદક, કુદરત અને કળાધામમાં વીસ દિવસ, અજંતાનો યાત્રી, જળમંદિર પાવાપુરી, મહારાજા સયાજીરાવ ગાયકવાડ આદિ વિવિધ પુસ્તકોના કર્તા.

પ્રસ્તાવના લેખકઃ—મુનિરાજશ્રી વિદ્યાવિજયજી

# વિષયસૂચી

# પ્રસ્તાવના

સંવત્ ૧૯૯૦ ની સાલમાં અમદાવાદ ખાતે ભરાએલ "જૈન શ્વેતામ્બર મૂર્તિપૂજક સાધુ–સમ્મેલન" એટલે વીસમી સદીના જૈન ઇતિહાસનું એક પાનું. આ અગત્યનું પાનું જાળવી રાખવા માટે, સમ્મેલનની ૩૪ દિવસની કાર્યવાહી, અને તેની સાથે સંબંધ ધરાવતો આગળ પાછળનો ઇતિહાસ–એ બધું પુસ્તકાકારે બહાર કરવાનું જે કાર્ય ભાઇ ધીરજલાલ ટોકરશી શાહે માથે લીધું છે, એ તેમની, સમ્મેલન પ્રસંગની સેવામાં વધારો કરે છે. ભાઇ ધીરજલાલે 'સાધુ સમ્મેલન' વખતે, કોઇ પણ રીતે એ સમ્મેલન સફળ કેમ થાય? જૈનધર્મની પવિત્ર સાધુ સંસ્થા પોતાના ઉચ્ચ સ્થાને પાછી સ્થાપિત કેમ થાય? એ પવિત્ર મુનિરાજો દ્વારા, જૈન સમાજના સળગતા પ્રશ્નોનો નિકાલ કેમ આવે? એ વાતને લક્ષ્યમાં રાખી, અનેક લેખો લખીને જે કંઇ સેવા કરી હતી; એની જ પાદ-પૂર્ત્તિ રૂપે સમ્મેલનનો આખોયે ઇતિહાસ બહાર પાડવાનું સાહસ તેઓ કરી રહ્યા છે, અને તે બદલ તેઓ ખરેખર ધન્યવાદને પાત્ર છે.

તેમણે, તે આખા ઇતિહાસનું લખાણ મારા પર મોકલીને, એવું આગ્રહભર્યું આમંત્રણ કર્યું, કે મારે એ પુસ્તકની પ્રસ્તાવના રૂપે થોડી પંક્તિઓ લખી આપવી. પરન્તુ તેમનું આ આમંત્રણ મને તે વખતે મળ્યું, કે જ્યારે હું, સિંધ જેવા અનાર્યપ્રાયઃ પ્રદેશમાં, ભગવાન મહાવીરની અહિંસાનો સંદેશ સંભળાવવા રેગીસ્તાન અને તે પછી સિંધની કઠોર ખેપ કાપી રહ્યો હતો. છતાં છાપેલાં ફાર્મ દષ્ટિપથમાં લઈ ગયો. તે વાંચતા મને એ વાત ચોક્કસ લાગી કે આ એક અતિ અગત્યનું પ્રકાશન છે, અને બને તેટલી કાળજી પૂર્વક તૈયાર કરવામાં આવ્યું છે. આના અંગે પ્રસ્તાવના રૂપે બે બોલ લખવામાં આનંદ આવે એ વાત પણ નિઃશંક છે.

પરંતુ મારી સ્થિતિ જુદી હતી, સિંધનો કપરો વિહાર ચાલુ હતો. રોજ નવાં ગામ, નવાં ઠેકાણાં ને આખો દહાડો ચર્ચાઓ ચાલ્યા કરે. જાહેર વ્યાખ્યાનો તો લગભગ અવાર-નવાર ચાલૂજ હોય. ક્યાંક થોડું લેખન—વાંચન કરવા બે એક દિવસ સ્થિરતા કરીએ તો સિંધના એ માંસાહારી, છતાં ભોળા, ભદ્રિક હિંદુ ને મુસ્લીમભાઇઓ ચર્ચા કરવા આવી બેસેઃ ચર્ચામાં સમયનું ઠેકાણું જ ન રહે. સવારે બેઠેલા બપોરે ઉઠીએ કે રાત્રે આઠ વાગે બેઠેલા બાર વાગે પણ ન જંપીએ. આ ઉપરાંત કરાંચી, હૈદરાબાદ ને હાલાથી દર્શનાર્થે આવનારાઓની સાથે વાતચીત કરવાનો અને તેમને ધર્મોપદેશ સંભળાવવાનો સમય કાઢવો જ પડે! આવી સ્થિતિમાં વળી સાધુઓ અને સાથેના ગૃહસ્થો પર મેલેરિયાનું આક્રમણ થયું. પરિસ્થિતિ વધુ વિકટ બની, છતાં ભાઇ ધીરજલાલનું સ્નેહભર્યું આમંત્રણ, પ્રકાશનની યોગ્યતા અને એ સાથે સમ્મેલન પ્રસંગનો મારો પ્રત્યક્ષ અનુભવ; આ બધાયે મને કંઇક લખવા ઉત્સા-

હિત કર્યો અને ગમે તે અંશે પણ, એ કર્ત્તવ્ય બજાવવાનું મેં માથે લીધું.

આજકાલ કરતાં લગભગ ૩૦-૩૫ વર્ષથી, મારાથી જે કંઇ યત્કિંચિત્ બની શકે છે તે, જૈનસમાજની કલમ અને જબાનથી યથાશકય સેવા કરવા તત્પર રહું છું. અને જાહેર કરવાની કોઇ પણ પળે, મેં મારા સામાજિક વિચારોને અસ્પષ્ટ રાખ્યા જ નથી. એટલે સામાજિક પરિસ્થિતિ અંગે અત્રે વિવેચન કરવું કદાચ પિષ્ટપેષણ જેવું થશે, અથવા તો આ આખા પુસ્તકમાં તે અંગે ખૂબ સામગ્રી હોવાથી વાચકને નાહક કંટાળો ઉપજાવનારું કરી બેસીશ; એ ભયે તે સંબંધી વધુ ન લખતાં માત્ર આ પુસ્તક અંગે જ બે બોલ કહીશ.

જૈન સમાજના ચતુર્વિધ સંઘમાં શ્રમણ સંસ્થાનું હંમેશાં પ્રાધાન્ય રહ્યું છે; અને કાળેકાળે તેના પર સમાજોન્નાતની આશાઓ રાખવામાં આવી છે. આવી સંસ્થામાં શૈથિલ્ય ન પેસી જાય, સુંવાળપ પ્રવેશ ન કરે, માનાપમાન અને પરિગ્રહ-વૃત્તિ સતેજ ન બને એ માટે; એ સંસ્થાના અંગે અનેક વિચારણાઓ સમયે સમયે કરવામાં આવી છે; સંમેલનો યોજવામાં આવ્યાં છે; ધારાધોરણો ઘડવામાં આવ્યાં છે; અને પુનઃ એ શ્રમણસંસ્થાને સુદૃઢ બનાવવામાં આવી છે. થોડા વખત પહેલાં, પ્રથમ બતાવ્યાં તેવાં કારણોને લીધે શ્રમણ-સંસ્થામાં પ્રવેશી ગયેલ અનિચ્છનીય વાતાવરણને દૂર કરવા વિ. સં. ૧૯૯૦ માં રાજનગર ખાતે **અ. ભા. શ્વે. મૂ. સાધુસંમેલન** યોજવામાં આવ્યું. એ એક અદ્વિતીય ઐતિહાસિક પ્રસંગ હતો. જૈન સમાજના સાડા છસો સાધુ-માંથી લગભગ સાડાચારસો સાધુઓ એ પ્રસંગે હાજર હતા,

જેમાં એક અદના સેવક તરીકે, આ પંક્તિઓના લખનારનું પણ સ્થાન હતું.

સંમેલન ચોત્રીસેક દિવસ ચાલ્યું. એની કાર્યવાહી અનેકરંગી હતી. જૈનસમાજનું હાર્દ એ વખતે જેવું ખુલ્યું તેવું ભાગ્યે જ બીજા કોઇ પ્રસંગે ખુલ્લુ થયું હશે. આવા પ્રસંગની પ્રત્યેક ઘટના લિપિમાં જળવાઇ રહે, તે ઇતિહાસની દૃષ્ટિએ અતિ જરૂરનું હતું. અને તેથી આશા રાખવામાં આવતી હતી કે સંમેલનની બધી કાર્યવાહીની ખાસ નોંધ રાખવામાં આવશે. પરંતુ કોઇ અકળ કારણે તેવી વ્યવસ્થા કરવામાં આવી નહિ. તેમજ આટલેથી સંતોષ ન માનતાં તેના કોઇ પણ સમાચારો વર્તમાનપત્રોમાં પણ ન ચઢવા દેવાની નીતિનો કેટલાકો તરફથી આગ્રહ કરવામાં આવ્યો; પરન્તુ ભૂલવું જોઇતું નથી કે જે પ્રશ્નમાં સકળ સમાજ રસ લઇ રહ્યો હોય તેના સમાચારો ગુપ્ત રાખવા જેમ શક્ય નથી, તેમ હિતાવહ પણ નથી જ.

લોકલાગણીની ઇંતેજારી આ સંમેલન તરફ ખૂબ હતી, અને તે કારણે આ નીતિ સામે સમયજ્ઞ સાધુઓનો અને બીજાઓનો પણ અસંતોષ હતો. આ લોકલાગણીને સંતોષવાનું ને તેમની ઇંતેજારીને પૂરી કરવાનું કામ આ ગ્રંથના સંપાદક અને લેખક ભાઇ ધીરજલાલને એક પત્રકાર તરીકે પોતાની પવિત્ર ફરજ જેવું લાગ્યું. તેમણે પોતાના સાપ્તાહિક પત્ર "જૈન જ્યોતિ"ને દૈનિક બનાવી, લોકોને સમાચારોથી પૂર્ણ વાકેફ કરવા કમર કસી. જૈન સમાજના કોઇ સાપ્તાહિકે દૈનિક વધારાઓ કાઢ્યા હોય તો તે આ પહેલો જ પ્રસંગ હતો. તેમના વધારાઓ રસપૂર્વક જનતામાં વંચાવા લાગ્યા અને રૂઢિચુસ્તોમાં જબરો ખળભળાટ મચ્યો.

આ સમાચારો મેળવવા એ નાની સૂની વાત નહોતી. એની જહેમત તો અનુભવી જ પિછાની શકે. આ સમાચારો કોણ લાવે છે, ક્યાંથી આવે છે, કેવી રીતે આવે છે: એ વાતે ખૂબ ઉહાપોહ જગવ્યો. પત્ર સામે ચેલેંજો ફેંકાઇ, કાર-સ્થાનો રચાયાં; પણ એ આનંદની વાત છે કે તેઓ એક પત્રકાર તરીકે પહેલેથી છેલ્લે સુધી નીડર ને કાર્યદક્ષ રહ્યા. સંમેલનના પ્રારંભથી લઇને પૂર્ણાહુતિ સુધી વધારાઓ ચાલૂ રાખ્યા ને લોકલાગણીને સંતોષી.

એ વધારાઓના પરિણામ રૂપ અથવા એ ચર્ચાઓને સ્થાયી રૂપ આપવા નિમિત્તે આ પ્રકાશન યોજાયેલું છે. અને સાથે ખુશી થવા જેવી વાત છે કે તેમના જેવા અધિકારીને હાથે તે તૈયાર થયું છે.

ભાઇ ધીરજલાલનો આ પ્રસંગે પરિચય કરાવવાની ભાગ્યે જ જરૂર રહે છે. ન્હાની ઉંમરના એ નવયુવકે 'જૈન જ્યોતિ' પત્ર કાઢીને, અનેક ગ્રંથાવળીઓ દ્વારા સંખ્યાબંધ પુસ્તકો બહાર પાડીને, 'સાધુ સમ્મેલન' વખતે દ્રવ્યના જ નહિ, પરન્તુ જીવના જોખમે પણ, સમ્મેલનની રોજ રોજની સાચામાં સાચી હકીકત જનતાની સમક્ષ ધરીને, તેમજ 'પરમાણંદ પ્રકરણ' જેવા કટોકટીના પ્રસંગે હિમ્મત અને સાહસ પૂર્વક યુવકોની આગેવાની લઈને **'સમાજ સેવક'** તરીકે જે ખ્યાતિ પ્રાપ્ત કરી છે, એ કોઇથી અજાણી નથી.

એ વાતની પણ અહીં પુનરુક્તિ કરવાની જરૂર જોઉં છું કે સાધુ સંમેલનનો પ્રારંભથી તે અન્ત સુધી તેમણે રસપૂર્વક અભ્યાસ કર્યો હતો. તે ઉપરાંત સંમેલન ભરાવા અગાઉ '**દહેગામ**

મંત્રણા'ની જે યોજના થયેલી, તેમાં પણ તેમનો નાનો સૂનો હિસ્સો નહોતો. બીજા શબ્દોમાં કહું તો એ યોજનામાં તેમનો ફાળો ઘણો મોટો હતો. તે યોજના પાર પાડવા તેમણે ભૂખ કે તરશ, રાત કે દિવસ, સગવડ કે અગવડ કશા સામે જોયું ન હતું. કેટલીક વાર કુદરત પણ કાર્ય કરનારની કસોટી કરે છે. મને બરાબર યાદ છે કે દહેગામ મંત્રણાની યોજના થઇ તે વખતે તેમનાં માતા પથારીવશ હતાં; ખાસ સગાને ત્યાં લગ્ન હતું, મકાનની ફેરબદલી થઇ હતી, સાહિત્ય પ્રકાશનની અનેકવિધ યોજનાઓનો બોજો શીરે હતો; છતાં જરા પણ ખચકાયા વિના એ યોજનાઓ ઉપાડી લીધી. જ્યાં જ્યાં જરૂર હતી ત્યાં ત્યાં જાતે જઇને, માણસો મોકલીને યા પ્રચાર કરીને પણ તેને સફળ બનાવવા ભગીરથ પુરુષાર્થ સેવ્યો. આ કારણે મારું દૃઢ મન્તવ્ય છે કે આ ગ્રંથ તૈયાર કરવા માટે તેઓ પૂરેપૂરા અધિકારી છે; અને વાચકો આ પુસ્તકને સાદ્યંત વાંચી મારા અભિપ્રાયને મળતા થશે, એમ માનું છું. તેમણે આ ગ્રંથ તૈયાર કરવામાં પૂરે પૂરો શ્રમ ઉઠાવ્યો છે અને પૂરતી તટસ્થતા જાળવી છે, એમ તેમાં આપેલી માહિતી પરથી સાફ જણાઇ આવે છે.

આ ગ્રંથના ત્રણ વિભાગો કરવામાં આવ્યા છે.

(૧) પૂર્વરંગ

(૨) કાર્યવાહી

(૩) પશ્ચાદ્ અવલોકન

પૂર્વરંગમાં સાધુ સંસ્થાનો ગૌરવ ભર્યો ઇતિહાસ આંતર-કલહથી કેમ ઝાંખો પડતો ગયો અને આખરે તે કઇ સ્થિતિએ પહોંચ્યો; તે દર્શાવી વર્તમાન સંમેલન ભરવાનાં તાત્કાલિક

કારણોની ચર્ચા કરી છે. ત્યાર પછી સાધુસંમેલન ભરવાનો નિર્ણય, તેની તૈયારીઓ, વલોવાતું વાતાવરણ અને દહેગામ મંત્રણાનાં રસિક પ્રકરણો આપ્યાં છે. અન્તે સાધુઓનો રાજનગરમાં પ્રવેશ બતાવી પૂર્વરંગના પ્રથમ વિભાગને સમાપ્ત કર્યો છે. મેઘધનુષ્યની જેમ વિવિધ રંગોથી રચાયેલો પૂર્વરંગ વાચકોને અવશ્ય રસપ્રદ થઇ પડશે.

બીજા ખણ્ડમાં સંમેલનની કાર્યવાહીનો દિવસવાર-અહેવાલ આપ્યો છે અને તેમાં જે ઝીણામાં ઝીણી વિગતો સંઘરવામાં આવી છે, તે વાંચતાં ભારે રમુજ ઉત્પન્ન થાય છે. સાથે સાથે મુનિ સમુદાયની હાલત જોઇ ખેદ પણ થાય છે. પરિષદો કેમ યોજાય, કેમ સંચાલન થાય, કઇ રીતે કમીટીઓ નિમાય, કઇ રીતે ઠરાવ થાય તેનો કોઇ પણ નિયમ જ નહિ! આનું નામ તે જૈન સાધુઓનું સંમેલન!

આ કાર્યવાહીમાં આપેલી બધી વિગતો પૂર્ણ જહેમતથી રજૂ કરવામાં આવી છે અને તેની સત્યતાનો સ્વીકાર સાધુસંમેલનમાં ભાગ લેનારા સત્યભાષીઓ કર્યા વિના નહિ જ રહે. બાકી સૂર્યની સહસ્ર જ્યોતિના ઝગમગાટમાં પણ જેઓને અંધકાર જ દેખાય છે, તેમના માટે કંઇ કહેવાનું નથી.

ત્રીજો અને છેલ્લો ખંડ: પશ્ચાદ્ અવલોકન એટલે કાર્યવાહીની સમાલોચના, તે પછી બનેલા બનાવો અને સાધુ સમ્મેલનના નિયમોનો તેની સાથેના સંબંધનો છે. તેમાં સંપાદકે કાર્યવાહીની સુંદર સમાલોચના કરી; જૈન સમાજની મહત્વની સંસ્થાના અને વ્યક્તિઓના અભિપ્રાયોનો સંગ્રહ કર્યો છે, સાધુ સમ્મેલનના નિયમો કોણે તોડ્યા છે, તેનું તહોમતનામું તૈયાર કર્યું છે અને પદવી પ્રકરણ, પરમાણંદ પ્રકરણ તથા તિથિ પ્રકરણને પણ સાધુ સમ્મેલનના ઠરાવો સાથે સંબંધ

દર્શાવી, સાધુ સંસ્થાની ઉન્નતિની અભિલાષા સાથે ગ્રંથની પૂર્ણાહૂતિ કરી છે.

આ ગ્રંથ શ્રમણ સંસ્થાના આજની પરિસ્થિતિનો ચિતાર ખડો કરનાર છે, અને તેના કારણે કોઈની સુંવાળી ચામડીને કદાચ દુઃખકર્તા બને; છતાં પોતે પણ છદ્મસ્થ છે, રાગ અને દ્વેષના અભ્યાસી છે, પોતાની પણ ભૂલ હોઈ શકે, અને એ ભૂલનું દર્શન બાળક દ્વારા થાય તો પણ તેનો સ્વીકાર કરવો જોઈએ; એવા ઋજુ પરિણામી શ્રમણો જરૂર આ અંગે ગ્રંથ-કર્તાનો આભાર માનશે. આ ગ્રંથ એવી રસમય અને વિધેય શૈલીથી તૈયાર કરવામાં આવ્યો છે, કે હાથમાં લીધા પછી ભાગ્યે જ બાજુએ મૂકી શકાશે.

આજે સાધુ સમાજમાંથી જ્ઞાન અને ચારિત્રનો ઘટાડો થઇ રહ્યો છે; ગૂજરાત છોડી બહારના પ્રદેશોમાં વિચરવાની તેમને ઇચ્છા થતી નથી. શિષ્ય, ગ્રંથભંડાર, ઉપાશ્રય આદિનો મોહ વધતો જાય છે. સમાજનો મોટો ભાગ આ શિથિલતાઓ સામે પોકાર પાડી રહ્યો છે. શ્રદ્ધાનાં તેજ ઓલવાતાં દેખાય છે. તે બધાં સામે આ ગ્રંથ લાલબત્તી ધરે છે. આપણી શ્રમણ સંસ્થા ખરાબા નજીક પહોંચતાં પહેલાં સાવધ બને, એજ ઇચ્છવાજોગ છે.

છેવટે એક વાર ફરીથી આ ગ્રંથના સંપાદકને આવું સુંદર પ્રકાશન સમાજ સમક્ષ રજૂ કરવા બદલ અભિનંદન આપવા સાથે, વાચકોને આ ગ્રંથ ક્ષીરનીર ન્યાયે સાંગોપાંગ વાંચી જવા ભલામણ કરું છું. આશા રાખું છું કે સમાજ આમાંથી સારું તારવી લે, ભૂલ પિછાની લે અને વિકાશના પંથે વળે!

**હૈદરાબાદ-સિંધ** } **વિદ્યાવિજય**
અક્ષયતૃતીયા ૨૪૬૩, ધર્મ સં. ૧૫. }

# પ્રકરણ ૧ લું

## અનિચ્છનીય વાતાવરણ

પ્રકાશ અને છાયા, ચડતી અને પડતી, ભરતી અને ઓટ, એ પ્રકૃતિનો અબાધિત નિયમ છે. જ્યાં એક સમયે પૂર્ણ પ્રકાશ વ્યાપી રહ્યો હોય છે, ત્યાં બીજા સમયે અંધકારની ઘેરી છાયા ફરી વળે છે, જ્યાં એક વખત વિજયના પ્રચંડ હર્ષનાદ શ્રવણગોચર થાય છે ત્યાં બીજા સમયે નિરાશાના કારમા નિશ્વાસ સંભળાવા લાગે છે. જગતનું કોઈપણ રાષ્ટ્ર, જગતનો કોઈપણ ધર્મ, જગતનો કોઈપણ સમાજ કે જગતની કોઈપણ વ્યક્તિ યા વસ્તુ આ નિયમથી પર નથી.

જૈન ધર્મે પણ પ્રકૃતિના આ અબાધિત નિયમ અનુસાર, ી પડતીના અનેક રંગો અનુભવ્યા છે. એક સમય એવો ૅના ગિરિશૃંગો ને ગામ–નગરો તીર્થંકર– ંદિરોથી શોભી ઉઠતા હતા, અહિંસા ને ાઓ સ્થળે સ્થળે ગગનઘેરા નાદે ગુંજી ાવીરના ભિખ્ખુઓ સ્થળે સ્થળે દૃષ્ટિગો- ં નૃપતિઓ, મંત્રીઓ, દંડનાયકો ને શાહ સાંભળવાને આતુર જણાતા હતા.

પણ સમય જતાં એ સ્થિતિમાં ફેરફાર થયો. સંઘસત્તાઓ નબળી પડી, મતભેદોએ જન્મ લીધો, સમાજ અનેક ટુકડાઓમાં વહેંચાતો ગયો. જ્ઞાનરુચિ ઓછી થઇ, શાસનપ્રેમનો દીપક ઝાંખો પડ્યો અને સૌથી વધુ અનિષ્ટ એ થયું કે શાસનને પ્રારંભથી જાળવી રાખનાર મહાન પ્રભાવક શ્રમણ સંસ્થામાં શિથિલાચાર દાખલ થયો અને અનેક વિધ પ્રયત્નો કરવા છતાં તે ચૈત્યવાદ સુધી પહોંચી ગયો. ચૈત્યવાદીઓમાં સાધુપણાનું કોઇપણ તત્ત્વ શેષ રહ્યું નહિ. તેઓ ગૃહસ્થો કરતાં પણ પતિત જીવન ગાળવા લાગ્યા.

શ્રી હરિભદ્રસૂરિજી જેવા વીર પુરુષે તેમનો પ્રચંડ સામનો કર્યો અને તેમનું જોર નરમ પડી ગયું; છતાં તે છેક નષ્ટ ન થયુ. તેઓની અસર એક યા બીજા સ્વરૂપમાં અમુક પ્રમાણમાં રહી ગઇ અને તેથી આનંદવિમળસૂરિ અને શ્રી સત્યવિજયજી પંન્યાસ જેવા ભડવીરોને ક્રિયોદ્ધારની હાકલો કરવી પડી. ત્યાર પછીના આચાર્યોને પણ એ શિથિ-લાચાર સામે મોરચા માંડવા કેટલાક સંઘપટ્ટકો કરવા પડ્યા; એ રીતે ચૈત્યવાસીઓની અસર નાબુદ કરવાને લગભગ ૧૦૦૦ હજાર વર્ષ જેટલો સમય નીકળી ગયો.

આ સડો સાફ કરવામાં જૈનાચાર્યોની ઘણી શક્તિ નષ્ટ થઇ એટલે તેઓ બહારના બળોનો પ્રતિકાર કરી શક્યા નહિ, અને તેનું પરિણામ એ આવ્યુ કે વૈદિક ધર્મનો ખૂબ પ્રચાર થયો ને લાખો જૈનો તેમાં ભળી ગયા.

પરંતુ સમયની કુટિલતા એટલેથી જ અટકી નહિ. શ્રમણ-સંસ્થામાં નાના નાના મતભેદોને કારણે અનેક ગચ્છો ને મતો

પડી ગયા. તેમની વચ્ચે ખૂનખાર ઝગડાઓ પણ થવા લાગ્યા. જો કે સાધુઓની અપેક્ષાએ શ્રાવકોનું સંગઠન સારું હતું, છતાં તેઓએ પણ એક યા બીજો પક્ષ લીધો ને એ રીતે જૈન સમાજનું વાતાવરણ ધાર્મિક દૃષ્ટિએ તદ્દન અનિચ્છનીય બનતુ જ ગયુ.

વિક્રમની વીસમી સદીના પ્રથમ ચરણમાં દૃષ્ટિપાત કરતાં ફક્ત થોડાજ સંવેગી સાધુઓ નજરે પડે છે. તેમનું જ્ઞાન અલ્પ છે, છતાં ચારિત્રના વિશુદ્ધ હોઇ સમાજ પર તેમનો પ્રભાવ ઘણો પડે છે. એકંદરે સ્થિતિ ખૂબ નિરાશાજનક જણાય છે. પરંતુ એવામાં પ્રાતઃસ્મરણીય શ્રી બુદ્ધિવિજયજી અપરનામ શ્રી બુટેરાયજી મહારાજ તપગચ્છમાં પ્રવેશ કરે છે અને પરિસ્થિતિમાં મોટો ફેરફાર થાય છે. ઝંખવાતી જ્યોતિમાં નવું તેલ પૂરાય છે ને ફરીવાર જૈનોની મહત્તાનો દીપક ઝળહળા લાગે છે. વધારામાં તેમની શિષ્ય મંડળીમાં શ્રી મૂળચંદજી મહારાજ (મુક્તિવિજયજી), શ્રી વૃદ્ધિચંદજી મહારાજ, શ્રી આત્મારામજી મહારાજ આદિ ખૂબ પ્રભાવશાળી પુરુષોનાં દર્શન થાય છે, અને તેઓ જૈન ધર્મના પ્રાચીન ગૌરવને લક્ષમાં રાખી, જુદીજુદી દિશામાં અનેકવિધ પ્રયાસો કરે છે. ફલસ્વરૂપે સાધુ સંખ્યામાં સારો વધારો થાય છે, જીર્ણ મંદિરોના ઉદ્ધાર થવા લાગે છે કેટલાક સ્થળે નવીન મંદિરો પણ નિર્માણ થાય છે, ધાર્મિક અભ્યાસ કરાવનારી પાઠશાળાઓની પણ સ્થાપના થવા લાગે છે અને અનેક પ્રકારના ધાર્મિક ઉત્સવોને ગતિ મળે છે.

પરંતુ વળી એક નવું આવરણ આવે છે. સાધુઓની સંખ્યા વધતાં અને તેમનામાં જોઇએ તેવી આત્મશુદ્ધિ નહિ

હોવાને કારણે ધીમે ધીમે પ્રબળ શિષ્યમોહ જાગે છે. અને તેના અંગે કેટલાક અનિષ્ટ તત્ત્વોનો આશ્રય લેવાનું શરુ થાય છે. અગ્રણીઓ પરિસ્થિતિ પર વિચાર કરે છે પણ સાધુઓની સંખ્યા વધતી જતી જોઇ તેઓ માની લે છે કે આથી જૈન ધર્મને લાભ જ થશે. પરિણામે તેઓ એ વસ્તુને ગુપ્ત ઉત્તેજન આપે છે યા તેની ઉપેક્ષા કરે છે. સામાન્ય લોકસમૂહના મનમાં સાધુ સંસ્થા વિષે જે આદર બંધાયો હોય છે તે મોળો પડે છે. કેટલાક વિચક્ષણ પુરુષો એ જોઇ શકે છે ને વડોદરા મુકામે પોતાના સમુદાયના સાધુઓને એકઠા કરી કેટલાક નિયમો રચે છે! પણ અંતરની શુદ્ધિનો અભાવ હોય ત્યાં જડ નિયમો શું કરી શકે?

બીજી બાજુ પશ્ચિમની હવા જોરથી ચાલી આવે છે. જગતનાં નવા બળોનાં આંચકા ભારતની સમસ્ત પ્રજાને લાગે છે અને જૈનો પણ તેમાંના જ એક હોઇને તેમાંથી બચી શકતા નથી. એટલે દરેક બાબતનો વિચાર તે નવીન દૃષ્ટિએ કરવા લાગે છે. તેમનાં પ્રબળ પ્રચારસાધનોને વિસ્તરતા જુએ છે, તેમનું સુંદર સંગઠન જુએ છે અને પોતાના ધર્મગુરુઓની સાથે તુલના કરે છે. એ તુલનામાંથી અસંતોષ જન્મે છે પણ દીર્ઘ કાળનાં શ્રદ્ધાના સંસ્કારો તેમને વિનય અને વિવેકની મર્યાદાથી બહાર જવા દેતાં નથી. એટલે સાધુ સંસ્થાને વિજ્ઞપ્તિઓ શરૂ થાય છે. પરિસ્થિતિ સુધારવા માટેની આજીજીઓ થાય છે ને વિવિધ ઉપાયો કામે લગાડવામાં આવે છે. પણ 'ધર્મના નામે ગમે તેમ કરી શકાય છે' તેવા વિકૃત સિદ્ધાંતો પર જીવનનાવ ચાલી રહ્યું હોય અને તેને શાસનસેવા ગણવામાં આવતી હોય ત્યાં એવી વિજ્ઞપ્તિઓ અને આજીજીઓ

કોણ સાંભળે ? એટલુંજ નહિ પરંતુ એવી વિજ્ઞપ્તિઓ અને આજીજીઓને 'ધર્મભ્રષ્ટોનો પ્રલાપ' યા 'નાસ્તિકોના મંતવ્ય' ગણવામાં આવે તેમાં પણ કંઇ આશ્ચર્ય જેવું નથી !

સાધુસંસ્થાનું વાતાવરણ ધીમે ધીમે વધારે અનિચ્છનીય બનતું જાય છે, શિથિલાચાર પ્રથમ કરતાં વધારે જોર પકડે છે, અંદર અંદરના વિખવાદો વધુ કટુ બને છે, માનાપમાનના ઝગડા ઘણા તીવ્ર થાય છે, કોઇ કોઇનું સારૂં જોઇ શકતા નથી. એથી સમાજના હૃદયમાંથી તેમના માટેની માનવૃત્તિ ઝપાટાભેર ઘટતી ચાલે છે. જો કે આ પરિસ્થિતિમાં પણ કેટલાક સાધુઓ નવીન ભાવનાથી રંગાઇ સાહિત્ય ને શિક્ષણ-પ્રચાર માટે ખૂબ જહેમત ઉઠાવે છે ને એકંદરે સારી પ્રગતિ કરે છે પણ તેમનું બળ રૂઢિચુસ્તોના પ્રમાણમાં અલ્પ હોઇ તેમજ જીવનમર્યાદા ટૂંકી રહેવાને કારણે સમાજ પ્રગતિ કરી શકતો નથી. એટલે સાધુઓ વધવા છતાં, ધર્મોત્સવો વધારે થવા છતાં, પુસ્તકો વધારે પ્રકાશિત થવા છતાં સામુદાયિક ઉત્થાન થતું નથી.

ચારિત્રની ખોટ એ એવી મહાન ખોટ છે કે તે કોઇ પણ વસ્તુથી પૂરી શકાતી નથી.

# પ્રકરણ ૨ જું

## સાધુસંમેલન ભરવાનાં તાત્કાલિક કારણો

દરેક સમાજમાં મુખ્યત્વે બે પ્રકારની મનોવૃત્તિ દૃષ્ટિગોચર થાય છે. એક પ્રકારની મનોવૃત્તિને પ્રાચીન તેટલુંજ હિતકર જણાય છે ને તેથી કોઇ પણ ભોગે તેનું સંરક્ષણ કરવા આગ્રહ સેવે છે, જ્યારે બીજા પ્રકારની મનોવૃત્તિને દેશકાળ અનુસાર વર્તવું હિતકાર જણાય છે. અને તેથી હમેશાં પરિસ્થિતિનું અવલોકન કરી જ્યાં જ્યાં નવીન તત્ત્વો દાખલ કરવાનું યોગ્ય લાગે ત્યાં તે દાખલ કરવા હિતાવહ સમજે છે. આ બે વૃત્તિઓનું સંઘર્ષણ ઓછાવત્તા પ્રમાણમાં સદાકાળ ચાલતુ આવે છે; છતાં કોઈ કોઈ વાર તે સંઘર્ષણ ખૂબજ જોરમાં ચાલે છે અને ત્યાર પછી મોટા પરિવર્તનોનો જન્મ થાય છે.

જૈન સમાજમાં છેલ્લા ત્રીસ વર્ષમાં આ જાતનાં સંઘર્ષણો ચાલ્યાં કર્યાં છે. એક બાજુ કેળવાયેલા વર્ગે જૈન સમાજને લગતા દરેક જાતના પ્રશ્નોની વિચારણા કરવા અર્થે જૈન શ્વે. કોન્ફરન્સની સ્થાપના કરી અને કેળવણી તથા સાહિત્યપ્રચારને ખૂબ વેગ આપવા માંડ્યો ત્યારે બીજી બાજુ જુના વિચારના સાધુઓ

અને ગૃહસ્થોએ તેને પોતાની પ્રાચીન પ્રણાલિકાને બાધક માની તેની ઉપેક્ષા કરી યા વિરોધ કર્યો.

આ અરસામાંજ નવયુગ પ્રવર્તક શ્રી વિજય ધર્મસૂરિએ જૈન શાસનમાં દેવદ્રવ્ય સંબંધી અભ્યાસપૂર્વક લેખો લખવા માંડયા અને તેમાં એવું પ્રતિપાદન કર્યું કે જે જાતના સંકલ્પ પૂર્વક દેવ સમક્ષ દ્રવ્ય મૂકાયું હોય છે, તે રીતે તેનો ઉપયોગ થઇ શકે છે. શ્રી વિજય નેમિસૂરિ અને શ્રી સાગર-નંદસૂરિની આગેવાની નીચે જુનવાણી માનસના સાધુઓએ તેનો પ્રચંડ વિરોધ કર્યો અને જૈન સમાજમાં ભારે ખળભળાટ મચી ગયો. વાત એટલેથી જ અટકી નહિ પણ અતિ કટુ ભાષામાં સામસામા હેન્ડબીલો ને ટ્રેકટો નીકળ્યા અને અંગત આક્ષેપો પણ પુષ્કળ થયા. તેને લીધે વાતાવરણ પ્રથમ કરતાં વિશેષ કલુષિત બન્યું. એ ચર્ચા કંઇક શાંત પડવાનો સમય આવતાં લાલન-શીવજી પ્રકરણ શરુ થયું. શ્રી. ફત્તે-હચંદ કર્પૂરચંદ લાલન અને શ્રી. શીવજી દેવશી નામના બે જૈન ગૃહસ્થોએ પાલીતાણા પર પોતાની અંગપૂજા કરાવી છે એવા આરોપસર શ્રી વિજયનેમિસૂરિએ બોટાદના સંઘદ્વારા તેમને સંઘબહાર મુકાવ્યા ને કેટલાક સંઘો તેમને પગલે ચાલ્યા. પણ પદ્ધતિસરની તપાસ વિના, આરોપ ઘડી આપેલા અયોગ્ય ચુકાદાએ જૈન સમાજમાં બે મોટા પક્ષો ઊભા કર્યા.

આ વાતાવરણ વિશેષ બગડતુ ગયુ. સુધારક પક્ષે તથા શ્રી વિજયવલ્લભસૂરિ આદિ કેટલાક સાધુઓએ લાલન શિવજીને ગુન્હેગાર માન્યા નહિ. આજ સુધી સામાન્ય રીતે એક બીજા સંઘની આમન્યા જળવાતી તે આ પ્રસંગે તૂટી અને પલટાતા સમયમાં પણ ટુંકી દૃષ્ટિ રાખવા માટે જુનવાણી

પક્ષની અનેક રીતે ટીકાઓ થઇ. આ પ્રકરણે સંઘસત્તાના પ્રશ્નને જન્મ આપ્યો. 'ચતુર્વિધ સંઘનું બંધારણ શું?' 'સાધુ સંઘ અને શ્રાવક સંઘની અરસપરસ ફરજ શું?' વગેરે વિવિધ પ્રશ્નો ચર્ચાવા લાગ્યા.

થોડા વર્ષ બાદ સંઘ બહારનો એક બીજો કિસ્સો બન્યો. પંડિત બેચરદાસ જીવરાજ દોશીને શ્રી. વિજયનેમિસૂરિએ અમદાવાદના સંઘ દ્વારા 'જૈનસાહિત્યમાં વિકાર થવાથી થયેલી હાનિ' અને 'તમસ્તારણ' નામનું પુસ્તક લખવા માટે સંઘ બહાર મુકાયેલા જાહેર કર્યા. પણ આ વખતે અમદાવાદના શ્રી સંઘના ઠરાવને કોઈ મોટા સ્થળોએથી ટેકો ન મળ્યો અને ખુદ તેમની જન્મભૂમિ વળાના સંઘે તેમને સંઘમાં જ રાખ્યા. આ બનાવે બે વસ્તુઓ પૂરવાર કરી: અયોગ્ય રીતે વપરાતી સંઘસત્તા સામે સમાજનો તિરસ્કાર અને સાધુઓની સમાજ પરથી ઓછી થતી લાગવગ. પણ સત્તાનાં ઘેન જ્યાં ઘેરાં હોય ત્યાં એટલો ઊંડો વિચાર કરવાની તસ્દી કોણ લે છે?

આ બનાવ પછી સં. ૧૯૮૧ માં શ્રી આત્મારામજી મહારાજના સમુદાયમાં પંજાબખાતે એક બાજુ શ્રી વિજયવલ્લભસૂરિજીને આચાર્યપદવી આપવામાં આવી ને બીજી બાજુ ગુજરાતમાં છાણી મુકામે શ્રી વિજયદાનસૂરિજીને આચાર્યપદવી આપવામાં આવી. શ્રી વિજયવલ્લભસૂરિજીનો પદવીસમય એક કલાક વહેલો હતો. પરંતુ તે સંબંધી ભારે કલહ ઉત્પન્ન થયો ને 'ખરા પટ્ટધર કોણ?' એ સંબંધી વર્ષો સુધી ચર્ચા ચાલી જેનું આજ સુધી પણ નિરાકરણ થઈ શક્યું નથી. આ ઝગડાએ જૈન સમાજને ખૂબજ નુકશાન કર્યું. શ્રી વિજયવલ્લભસૂરિજી દ્રવ્ય, ક્ષેત્ર કાળ, ભાવ પ્રમાણે વર્તનાર અને

કેળવણીપ્રિય હોઇ કેળવણીની સંસ્થાઓ સ્થાપવામાં વધારે પુરુષાર્થ કરતા હતા જ્યારે બીજી બાજુ શ્રી વિજયદાનસૂરિ જુની પરંપરામાં માનનારા હોઇ તેમના મંતવ્યોનો વિરોધ કરતા હતા.

સં. ૧૯૭૮ માં શ્રી વિજયદાનસૂરિની પ્રેરણા અને મદદથી અમદાવાદમાં 'વીર સમાજ'ની સ્થાપના થઇ અને તેના દ્વારા 'વીર શાસન' સાપ્તાહિક પ્રગટ થવા લાગ્યું. એજ અરસામાં હાલના આચાર્ય શ્રી વિજય રામચંદ્રસૂરિ તેમના પ્રશિષ્ય બન્યા, અને વાતાવરણ એકદમ પ્રજવલિત બની ગયું. વીરશાસન પત્રની કટારો શ્રી વિજયવલ્લભસૂરિજી માટે આગ વર્ષાવવા લાગી ને તમામ સુધારકોનો અને તેમની પ્રવૃત્તિઓનો અક્ષમ્ય ભાષામાં ઘોર વિરોધ થવા લાગ્યો. સાથે 'બાળકો દીક્ષા લે તો તેને મોટા માણસો કરતાં વધારે સારા સંસ્કારો પડે છે અને તેમાંથી ભવિષ્યના મહાપુરુષો પાકશે' એવા સિદ્ધાંતોનું અનેક યુક્તિપ્રયુક્તિઓથી પ્રતિપાદન થવા લાગ્યું. એટલુંજ નહિ પણ દીક્ષા અંગે તોફાનો થવાની શરુ-આત થઇ. આજ સુધી તેના અંગે કોઇક કોઇક વાર છમકલાં થતાં પણ બનતાં સુધી બહાર આવતા નહિ તે આવવા લાગ્યા, ને તેના અંગે તીવ્ર પક્ષભેદો થયા, કેટલાક સ્થળે મારામારીઓ થઈ ને કોર્ટના પણ આશ્રય લેવાયા.

શ્રી સાગરનંદસૂરિએ પણ બાળદીક્ષાનું ખૂબ જોરથી સમર્થન કર્યું ને અપવાદમાર્ગનું સેવન કરવા સુધીની હિમાયત કરી. આથી મામલો ખૂબ બગડયો. શ્રાવકોને પોતાના પુત્રોની સલામતી ભયમાં લાગી. જે માબાપો બાળકોને સાધુઓ પાસે ધર્મનો અભ્યાસ કરવા મોકલતા તે, રખેને તેને ભોળવીને

દીક્ષા આપી દેશે એવા ડરથી મોકલતાં બંધ થઇ ગયા. કેટલાક સ્થળે પૈસા આપીને દીક્ષાના ઉમેદવારોને ખરીદ્યાના દાખલાઓ પણ બન્યા ને કેટલાક સ્થળે તે માટે નવલકથાના પાત્રો જેવી નાસભાગ ને અન્યયત્ન ગોઠવણો પણ કરવામાં આવી. સમાજમાં આ રીતે દીક્ષાના નામે એક જાતનો ત્રાસ વર્તી રહ્યો.

શ્રી વિજય રામચંદ્રસૂરિએ પોતાની વાક્છટાથી પોતાના વિચારોનું સમર્થન કરનારા કેટલાક યુવકોને તૈયાર કર્યા ને તેમનું ધી 'યંગમેન્સ જૈન સોસાયટી', નામે વ્યવસ્થિત મંડળ સ્થાપ્યું. બીજી બાજુ સમાજ પર ગુજરી રહેલો સીતમ દૂર કરવા ભાવનાશાળી યુવકો એકઠા થયા ને તેમણે ઠેરઠેર યુવક સંઘો સ્થાપવા માંડયા. આ યુવક સંઘોએ બાલદીક્ષાનો પ્રચંડ વિરોધ કર્યો ને સૌમ્ય તથા ઉગ્ર ભાષામાં બાલદીક્ષાના હિમાતીઓની ખબર લીધી. ઉદારમતવાદી સાધુઓ પણ આવી બાળદીક્ષાનો વિરોધ કરતા અને તેથી જૈન સમાજમાં આ અંગે મોટો કલહ શરૂ થયો ને પ્રતિદિન વર્તમાન પત્રોનાં પાના પર તેનાં વર્ણનો આવવા લાગ્યાં.

અન્ય સમાજો આ બધું જોઇ અસભ્ય ટકોરો કરવા લાગ્યા. પોતાના સમાજની આ સ્થિતિ જોઈ સમજુ માણસોના મન ખૂબજ દુભાયા ને કોઇ પણ રીતે આ તોફાનો શમે તેવા ઉપાયો વિચારવા લાગ્યા. સં. ૧૯૮૬ ની સાલમાં જુન્નેર ખાતે જૈન શ્વે. કોન્ફરન્સનું તેરમું અધિવેશન દાનવીર શેઠ રવજી સોજપાળના પ્રમુખપણા નીચે ભરવામાં આવ્યું. તેમાં દીક્ષા સંબંધી એક ઠરાવ રજુ કરવામાં આવનાર છે એ જાણી બાળદીક્ષાના

હિમાયતીઓ તરફથી ધાંધલ ગચાવવામાં આવ્યું. વાસ્તવિક રીતે તે ઠરાવ સાવ સામાન્ય હતો પરંતુ દીક્ષાઘેલાઓ દીક્ષાના પ્રશ્નને કોઇ આંગળી પણ અડકાડે તે ચાહતા નહોતા. આ પ્રકરણથી મામલો વધારે વિફર્યો. કડવાશની માત્રા અનેકગણી વધી ગઇ, દીક્ષાનાં તોફાનો વધારે જોરથી ચાલુ રાખવામાં આવ્યા ને ગમે તેવી વિનતિઓ ને સમજાવટો નિષ્ફળ નિવડી. કોઇ પણ વસ્તુનો જ્યારે અતિરેક થાય છે ત્યારે તેનો બદલો સ્વતઃ મળી રહે છે એ પ્રકૃતિનો અકાટ્ય નિયમ છે. તે અનુસાર વડોદરા રાજ્યમાં આ દીક્ષાનાં તોફાનો વધુ થતાં સુધારપ્રેમી વડોદરા નરેશ શ્રીમંત સયાજીરાવ ગાયકવાડે એ પ્રશ્નહાથ ધર્યો ને વડોદરા રાજ્ય ધારાસભાએ સંન્યાસ દીક્ષા નિયામક નિબંધ પસાર કરવા માટે જાહેર મતની માગણી કરી. તે અંગે રૂઢિચુસ્ત અને સુધારક બંને પક્ષોમાં ભારે ઝુબેશ ચાલી અને પ્રબળ લોક મત કેળવાઇ ગયો. બાળદીક્ષાના હિમાયતીઓએ અનેક વિધ પ્રયત્ન કરવા છતાં એ નિબંધ પસાર થયો ને તેમની પ્રવૃત્તિ પર જીવલેણ ફટકો પડયો.

આ સમય દરમ્યાન શ્રી વિજય લબ્ધિસૂરિએ પાટણ સંઘના ઠરાવની અવગણના કરવાથી પાટણના સંઘે તેમને સંઘ બહાર મૂકયા ને શ્રી સાગરનંદસૂરિએ જામનગરના સંઘની અવગણના કરવાથી જામનગરના સંઘે તેમને સંઘબહાર કર્યા. આ વસ્તુસ્થિતિમાં પોતાની ભૂલો કબુલ કરવાને બદલે તેમણે શ્રી સંઘો સામે કમ્મર કસી ને આવા સંઘો તો હાડકાના માળા સમાન છે એવાં અભિમાનભરેલાં વચનો ઉચ્ચાર્યાં.

આ બધા બનાવોની પરંપરાથી સમાજમાં વૈમનસ્યનો વધારો થતોજ ગયો.

સમાજના શુભેચ્છકો સાધુ સંસ્થાનું અનિચ્છનીય વાતાવરણ દૂર કરવા માટે સાધુસંમેલનની આવશ્યકતા કેટલાક વર્ષોથી દર્શાવી રહ્યા હતા ને તે સંબંધમાં બે ત્રણવાર છુટા છવાયા પ્રયાસો પણ થયા હતા પરંતુ કોઇ પોતાની વાત છોડવાને તૈયાર નહિ હોવાથી તે વાત એટલેથીજ અટકી ગઇ હતી. પરંતુ વડોદરા રાજ્ય સંન્યાસદીક્ષાનિયામકનિબંધે સમસ્ત સાધુ વર્ગની આંખો ઉઘાડી દીધી. તેમને કોઇ પણ પૂછનાર નથી એ માન્યતાનો લોપ થયો, એટલુંજ નહિ પણ પોતાની જાતે જો કોઇપણ સુવ્યવસ્થાનો સ્વીકાર નહિ કરે તો બીજા રાજ્યોમાં પણ આવા કાયદાઓ થશે તેવા ભણકારા કાનપર અથડાવા લાગ્યા અને તેથી પહેલી તકે સાધુસંમેલન ભરી કંઇક પણ કરવું જોઇએ એવા વિચારોનો પ્રચાર થવા લાગ્યો. સમય પરિપકવ થયો હતો એટલે મોટા ભાગને તે વિચારો પસંદ પડયા ને પ્રસ્તુત સાધુસંમેલન ભરવાના પ્રયાસો શરુ થયા.

# પ્રકરણ ત્રીજું

## સાધુસંમેલન ભરવાનો નિર્ણય

ઘણા વખતથી સુધારક વર્ગ એક આદર્શ સાધુસંમેલન ભરવાના વિચારનો હતો અને તેને પોતાનો સંપૂર્ણ સહકાર આપવા તૈયાર હતો તેમ છતાં તેમને બાજુએ મુકી વિ. સં. ૧૯૮૯ ના અંત ભાગમાં સોસાયટી પક્ષે (મુનિ રામવિજયજીના પક્ષે) સાધુસંમેલનની સક્રિયા હિલચાલ શરુ કરી. તેના મુખ્ય આગેવાનોએ ભાવનગર મુકામે બિરાજતા શ્રી વિજયનેમિસૂરિજીની મુલાકાત લીધી અને તે સંબંધમાં પ્રથમ વાટાઘાટ શરુ થઇ. શ્રી વિજયનેમિસૂરિ પણ બાલદીક્ષાના હિમાયતી હતા ને વડોદરા રાજ્યના સંન્યાસ નિયામક નિબંધનો વિરોધ કરતા હતા; પરંતુ તેમની વિરોધ કરવાની રીતિ સોસાયટી પક્ષ કરતાં તદ્દન જુદી હતી. છતાં હવે કંઈ પણ સક્રિયા પગલું નહિ ભરવામાં આવે તો બીજી અનેક રીતે સાધુસમુદાય માટે મુશ્કેલીઓ ઊભી થશે એ વિચારે તથા બીજા પણ કેટલાક કારણોથી સાધુસંમેલન ભરવાના વિચારમાં દૃઢ થયા અને હિલચાલ આગળ વધી.

અમદાવાદના સંઘપર તથા નગરશેઠ પર શ્રી વિજયનેમિસૂરિની સારી લાગવગ હતી અને તેથી તેમને દૃઢ વિશ્વાસ

હતો કે આ કાર્ય પોતે ઉપાડશે તો વિના વિઘ્ને પાર ઉતરી જશે. વળી સોસાયટી પક્ષ તો આ કાર્યમાં સહાયક હતો. ઉપરાંત અમદાવાદના સંઘ તરફથી 'વડોદરા રાજ્ય સંન્યાસ દીક્ષા નિયામક નિબંધ'નો વિરોધ પણ થયો હતો, એટલે સાધુસંમેલન માટે અમદાવાદના ક્ષેત્ર પરજ તેમની નજર ઠરી અમદાવાદના નગરશેઠ કસ્તુરભાઇ મણિભાઈ સાથે વાટાઘાટ થઇ, જેના પરિણામે તેઓ સંમેલનનો ભાર ઉપાડવા કટિબદ્ધ થયા.

સાધુસંમેલન ભરવાની આ હિલચાલ સુધારક વર્ગ બારીકાઇથી નિહાળી રહ્યો હતો. આજ સુધી જે સંમેલન ભરવા માટેની તમામ વિનંતિઓ અને પ્રયાસ નિષ્ફળ નિવડયા હતા, તે હવે કેમ સક્રિયરૂપ લઇ રહ્યાં હતાં; તેનાં કારણો તેમની ધ્યાન બહાર હતાં નહિ. વળી સોસાયટી પક્ષ શા માટે તેમાં આટલો બધો રસ ધરાવતો હતો તે પણ તેઓ સારી રીતે સમજતા હતા. છતાં સાધુઓ જો એકત્ર મળતા હોય ને કોઇ પણ જાતનું સંગઠન કરી જૈન સમાજની ઉન્નતિનો માર્ગ મોકળો કરતા હોય તો તેમાં તેમને આનંદજ હતો; તેથી તેઓ શાંતિથી આ હિલચાલ નિહાળી રહ્યા.

પરંતુ આ કાર્યની શરૂઆત જે યોગ્ય પદ્ધતિથી થવી જોઇએ તે ન થઇ. આવું મહાન કાર્ય કરવા માટે મુખ્ય મુખ્ય આચાર્યોની સંમતિ તથા મોટી જૈન વસ્તીવાળાં શ્રી સંઘોના અભિપ્રાય અને સહકાર માગવાં જરૂરી હતાં. તે પણ કોઈ અગમ્ય કારણે ન માગવામાં આવ્યા અને કેવળ અમદાવાદ પરજ મદાર રાખી કામ આગળ ચલાવવામાં આવ્યું.

આ અરસામાંજ શ્રી વિજયવલ્લભસૂરિ કાઠિયાવાડમાં વિચ-

રતા ભાવનગર પધાર્યા. સમસ્ત જૈન જનતા માનતી હતી કે ત્યાં બિરાજતા શ્રી વિજયનેમિસૂરિ સાથે તેમની મુલાકાત થશે, અને સાધુસંમેલન ભરવાના જે મનોરથો ચાલી રહ્યા છે તેનો આ શુભ કાર્યથી જ પ્રારંભ કરવામાં આવશે. પરંતુ શ્રી વિજય વલ્લભસૂરિએ ભાવનગરમાં પ્રવેશ કર્યો ને શ્રી વિજયનેમિસૂરિનો વિહાર થયો. બે આચાર્યો મળી પણ શક્યા નહિ! જનતા વિસ્મયમાં ડૂબી ગઇ અને જ્યાં સુધી આવાં હૃદયો છે ત્યાં સુધી સાધુસંમેલન કેવી રીતે થશે તેનો વિચાર કરવા લાગી.

શ્રી વિજયનેમિસૂરિ વિહાર કરીને પાલીતાણા ગયા. ત્યાં અમદાવાદના જ ૪૦ જેટલા ગૃહસ્થોનું એક ડેપ્યુટેશન ગયું ને તેમણે સાધુસંમેલન માટે સ્થળ તથા મુહૂર્ત કાઢી આપવાની વિનંતિ કરી!

શ્રી વિજયનેમિસૂરિએ તે ડેપ્યુટેશનને જો એમ જણાવ્યું હોત કે 'તમે બીજા પણ મુખ્ય આચાર્યોને મળી આવો ને પછી અમારી એક કમીટી નીમી આ બધા કાર્યની અમે શરૂઆત કરીશું' તો કામ ખૂબ પદ્ધતિસર થયું હોત ને આગળ પર જે અવિશ્વાસની લાગણી ઉત્પન્ન થઈ તે ન જ થઈ હોત! પરંતુ તેમાંનું કાંઇ પણ કરવામાં ન આવ્યું અને તેમણે સ્થળ તરીક અમદાવાદને જાહેર કરી સં. ૧૯૯૦ ના ફાગણ વદી ૩ નું મુહૂર્ત કાઢી આપ્યું. આ પછી નગરશેઠે તરતમાંજ શ્રી વિજય-વલ્લભસૂરિજીની મુલાકાત લીધી ને નીચેનું નિવેદન પ્રગટ કર્યું:—

## હિન્દુસ્તાનના જૈન શ્વેતાંબર મૂર્તિપૂજક સંઘોને વિનંતી

હિન્દુસ્તાનના દરેક ગામના શ્રી જૈન શ્વેતાંબર મૂર્તિપૂજક

સંઘને વિનંતિ કરવામાં આવે છે, જે અમદાવાદના શ્રી સંઘ તરફથી કેટલાક ગૃહસ્થો સાથે અમોએ શ્રી સિદ્ધક્ષેત્ર (પાલીતાણા) મુકામે પૂજ્ય આચાર્ય શ્રી વિજયનેમિસૂરિજીને વિનંતિ કરી અને વીર સં. ૨૪૦૦ ના ફાગણ વદ ૩ ને રવિવાર તા. ૪થી માર્ચ ૧૯૩૪ ના રોજથી રાજનગર—અમદાવાદમાં શ્રી જૈન શ્વેતાંબર મૂર્તિપૂજક મુનિસંમેલન ભરવાનું નક્કી કર્યું છે, માટે આપના ગામમાં વિરાજતા તેમજ વિહારમાં આવનાર પૂજ્ય મુનિમહારાજાઓને અમદાવાદ તરફ વિહાર કરવા વિનંતિ કરશોજી.

વંડાવીલા,
**અમદાવાદ**
૨૭–૧૨-૩૩

લિ. સેવક,

**કસ્તુરભાઈ મ. નગરશેઠ**

**તા. ક.** પૂજ્ય મુનિમહારાજાઓને વિનંતિપત્ર મોકલતાં વિલંબ થાય. તેથી આ ખબર જલદીથી મળે તેવી અગત્યતા લાગવાથી છાપા મારફત આપી છે.

---

આ નિવેદન બહાર પાડયા પછી શ્રીમાન્ નગરશેઠે કેટલાક આચાર્યોને જાતે મળીને આમંત્રણ આપ્યાં અને બીજા કેટલાક આચાર્ય તથા સાધુઓને અમદાવાદના પ્રતિષ્ઠિત ગૃહસ્થો દ્વારા આમંત્રણ આપવામાં આવ્યાં.

પરંતુ આ જાતની એકપક્ષીય કાર્યવાહીથી જનતામાં ભારે ઉહાપોહ શરૂ થયો. તેના કોઈપણ જાતના ખુલાસાઓ આપવામાં આવ્યા નહિ; એટલું જ નહિ પણ ભાવનગરથી પ્રગટ થતું ‘ જૈન ’ સાપ્તાહિક અને અમદાવાદથી પ્રગટ થતું ‘વીરશાસન’ આ સંબંધમાં કોઇપણ જાતની ચર્ચાઓ

કરવાને તૈયાર નથી, સ્પૃશ્યાસ્પૃશ્યની માફક એક બીજાની સાથે આહાર–પાણી કરવાથી પણ અભડાય છે, શિષ્ય ગુરુને માનવા તૈયાર નથી, આવી રીતે બિલકુલ છિન્નભિન્ન–તિતરબિતર થઇ ગયેલા પાંચસો સાધુઓને, વગર બોલ્યે, વગર સ્પષ્ટીકરણ કરે, વગર હેતુ સમજાવે એકદમ એકત્રિત કરવાનો પ્રયત્ન થાય છે, એ કેટલું બેહુદાપણું સૂચવે છે, એનો કોઇ વિચાર કરે છે કે?

"આ કામમાં આગેવાનીભર્યો ભાગ લેનારા આટલા થોડા સમયના અનુભવથી જોઇ શક્યા હશે, કે મુનિરાજો મગનું નામ બોલતાં કેટલો બધો સંકોચ રાખે છે! હૃદયના ખુલ્લા અવાજથી કોઇ બોલી શકે છે? પોતાની માન્યતાઓમાં અને એક બીજાના ઉપર રહેલા દ્વેષ કે ઇર્ષાભાવોને થોડે ઘણે અંશે પણ ભૂલવાની ઇચ્છાઓ ક્યાંય નિહાળી શકાય છે? આવી અવસ્થામાં મૂંગેભાવે મુનિસમ્મેલન ભરવાનો પ્રયત્ન, એ શું બાલચેષ્ટા નથી? થોડા વખતને માટે ધારી લો કે જે સાધુઓ આચાર્યાદિ ન આવે, તેઓને મૂકીને મુનિસમ્મેલન ભરવામાં આવ્યું અને ચોક્કસ ઠરાવો પણ કરી નાંખવામાં આવ્યા, એથી સમ્મેલનની સાર્થકતા શી થવાની હતી? એવા એકપક્ષીય ઠરાવોથી સાધુ સંસ્થાનો ઉદ્ધાર શો થઇ જવાનો હતો? અને અતએવ જો સાધુ સંસ્થાના ઉદ્ધારને જ માટે મુનિસમ્મેલન ભરવું છે; તો તેનો પદ્ધતિસરનો કાર્યક્રમ હાથમા લેવાની ખાસ જરૂર છે અને તેમાં સૌથી પહેલા જેઓ મુનિસમ્મેલન ભરવાનું પુણ્ય ઉપાર્જન કરવાની ભાવના રાખે છે; તેઓ પોતાની આત્મશુદ્ધિ પૂર્વક સમાજના અને શાસનના સેવક થઇને બહાર આવે. કોઇ પણ જાતની અંશમાં પણ મહત્વાકાંક્ષા રાખીને બહાર આવનાર માણસ મુનિસંમેલનને સફળ બનાવવાનો અને પોતાની મહત્વાકાંક્ષાનો કોડ પૂરો નહિ કરી શકે, એ આ વીસમી સદીને માટે નિર્માણ થઇ ચૂક્યુ છે.

"મુનિ સમ્મેલન ભરવું જરૂરનું છે. સાધુ સંસ્થા તરફ લોકોનો વધતો જતો અભાવ, સાધુઓમાં વધતી જતી શિથિલતા, દિવસે દિવસે ક્રિયાકાંડોની અંદર પડતા જતા મતભેદો, પુસ્તક–શિષ્ય–ઉપકરણ અને ઉપાશ્રયાદિમાં વધતી જતી મૂર્છાઓ, જીવતાં જીવતાં પણ પોતાની મૂર્તિઓ બેસાડવાની તમન્નાઓ, એક અથવા બીજે બહાને પુંજીપતિ બનવા માટે થતા પ્રયત્નો, "દુનિયા આખી મને વંદન કરે, પરન્તુ મારો એક ન્હાનામાં ન્હાનો–અરે આજનો થયેલો સાધુ પણ, ગમે તેવા વયોવૃદ્ધ, જ્ઞાનવૃદ્ધ કે ચારિત્રવૃદ્ધને પણ વંદન ન કરી શકે!" આવાં ખોટા અભિમાનો, ગામેગામ પોતાના ભક્તો વધારવા માટે થતા ક્લેશો, પોતાની ઇચ્છા પ્રમાણે સંઘ–મિલકતનો વ્યય કરાવી સંઘના સંપમાં પડતા પક્ષભેદો, સમાજના ઉદ્ધાર માટે થઇ રહેલી બેદરકારીઓ, પક્ષમોહથી ગૃહસ્થોમાં પણ દિવસે દિવસે વધતા જતા પક્ષો, પોતાનો જ કક્કો ખરો કરાવવા માટે થતા આગ્રહો, તેના માટે ઉત્સર્ગ કે અપવાદ સંબંધી ભૂલાઇ રહેલાં ભાનો; આ બધું જોતાં ખરેખરી રીતે મુનિસમ્મેલન પદ્ધતિસર થાય તોજ સફળતા મળી શકે.

"સ્પષ્ટ શબ્દોમાં કહેવામાં આવે તો મુનિ સંમેલન માટે જે મુખ્ય ભયનાં કારણો માનવામાં આવે છે, તે આ છેઃ–

૧ મુનિસંમેલન ભરીને શું અમુક કોઇનું આધિપત્ય સ્વીકારાવવાનો તો પ્રયત્ન નહિ થાય?

૨ મુનિસંમેલનના બરાબર સમય ઉપર જ કોઇ પોતાનો કક્કો ખરો કરાવવા અમુક પાસો ફેંકીને બધું ગબડાવી મારશે તો?

૩ મુનિસંમેલનમાં અમુક જ વિષયો ચર્ચવામાં આવે ને અમુક અગત્યના વિષયો મૂકી દેવામાં આવે તો?

૪ પાટણ અને જામનગરના ઝઘડાનો નિકાલ મુનિસંમેલનમાં લાવીને તેને નિષ્ફળ અથવા તોફાની વાતાવરણ ઊભું કરવામાં આવશે તો ?

"આવી અનેક બાબતોની શંકાઓ લોકોમાં ઉત્પન્ન થતી સંભળાય છે. ખરી વાત એ છે, કે આવી અગત્યની કોન્ફરન્સ કે જે પંદરસો વર્ષના ઇતિહાસમાં પહેલી જ વાર ભરાય છે, એના માટે મુનિસંમેલન બોલાવનારાઓ જાહેર પત્રોમાં કંઇ પણ સમાચાર બહાર પાડતા નથી. એમાં ચર્ચવાના વિષયો સંબંધી, એના બંધારણ સંબંધી, એના પ્રમુખાદિની ચૂંટણી સંબંધી કંઇ પણ હકીકત જાહેરમાં નથી મૂકતા એ જાણી જોઇને મુનિસંમેલનને વધારે ભયવાળી સ્થિતિમાં મૂકવા જેવું કરે છે, એવું મારું નમ્ર મન્તવ્ય છે. જો કંઇ કરવું જ છે, તો શા માટે જાહેર રીતે ન કરવું ? આનું પરિણામ તો એક જ આવી શકે કે—

૧ ચોક્કસ સાધુઓને મુનિસંમેલનમાં નહિ આવવાનું કારણ મળશે.

૨ જેઓ મુનિસંમેલન ભરવાના સખત હિમાયતી છે, તેઓ પણ એ શંકામાં દોરવાશે, કે આ સંમેલન અમુક પક્ષનું જ થવાનું છે, અને તે પોતાનું ધારેલું કરવાની ઇચ્છાથી જ થશે.

"સુધારક વર્ગને મુનિસંમેલન સંબંધી અનેક શંકાઓ જાહેરમાં મૂકવાનું કારણ મળશે.

"એટલા માટે મારી તો એજ સૂચના છે કે મુનિસંમેલનની તમામ બાબતો વર્તમાનપત્રોમાં જાહેર કરવી, અને તે ઉપર ખૂબ ઉહાપોહ થવા દેવો. . . .

"અન્તમાં મુનિસંમેલનના કાર્યકર્તાઓને સૂચવવું વધારે ઉપયુક્ત સમજું છું, કે જો મુનિસંમેલનને ખરેખર સફળ જ બનાવવું છે, શાસનની સાચી ભાવનાથી મુનિસંમેલન ભરવામાં આવે છે અને તેના નિમિત્ત થનારા લાખ બે લાખ રૂપિયાની કંઇક સફળતા જોવા સૌની ઇચ્છા છે તો,

"મુનિસંમેલનની તારીખની લગભગ એક મહિના પહેલાં ગમે તેમ પ્રયત્ન કરી સારી રીતે સમજાવી ખાસ ખાસ આચાર્યો અને જરૂરી સાધુઓને એકદમ અમદાવાદ બોલાવવા. દાખલા તરિકે વિજયનેમિસૂરિ, સાગરાનંદસૂરિ, વિજયલબ્ધિસૂરિ, વિજયવલ્લભસૂરિ, વિજયદાનસૂરિ (અથવા એમના પ્રતિનિધિ રામવિજયજી) શ્રી વિજયેંદ્રસૂરિ, શ્રી વિજયનીતિસૂરિ તેમ ખરતરગચ્છ અને અંચલગચ્છ તેમ પાયચંદગચ્છના પણ આગેવાન આચાર્ય કે સાધુઓ એક મહિના પહેલાં આવી અમદાવાદમાં એમની પ્રાઇવેટ મીટીંગ મેળવે. આ પરિષદની અંદર જેમને જેમને મતભેદો હોય તેનું નિરાકરણ કરી નાખે. દાખલા તરીકે સાગરજી અને રામવિજયજી દીક્ષા અને ત્રીજ–ચોથ સંબંધીનો પોતાનો મતભેદ ટાળી નાખે, વિજયવલ્લભસૂરિ અને વિજયલબ્ધિસૂરિ પાટણની સંઘસત્તાનો તેમજ પંચાંગી કોને કહેવી એ અને એવી બીજી કોઈ બાબતનો ફેંસલો કરવાનો હોય તે કરી નાખે. આમ જે જે બાબતના સંબંધી મુનિ–સંમેલન સંબંધી ભય રખાય છે, એના ફેંસલા આમ ખાનગી મિટીંગમાં થઇ ગયા પછી તે જ કમીટી તરફથી મુનિસંમેલનના જાહેર મેળાવડા સંબંધી પ્રમુખ, વિષયો, બોલનારા, ગૃહસ્થોની ઉપસ્થિતિ, અનુપસ્થિતિ વગેરે બાબતોનો નિર્ણય કરી તે બધા મહાત્માઓની સહીથી એક સરક્યુલર બહાર પાડી દેવામાં આવે, એટલે તે પછી મુનિસંમેલન માટે કોઇને પણ ભય કે શંકાનું

કારણ ન રહે. અને બહુ આનંદ પૂર્વક મુનિસંમેલનનું કાર્ય પાર પડે. જરૂર પડે તો ઉપરની ગોળમેજી–ખાનગી મિટિંગમાં ચોક્કસ ગૃહસ્થોને પણ શામેલ કરી શકાય.

"આશા છે કે મુનિસંમેલનનું કાર્ય કરનારા અને નિમંત્રણ કરનારા મહાનુભાવો મારી ઉપરની નમ્ર સૂચના ઉપર ધ્યાન આપશે, અને તે સંબંધી જે યોગ્ય લાગે તે કરશે.'

વિદ્વદ્ધર્ય મુનિરાજ શ્રી પુણ્યવિજયજીએ એક લેખ દ્વારા નીચેની સૂચનાઓ આ વેળા રજુ કરી હતીઃ—

"આજના સાધુસંમેલન સાથે સંઘબંધારણ અને સંઘ સત્તાનો પ્રશ્ન અતિવિકટ રીતે સંકળાઇ ગયો છે. એટલે સાધુ સંમેલનને આ વિકટ કોયડાનો ઉકેલ કઇ રીતે લાવવો એ ખાસ વિચારવા જેવી વસ્તુ છે. જો આ પ્રશ્નનો ઉકેલ લાવવામાં સાધુ સંમેલન નિષ્ફળ નિવડે તો એ ધ્યાનમાં રાખી લેવું, કે એક જથામાં દેખાતો ચતુર્વિધ શ્રીસંઘ બે વિભાગમાં વહેંચાઇ જશે. એક તરફ શ્રાવક–શ્રાવિકા સંઘ રહી જશે અને બીજી તરફ સાધુ–સાધ્વી સંઘ રહી જશે. અલબત બન્નેના વિભાગમાં અમુક પ્રમાણમાં ભેળસેળ તો રહેશે જ, તેમ છતાં જે, જે પક્ષમાં રહેશે તે, તેના તરફ જ વજન આપશે. અહીં હું એ કહેવા જરાય ઇચ્છતો નથી કે–અમુક પક્ષ પ્રામાણિક છે કે અમુક પક્ષ અપ્રામાણિક. એ નિર્ણય તો સાધુસંમેલનને એકત્રિત કરનાર અને તેમાં એકત્રિત થનાર બુદ્ધિમાન અને સ્થિતપ્રજ્ઞો જ કરશે. મારું કહેવું માત્ર એટલું જ છે કે આજે જૈન સંઘને અમુક હદ સુધી જે બે વિભાગમાં વહેંચાયેલો આપણે જોઇએ છીએ એ બે ભાગલાઓ કાયમના થઇ ન જાય અને શ્રમણ ભગવાન વીર–વર્ધમાનને એક જથામાં વ્યવ-

સ્થાપિત કરેલ શ્રી સંઘનો એટલે કે સાધુસંઘ અને શ્રાવક-સંઘનો પરસ્પરનો સદ્‌ભાવભર્યો સંબંધ જોખમાઇ ન જાય એ માટે ખાસ વિચારીને કામ લેવું. જો સાધુસંમેલનના લાગતાવળગતાઓ આ બાબત તરફ આંખ મિંચામણા કરશે તો તેનું પરિણામ અતિકટુ આવશે. આ કારણથી મારી સાધુ-સંમેલનની પવિત્ર યોજના માટે યત્ન કરનારાઓ પ્રત્યે નમ્ર વિનંતિ છે, કે તેઓ આ પ્રશ્નનો ઉકેલ ખૂબ સાવધાનીથી કરે. આ પ્રશ્નનો ઉકેલ લાવવામાં લૂખા શાસ્ત્રો કામ નહિ આવે, પ્રાચીન પુરુષોનાં નામો કે તેમનાં કામોની લૂખી વાતો ય કામ નહિ આવે, પરંતુ પ્રાચીન પુરુષોએ અર્થાત્ આચાર્યો અને શ્રાવકોએ વખતો વખત પરસ્પરનો મીઠો સંબંધ વધારવા માટે એક બીજાનું ગૌરવ કેટલું વધાર્યું છે અને એક બીજાનો મોભો જાળવવા કેટલી નમ્રતા અને કેટલી સરળતા દેખાડ્યાં છે, એ વિચારવું પડશે.

"આજે પાટણ અને જામનગરના શ્રી સંઘનો અને અમુક મુનિવરોનો પરસ્પરનો સંબંધ જે રીતે કડવાશભર્યો બન્યો છે અને તે સાથે જે એક બીજા ગામના શ્રી સંઘો અને મુનિવરોનો સંબંધ પણ આજે કડવાશમાં પરિણમતો જાય છે, આ બધાયનાં વાસ્તવિક કારણો તપાસી આ કડવાશનો અંત કેમ આવી શકે, એ વિચારવું અતિ આવશ્યક છે. સંમેલનના મૂળમાં આ પ્રશ્નના નિર્ણયને મુખ્યપણે અવકાશ હોવો જોઇએ જેથી જૈન શ્રીસંઘનું ઐક્ય અવ્યવચ્છિન્નપણે જે રીતે ચાલ્યું આવ્યું છે; તેવું જ ચાલુ રહે.

"પ્રાચીન કાળમાં જ્યારે જ્યારે આવાં સંમેલનો ભરાયાં છે,

ત્યારે ત્યારે ઉભય સંઘે અર્થાત સાધુસંઘે અને શ્રાવકસંઘે એક બીજાનો મોભો જાળવીને અને સહકાર સાધીને જ વાતો કરી છે અને એવાં સમ્મેલનોમાં સંઘશાંતિનો કે સંઘના ઐક્યનો પ્રશ્ન મુખ્ય સ્થાને ન હોય તો એ સંમેલનની કિંમત પણ શી હોઈ શકે? જ્યાં સુધી પરસ્પરના હૃદયમાં શાંતિ ન આવી હોય, એક બીજા પ્રત્યે દૃષ્ટિમાં સ્નેહ વરસતો ન હોય કે પરસ્પરને એક બીજાની ધાર્મિકતામાં વિશ્વાસ સરખોય ન હોય ત્યાં સુધી એવા એકત્રિત થયેલા સમ્મેલન દ્વારા કાર્યપણ શું થઇ શકે?

"આજે અમુક પક્ષ અમુક સાધુઓને અધર્મી, નાસ્તિક, ઉત્સૂત્રભાષી આદિ વિશેષણોથી નવાજતો હોય, આખાય શ્રી સંઘને અધર્મી, હાડકાના માળા તરીકે જ માનતો હોય અને તેની અવગણના કરતો હોય, આખાય યુવકવર્ગને ધર્મવિરોધી તરીકે વગોવતો હોય; એ પરિસ્થિતિમાં સમસ્ત શ્રી સંઘમાં પરસ્પરનો મેળ સાધવા માટે અને શાંતિ સ્થાપવા માટે કેવો માર્ગ લેવો જોઇએ, એ ખાસ વિચારવા જેવું છે.

"આજના સમ્મેલનમાં શ્રી સંઘની વ્યાખ્યા, તેની સત્તા અને બંધારણનો નવેસરથી નિર્ણય કરવાનો સમય આવી પડ્યો છે. જો પ્રાચીન કાળના ચાલ્યા આવતા રિવાજ પ્રમાણે, એક બીજાની પ્રમાણિકતા ઉપર વિશ્વાસ રાખી, એક બીજાનું ગૌરવ જાળવીને સમજાવટથી કામ લેવાયું હોત તો આજે આ પ્રશ્ને જે ઉગ્રરૂપ લીધું છે તે ન લેત. હવે તો એ પ્રશ્ન એટલો વિકટ થઈ ગયો છે કે એનો નિર્ણય કરે જ છુટકો થઈ શકે. જો આ પ્રશ્ન અધૂરો રહેશે તો સમ્મેલન પણ અધૂરુંજ સમજવું. જો શ્રી સંઘ બે ભાગમાં વહેંચાઇ જશે

તો સાધુસંમેલનને કરેલા ઠરાવો કે નિયમો અદ્ધર જ લટકશે અને એની કશી જ કિમ્મત નહિ રહે.

"મને તો લાગે છે કે સંમેલન ભરાવા અગાઉ પાટણ અને જામનગરના શ્રી સંઘ સાથે જે મુનિવરોને કડવાશ ઉભી થઇ છે તેનો ફેંસલો કરી લેવામાં આવ્યો હોત તો વધારે ઉચિત ગણાત; જેથી આ વિષય સંમેલનને હરકતકર્તા ન થાત. હજુય સંમેલન ભરવાની તિથિને બદલીને આ બાબત તરફ લક્ષ્ય આપવામાં આવશે અને એ માટે યત્ન કરવામાં આવશે તો વધારે ઠીક થશે.

"આપણી પરાપૂર્વની ચાલી આવતી પ્રણાલી મુજબ મારો સામાન્ય અભિપ્રાય એવો છે, કે સાધુસંઘે શ્રાવકસંઘનો મોભો જાળવવો જોઇએ અને એ રીતે શ્રાવક સંઘે સાધુસંઘનો પણ મોભો જાળવવો જોઇએ. જો આ વસ્તુ બરાબર લાગતી હોય તો એ નિયમને અનુસરીને કોઇપણ બાબતનો મધ્યસ્થ તોડ લાવવો મુશ્કેલ નહિ થાય એમ મને લાગે છે. પણ જો પરસ્પર એકબીજાનો મોભો જાળવવા માટે ઇનકાર કરવામાં આવશે તો આ પ્રશ્નનો ઉકેલ કોઇ રીતેય આવી શકે તેમ નથી.

"આજે એ પ્રશ્ન વિચારવા જેવો છે કે જો આજનો સાધુસંઘ પૂર્વના સાધુસંઘની પેઠે શ્રાવકસંઘની માઝા ગૌરવ વગેરે નહીં રાખે તો એ સાધુસંઘની માઝા ગૌરવ વગેરેને અત્યારનો શ્રાવકસંઘ પણ શી રીતે જાળવશે? જ્યાં વ્યક્તિ એક બીજાનો મોભો જાળવે એ માટે શાસ્ત્રકારોએ અનેક જાતના નિયમો ઘડ્યા હોય ત્યાં આજે આખાય સંઘનો મોભો તોડવા પ્રયત્ન થાય એ કેટલે અંશે ઉચિત ગણાય એ વિચારવું જ જોઇએ.

'પ્રાચીન ગ્રંથોનું અવલોકન કરતાં આપણને એવા ઉલ્લેખો મળી આવે છે, કે તે તે નગરના વાસ્તવ્ય સંઘોની સ્થાપેલી મર્યાદાઓને વખતો વખત માન્ય કરવામાં આવી છે અને માન્ય કરવી જ જોઈએ.

"આજે વર્ષોથી સાધુસંઘની જે અનાથ અને સ્વચ્છંદ દશા ચાલી રહી છે એ જોતાં એમ ચોક્કસ લાગે છે કે એ અનાથ દશામાંથી સાધુસંઘને ઉગારી લેવા માટે તેના ઉપર શ્રાવક શ્રી સંઘનો પ્રામાણિક અંકુશ હોવો જોઈએ.

"આજે સાધુ સંમેલન મેળવવા માટે અમદાવાદનો શ્રીસંઘ પ્રયત્ન કરી રહ્યો છે: પણ જ્યાં સુધી તે, એક બીજા ગામના સંઘો સાથે ઐક્ય સાધી સાધુઓ ઉપર કોઈની પણ શરમ રાખ્યા સિવાય પ્રામાણિક અંકુશ નહિ મૂકે નહિ મૂકી શકે ત્યાં સુધી વર્ષોથી સ્વચ્છંદ બનેલ સાધુસંઘ તેમના સરળ આમંત્રણને માન્ય કરી સંમેલનને સફળ બનાવવામાં સક્રિય ભાગ આપશે અથવા મદદ કરશે; એ આશા કેટલે અંશે સફળ થશે એ તો ભાવિમાં જ તેઓ જોશે.

'આજે સાધુસંઘ જે સ્થિતિમાંથી પસાર થઈ રહ્યો છે એ ઉપર અંકુશ મૂકવા માટે કોઈનીયે તાકાત દેખાતી નથી. એનું વાસ્તવિક કારણ જો તપાસવામાં આવે તો તે માત્ર એક જ છે કે શ્રાવકસંઘ પોતાના સંઘોનું 'ઐક્ય' સાધી શક્યો નથી. આજે સમસ્ત શ્રી સંઘનું ઐક્ય સ્થાપવા માટે શ્રાવક સંઘે પોતાનું ઐક્ય સાધવું અતિ જરૂરનું છે."

"સાધુ સંમેલનમાં સંઘબંધારણને લગતી અમુક બાબતનો ઉકેલ કરી લેવા માટેની સામાન્ય સૂચના કર્યા પછી આજે સમ્મેલન એકત્રિત કરવા માટે તનતોડ પ્રયત્ન કરનાર સમક્ષ

એક બીજી સૂચના રજુ કરવી ઉચિત લાગે છે. તે એ કે સાધુ સમ્મેલનમાં ભિન્ન ભિન્ન સમુદાયના તેમજ જુદા જુદા ગચ્છવાળા સાધુઓનો અવાજ કઇ રીતે રહેવો જોઇએ ? સમ્મેલનના સંચાલકોએ આ પ્રશ્નનો ઉકેલ અથવા વિચાર એટલા માટે કરવો જોઇએ, કે જેથી પોત પોતાના સમુદાયનો મોભો ન જળવાવાને લીધે અથવા તેમની પૂછગાછ ન થવાને કારણે એ સાધુ વર્ગ સમ્મેલનને સાથ આપવાથી ઉદાસીન ન રહે.

"સમ્મેલનના કાર્યકર્ત્તાઓએ એ બાબત ખૂબ ધ્યાનમાં રાખી લેવી, કે એક બીજાનો મોભો જાળવ્યા સિવાય, કે જેમની જેમની સાથે જે જે બાબતનો સંબંધ હોય તેમને પૂછ્યા સિવાય; કરેલાં કાર્યો કે કરેલા ઠરાવો આજે હવામાં જ ઉડી રહ્યાં છે. અને એનું સારું પરિણામ આવવાને બદલે લગભગ અતિ માઠું પરિણામ જ આવ્યું છે. એટલું જ નહિ પણ આજે એક બીજા નાના મોટા સમુદાય અને સંઘોની પૂછપરછ નહિ કરવાને કારણે એક બીજા સમુદાય અને સંઘનો એક બીજાના હૃદયમાં જે માન મરતબો હોવો જોઇએ તે ખંડિત થવા સાથે આખા સંઘનું બંધારણ છિન્ન ભિન્ન થઇ ગયું છે.

.."આ સ્થળે પ્રસંગોપાત બે બનાવો તરફ સૌનું ધ્યાન દોરું છું, જે બે બનાવો આપણા સૌના દેખતાં જ બની ચૂક્યા છે. એક પંડિત લાલનને સંઘબહાર કરવાનો અને બીજો પંડિત શ્રીયુત બેચરદાસને સંઘબહાર કરવાનો. આ બન્નેય સંઘ બહાર કરવાના કિસ્સાઓ યોગ્ય હતા કે અયોગ્ય એ વિચાર કરવાનું આ સ્થાન નથી: અહીં તો કહેવાનો આશય માત્ર એટલો જ છે, કે જામનગરના શ્રીસંઘને તેમજ વળાના શ્રી સંઘને પૂછ્યા સિવાય તેમજ તે તે નગરોના વાસ્તવ્ય સંઘનો

ખુલાસો લીધા સિવાય, અમદાવાદ સુરત વગેરે જેવા મોટા શહેરોના માનનીય શ્રીસંઘે કરેલા સંઘબહારના ઠરાવની કશી જ કિમ્મત અંકાઇ નથી. એટલું જ નહિ પણ સંઘબહાર થનાર ઉપર તેને થયેલ શિક્ષાને પરિણામે જે અંકુશ પડવો જોઇએ તે લેશ પણ ન પડવાને કારણે, ખરું જોતાં ઉપર્યુક્ત શ્રીસંઘોના ઠરાવો બુદ્ધિમાન જગત સમક્ષ હાંસીને પાત્ર જ ઠર્યા છે. એને બદલે જો અમદાવાદ વગેરેના શ્રી સંઘોએ ઉપર્યુક્ત જામનગર વગેરેના શ્રીસંઘો પાસે તેવા ઠરાવો કરાવ્યા હોત તો જરૂર ધાર્યું પરિણામ લાવી શકાત. અસ્તુ, આ ઠેકાણે આપણે વ્યવહારિક દૃષ્ટિએ વિચાર કરીએ તો જણાશે, કે એક શહેરનો શ્રીસંઘ ગમે તેવડો મોટો તેમ જ મોભાદાર હોય; તેમ છતાં જો તે પોતાના સમાન દરજ્જાને ધરાવનાર બીજા નગરોના શ્રી સંઘના મોભાને ન જાળવે તો તેના દરજ્જાને અને મોભાને બીજા નગરના શ્રી સંઘો પણ શી રીતે સંભાળશે, એ સમજવા જેવી વસ્તુ છે.

"જેમ ઉપર્યુક્ત સંઘબહારના ઠરાવમાં અવ્યવસ્થિત દશા અનુભવાઈ છે તેમ સાધુસમ્મેલનને અંગે તેવી પરિસ્થિતિ ન આવે એ માટે સમ્મેલનના સંચાલકોએ અગમચેતી રાખવી આવશ્યક છે. અને એ કારણસર અમે કાંઇ સૂચના કરવી યોગ્ય માનીએ છીએ.

"પ્રસ્તુત સંમેલનમાં આગેવાન ગણાતી આચાર્ય વગેરે ગચ્છાન્તરની વ્યક્તિઓનો અવાજ અને સ્થાન જરૂર જ રહેશે. એટલે પ્રશ્ન એ રહે છે, કે જે સમુદાયમાં આચાર્ય ન હોય, જેમ કે—શ્રીમાન્ મોહનલાલજી મહારાજનો સમુદાય, શ્રીમાન્ ધર્મવિજયજી પંન્યાસ ડેલાવાળા, વિમળગચ્છનો સાધુ સમુદાય,

શ્રીમાન્ બુદ્ધિસાગરસૂરિજીના સાધુઓ, શ્રી ગુલાબવિજયજી મહારાજ, શ્રી કેવળવિજયજી દાદા, શ્રીઆણંદવિજયજી પંન્યાસ વગેરેનો સાધુસમુદાય, આ અને આવા જ બીજાઓ કે જેઓમાં ખાસ કોઇ આચાર્ય નથી અથવા કોઈ આચાર્યની નિશ્રામાં નથી તેમનું સ્થાન અને અવાજ સંમેલનમાં કઇ પદ્ધતિએ રહેશે ? તેમજ જે મુનિઓના ગુરુ ન હોય, લગભગ એકાકી જેવી સ્થિતિમાં હોય; જેમ કે સન્મિત્ર કર્પૂરવિજયજી, શ્રીમાન લબ્ધિવિજયજી મ. ના શિષ્ય મુનિશ્રી રંગવિજયજી, શ્રી નીતિ-વિજયજી મ. ના. શિષ્ય શ્રી તિલકવિજયજી, ઋદ્ધિમુનિજી વગેરે. આ સૌના અવાજ માટે શો ક્રમ રખાશે ? અને તે સિવાય ગચ્છાન્તરીય નાના સમુદાયમાં રહેલા મુનિઓ, જેવા કે—વીરપુત્ર શ્રી આણંદસાગરજી, શ્રીમાન્ હરિસાગરજી, ઉપાધ્યાય શ્રી સુમ-તિસાગરજી, પાયચંદગચ્છના સાગરચંદ્રજી વગેરે મુનિઓ. અચ-લગચ્છના મુનિઓ વગેરે આ સૌનું સ્થાન કેવી રીતે રહેશે ?

"ઉપર અમે જે મુનિઓ અને મુનિસમુદાયનો ઉલ્લેખ કર્યો છે; એ સૌના સ્થાન માટે અને અવાજ માટે કેવી પદ્ધતિ રાખવી એ જરૂર વિચારી જ લેવું જોઇએ. જો આ વસ્તુ તરફ દુર્લક્ષ્ય કરવામાં આવશે તો એક સારો સરખો સાધુવર્ગ જુદા રૂપે રહી જશે.

"આટલું નિવેદન કર્યા પછી અમે એ પણ સૂચના કરીએ છીએ, કે અત્યારે સાધુ સમ્મેલન મેળવવાનો ઉદ્દેશ અને તેની કાર્યવાહી એવી પદ્ધતિની રહે, કે મુખ્યપણે તેમાં સાધુ સાધુઓ, સમુદાય સમુદાયો અને ગચ્છ ગચ્છોમાં વર્ષોથી જે આંતર-દાવાનળ સળગી રહ્યો છે તે શમે અને સર્વમાન્ય જે પ્રશ્નો હોય તેને અંગે વિચાર કરવામાં આવે. વિવાદાસ્પદ પ્રશ્નોને

અત્યારની વિષમ પરિસ્થિતિમાં છેડવામાં ન આવે. જો આ પદ્ધતિ સ્વીકારવામાં આવશે, તો સમ્મેલન સફળ થવામાં જરૂર સૌનો સાથ મળશે, તેમ જ એક બીજા પક્ષના હૃદયને સંધાવાનું કારણ મળશે. અને જો પ્રથમથી જ એક બીજો પક્ષ વિવાદાસ્પદ પ્રશ્નોને ચર્ચવાનું લક્ષ્ય રાખશે, તો સમ્મેલન દ્વારા એક બીજાના હૃદયનો સ્નેહ સંધાવાને બદલે, એક બીજાના હૃદયોમાં અંતર પડશે કે એક બીજા એક બીજાને સહન નહિ કરી શકે; તો તે પછી તેને સાંધવું અતિ ભારે થઇ પડશે. અને તેથી જ સમ્મેલન માટે યત્ન કરનારાઓને અને સમ્મેલનમાં આવનારાઓને નમ્ર અરજ છે, કે કોઇ પણ પહેલેથી કોઇ પણ બાબતનો આગ્રહ ન રાખતાં તેનો ભાર સમ્મેલનને માથે જ રાખે."

સાધુસંમેલનનું આમંત્રણ બહાર પડતા સુધીમાં આ રીતે ઘણી અગત્યની સૂચનાઓ થઇ હતી; પણ તે પર ગંભીર પણે વિચાર કરવામાં આવ્યો હોય તેવાં કોઇ ચિહ્નો જણાયાં નહિ.

# પ્રકરણ ૫ મું

## આમંત્રણ ને તૈયારીઓ

અનેક જાતના વિચિત્ર સંયોગો વચ્ચે પણ સાધુસંમેલનનું નાવ આગળ ચાલ્યું. તા. ૧૭–૧–૩૪ના રોજ અમદાવાદ ખાતે શ્રી નગરશેઠે બધા ઉપાશ્રયના વ્યવસ્થાપકોની એક મીટીંગ કરી, ને તેમાં દરેક ઉપાશ્રયવાળા મુનિ મહારાજો ક્યાં વિચરે છે તેની યાદિ બનાવી, ટૂંક સમયમાં મોકલી આપવાની સૂચના કરવામાં આવી.

તેજ દિવસે સાંજના નગરશેઠના વંડામાં સકળ સંઘની સભા થઇ; જેમાં લગભગ દોઢસો જેટલા માણસોએ હાજરી આપી! તેમાં શેઠ આણંદજી કલ્યાણજીની પેઢીના પ્રતિનિધિઓ, જ્ઞાતિના આગેવાનો તથા બીજા પણ કેટલાક જાણીતા જૈનો હતા. શ્રીમાન નગરશેઠે તે બધાની સમક્ષ ટૂંકું વિવેચન કર્યું અને સાધુસંમેલન ભરવાનું કેવી રીતે નક્કી કર્યું; તે જણાવી દરેકના સહકારની ઇચ્છા વ્યક્ત કરી: તેમજ આ કાર્ય બધાને એકઠા કરવા માટે છે, માટે કોઇએ કાંઇપણ કહેવું હોય તો પેપરમાં ચર્ચા કર્યા વિના, પોતાને મળશે ને વાત કરશે, તો પોતે બનતું કરશે એવી ખાતરી આપી.

આ પછી સ્વાગત સમિતિની ચુંટણી અંગે જણાવ્યું કે ' અમદાવાદની દરેક જ્ઞાતિમાં જેટલા લ્હાણાં હોય, તેના દશ ટકા માણસોને મોકલવા અને કોઇ ખાસ રહી જતું હોય તો તેને મોકલવાને પણ વાંધો નથી !'

સ્વાગતસમિતિની આ પ્રકારની ચુંટણી વીસમીસદી માટે નવાઇ ઉપજાવે તેવી હતી.

ત્યાર બાદ પાટણ અને જામનગરના ઝગડાઓ સંબંધમાં પણ તેમણે ઉલ્લેખ કર્યો અને જણાવ્યું કે " મન મોટાં હશે તો એ ઝગડાનો નિકાલ આવી જશે. હું થોડા સમયમાં પાટણ જવાનો છું. બાકી અમુક જ જાતનો આગ્રહ હોય તો કામ થવું મુશ્કેલ છે. હજી જે આચાર્ય મહારાજોને મળવા નથી જવાયું તેમને પણ મળવા જવાનો છું. "

આટલા પ્રવચન પછી તેમણે સાધુસંમેલનની કંકોતરી જે બહુ જ ટૂંકામાં, મુદ્દાસર તૈયાર કરવામાં આવી હતી; તે વાંચી સંભળાવી હતી અને અઢીસો માઇલ સુધીમાં રહેલાં સાધુ–સાધ્વી-ઓને તે સ્વયંસેવકો મારફત પહોંચાડવાની છે; એમ જાહેર કર્યું હતું. ત્યાર બાદ સાધુસંમેલન અંગે જે આચાર્યો અમદાવાદમાં આવે તે દરેકનું પૃથક પૃથક સામૈયું ન કરતાં, ચાર ચાર પાંચ પાંચ દિવસના અંતરે કરવામાં આવશે; અને એ વખતે દરેકે શહેર શણગારવું; વગેરે સૂચનાઓ પણ કરી હતી અને સંઘની સભા વિસર્જન થઇ હતી.

ત્યાર બાદ થોડા જ દિવસોમાં સુંદર ઢબે છપાયેલી, મુનિ મહારાજાઓ માટે ખાસ આમંત્રણ પત્રિકાઓ નીકળી; જેમાં નીચે મુજબ લખવામાં આવ્યું હતું:—

ॐ

यस्य ज्ञानमनन्तवस्तुविषयं यः पूज्यते दैवतै-
र्नित्यं यस्य वचो न दुर्नयकृतैः कोलाहलैर्लुप्यते ॥
रागद्वेषमुखद्विषां च परिषत् क्षिप्ता क्षणाद्येन सा
स श्रीवीरविभुर्विधूतकलुषां बुद्धिं विधत्तां मम ॥ १ ॥

श्री वीराय नमः

૫. પૂ. અનેકગુણગણાલંકૃત શ્રીમદ્

યોગ્ય શ્રી રાજનગરથી લી. શ્રમણોપાસક શ્રી સંઘ સમસ્તની ૧૦૦૮ વાર વન્દના અવધારશોજી. વિ૦ હાલમાં કેટલોક સમય થયાં આપણામાં કેટલેક અંશે અનિચ્છનીય વાતાવરણ થયું છે. આપણા અવિચ્છિન્ન પ્રભાવશાળી ત્રિકાળાબાધિત શ્રી વીતરાગ શાસનમાં એટલું પણ છાજે નહિ. જેથી શાંતિ માટે એક મુનિ સમ્મેલનની ખાસ જરૂર છે, તેમ ઘણા વખતથી આપણા મુનિ મહારાજાઓમાં ચર્ચાતાં; તેઓશ્રીની ઇચ્છાનુસાર અમો શ્રી સંઘે શ્રી જૈન શ્વેતાંબર (મૂર્તિપૂજક) મુનિઓનું સમ્મેલન અત્રે ભરવાનું નક્કી કરેલું છે. તેનું શુભ મુહૂર્ત વીર સં. ૨૪૬૦ના ફાગણ વદી ૩ ને રવિવાર તા. ૪-૩-૧૯૩૪નું રાખ્યું છે. આપ શ્રીને અમારું વિનંતિ સાથે આમંત્રણ છે જે, આપશ્રી તે સમ્મેલનમાં આપશ્રીના સકળ પરિવાર સાથે પધારવા કૃપા કરશોજી.

લી૦ **શ્રમણોપાસક શ્રીસંઘ સમસ્ત**

વંડાવીલા, અમદાવાદ **કસ્તુરભાઇ મણિભાઇની**

મહા સુદ ૫: વિ. સં ૧૯૯૦ **૧૦૦૮ વાર વંદના અવધારશોજી.**

**—સવિનય વિનંતી**

આપશ્રીના પરિવારના જે જે સાધુ, જ્યાં જ્યાં વિચરતા હોય,

ત્યાં ત્યાં તેઓ પણ મુનિસંમેલન પ્રસંગે પધારવા કૃપા કરે તેમ આજ્ઞા કરવા કૃપા કરશોજી.

આપશ્રીના સાધુ જ્યાં વિચરતા હોય ત્યાં અમારી જાણ પ્રમાણે અમો આમંત્રણપત્ર લખીશું. પણ કદાચ અમારી જાણ બહાર રહી ન જાય, માટે અમોને જણાવવા કૃપા કરશોજી, જેથી અમો પણ ત્યાં આમંત્રણપત્ર લખીશું.

વળી આપશ્રીના સમુદાયના પૂ. સાધ્વીજીઓને મુનિ સંમેલનના પ્રસંગે મુનિમહારાજાઓનાં દર્શન તથા તેઓશ્રીની વાણી સાંભળવા પધારવા કૃપા કરે તેમ આજ્ઞા કરશોજી.

આપશ્રી અમદાવાદની સમીપમાં પધારો, તે વખતે અત્રે ખબર અપાવવા કૃપા કરશોજી.

---

આ આમંત્રણપત્રિકાઓ ઝપાટાભેર જુદાજુદા સ્થળોએ રહેલા આચાર્યો તથા સાધુઓને પહોંચાડવામાં આવી. તે ઉપરથી કેટલાક આચાર્યોએ અમદાવાદ ભણી વિહાર શરૂ કર્યો. કેટલાક હજી વાતાવરણનું નિરીક્ષણ કરી, તે સંબંધી કાંઇ પણ પગલું ભરવાના નિશ્ચય પર આવ્યા, ને શ્રી વિજયેન્દ્રસૂરિએ તો આવા સંમેલનમાં ભાગ લેવાની સાફ ના પાડી. આ આમંત્રણપત્રિકાઓ પરથી એક વાત તરી આવતી હતી, કે ચતુર્વિધ સંઘમાં સાધુ અને સાધ્વી બન્નેનો સરખો સમાવેશ હોવા છતાં, ફક્ત સાધુઓને જ આમંત્રણ અપાયાં, ને ગમે તેવી વિદુષી સાધ્વીઓને પણ સ્વતંત્ર આમંત્રણો અપાયાં નહિ. તેમજ સાધુઓની આમંત્રણ પત્રિકાઓમાં સાધ્વીજીઓને મુનિમહારાજોના દર્શન માટે તેમજ તેમની વાણી સાંભળવા માટે જ આવવાનું સ્પષ્ટ સૂચવવામાં આવ્યુ.

આ સંબંધમાં વડોદરાના પ્રસિદ્ધ જૈન વકીલ શ્રીયુત નાગકુમાર મકાતીએ નીચેના વિચારો જાહેર પત્રોમાં પ્રગટ કર્યાઃ

"ભગવાન મહાવીરના શ્રમણસંઘનાં બે મહત્વનાં અંગો તે સાધુઓ અને સાધ્વીઓ. સાધુસંમેલન સંબંધી જુદાજુદા સાધુઓને આમંત્રણો અપાયાના સમાચારો બહાર આવતા જાય છે; પરન્તુ હજી સુધી એક પણ સાધ્વીને આમંત્રણ અપાયાનું સંભળાયું નથી. જૈનસમાજમાં 'સાધ્વી'નું સ્થાન ઘણું ઊંચું છે. ગૃહસ્થ સ્ત્રીઓની કેળવણીનું મહાન કાર્ય તેઓ કરી રહેલ છે. ઘણી સાધ્વીઓ વિદ્વાન્, હોશિયાર અને આગમજ્ઞાતાઓ છે. કેટલીક સાધ્વીઓ, સાધુઓ સાથે હરિફાઇ કરી શકે, બલ્કે તેમનાથી વધી જાય તેટલું ધાર્મિક જ્ઞાન ધરાવે છે. સાધુઓથી ઉત્કૃષ્ટ પ્રકારનું ચારિત્ર્ય પાળે છે. તપમાં તો ભાગ્યે જ સાધુઓ સાધ્વીઓની બરાબરી કરી શકશે. એકંદરે જૈનસમાજનો સાધ્વીવર્ગ સાધુઓથી વધુ ઉપકારી, ઓછો કજીયાખોર અને વધુ ધર્માભિમુખ રહેલો છે.

"આવા મહત્વના અંગને સાધુસંમેલનમાં સ્થાન ન હોય એ શોચનીય છે. ઘણી સાધ્વીઓએ ભૂતકાળમાં સાધુઓને આચારભ્રષ્ટ થતાં અટકાવી, તેમને સાચો રાહ બતાવ્યો છે. અર્વાચીન કાળે પણ સાધ્વીઓ સાધુઓ કરતાં કોઇ રીતે ઉતરે તેમ નથી. ભલે સાધ્વીઓમાં આચાર્ય, પંન્યાસો અને ગણિ આદિ પદવી ધારણ થતી ન હોય; પરન્તુ આચાર્યો, પંન્યાસો અને ગણિવરોની સાન ઠેકાણે લાવે એવી સાધ્વીઓનું અસ્તિત્વ જૈનસમાજમાં છે.

"હિન્દુસમાજમાં જેમ પુરુષ કરતાં સ્ત્રીઓનું સ્થાન નીચું ગણાય છે, તેવું જૈનોમાં નથી. સ્ત્રીઓ મોક્ષાધિકારિણી ગણાયેલી

છે, અને હરેક રીતે જૈનગૃહસ્થોની સમોવડી છે. આમ કોઇએ સાધુઓ કરતાં સાધ્વીઓને નીચું સ્થાન આપવું ન જોઇએ. પરન્તુ થનારા સાધુસંમેલનમાં સાધ્વીઓ માટે કેવળ નીચું સ્થાન જ નથી; એટલું જ નહિ પણ કેટલેક અંશે સમુળગું સ્થાન નથી, એ વિસ્મયકારક છે.

"શા માટે સાધ્વીઓને કોઈ સંભારતું નથી ? શું જૈનસમાજમાં તેમની જરૂર નથી ? સાધ્વીઓમાં સુધારણાનો અવકાશ નથી ? અગર સાધુઓ સુધરશે એટલે સાધ્વીઓ આપોઆપ સુધરશે એવી માન્યતા છે ? અથવા સાધ્વીઓને સંમેલનની જરૂર જ નથી કે પછી સાધ્વીઓનું સંમેલન જુદું જ ભરવા વિચાર છે ?

"ગમે તેમ હોય, પરન્તુ સાધ્વીઓને અવગણવી યોગ્ય નથી. જેવા સાધુઓમાં પ્રશ્નો ઉકેલવાના છે, તેવા જ સાધ્વીઓમાં પણ સાધ્વીઓના જુજવા પ્રશ્નો છે. સમસ્ત શ્રમણસંઘને લાગુ થાય, એવા નિયમનો ઉપરાંત સાધ્વીઓને પોતાના ઇલાહીદા સવાલોનો નિકાલ કરવાનો છે. દાખલા તરીકે,

[૧] સાધ્વીઓમાં અંદરોઅંદર, સ્ત્રીસ્વભાવોચિત જે ઝગડાઓ હોય છે. તે ઘણા જ ઘૃણાસ્પદ અને ભયંકર પરિણામો લાવનારા હોય છે.

[૨] કેટલીક સાધ્વીઓ સાધુઓના અતિ પરિચયમાં આવે છે.

(૩) કેટલીક સાધ્વીઓ અતિ પરિચયથી કેટલાક લંપટ સાધુઓની વિષયલાલસા તૃપ્ત કરવાનું સાધન બની રહે છે.

(૪) કેટલીક ભોળી સાધ્વીઓ ઠગારા લોકોના પંજામાં સપડાઇ દારુણ દુઃખમાં આવી પડે છે.

(૫) સાધ્વીઓને પણ પરિગ્રહ અને કપડાંની મર્યાદાની અત્યંત આવશ્યકતા છે. ગૃહસ્થ સ્ત્રી કરતાં પણ સાધ્વીઓ પાસે બહુમૂલ્ય અનેક કપડાં રેશમી, ગરમ કે સુતરાઉ વગેરે જાતનાં હોય છે. ટૂંકામાં આ અને આવા અનેક પ્રશ્નો સાધ્વીઓને ઉકેલવાના છે. તે ઉપરાંત શાલાવાસ, કુંવારી અને પરણેલી સ્ત્રીઓને ભગાડવાની વૃત્તિ, આચાર્યની અગર સાધુની આજ્ઞાથી સ્ત્રીઓને દીક્ષા માટે સંતાડવાની ક્રિયા, આચાર્યની પાછળ સપરિવાર ટોળાબંધ ફરવું અને તેમના નૈકટયમાં રહેવું વગેરે બાબતોને જાણવાની સાધ્વીઓને પણ આવશ્યકતા છે.

"આમ છતાં સાધ્વીઓને સાધુ સંમેલનમાં સ્થાન ન હોય એ જરા વિચિત્ર લાગે છે. ભગવાન મહાવીરનો શ્રમણસંઘ ભેગો થાય અને વીર પ્રભુની પ્રિય સાધ્વીઓ ભૂલી જવાય એ શોકની વાત છે.

"જૈન ધર્મને ટકાવવામાં સાધ્વીઓનો ફાળો ઓછો નથી. સાધુઓ કરતાં તેમનું સંખ્યાબળ પણ મૂળથી જ વધારે રહેતું આવ્યું છે. જૈન સમાજમાં કલેશ કજીઆ વધારવામાં સાધુઓએ જેટલો ભાવ ભજવ્યો છે; તેનો શતાંશ પણ સાધ્વીઓએ ભજવ્યો નથી. ઉલટી તેઓ શાન્તિની પૂજારણો જ રહી છે. જે કાંઈ બખેડા તેમના હાથે થયા હશે તે પણ મોટે ભાગે સાધુઓની શીખવણીથી જ.

"સાધુ સંમેલનમાં સાધ્વીઓની હાજરી હોત, એટલે તેમના અવાજને સ્થાન હોત તો સાધ્વીઓની પવિત્રતા, તેમનું ચારિત્ર્ય, તેમનું તપ, તેમની શાન્તિપ્રિયતા વગેરે જોઇને પણ સાધુઓ નિદાન શરમાત. સાધ્વીઓના હિસાબે કજીયાખોર સાધુઓ પોતાની પામરતા પિછાનત. આત્મ કલ્યાણ સાધવા

ગ્રહણ કરેલા સાધુવેષને આર્ત અને રૌદ્ર ધ્યાનથી વગોવતા સાધુ-ઓની સાન ઠેકાણે આવત. શ્રી હરિભદ્રસૂરિ અને શ્રી યશોવિજયજી જેવાને સત્યનો રાહ બતાવનાર પવિત્ર મૂર્તિઓ, આજના જૈનાચાર્યો, ગચ્છાધિપતિઓ, સૂરિવર્યો, શાસનચૂડામણિઓ, કવિકુલકિરિટો, વ્યાખ્યાનવાચસ્પતિઓ વગેરેના અહંકારો ઉતારવામાં અને પંન્યાસો (અને મારા એક તોતડા મિત્ર કહે છે તેમ પુન્ય નાસો) નું પુન્ય નાસતાં અટકાવત.

"અસ્તુ. હજી પણ સંમેલનના સંચાલકો સાધ્વીઓને આમંત્રી શકે છે. ભગવાન મહાવીરે તો ચતુર્વિધ સંઘમાં સાધ્વીઓને સ્થાન આપી તેમને ઉચિત પદે સ્થાપેલ છે. પરંતુ આપણા સંમેલનના સંચાલકો પ્રભુ મહાવીરે નિયત કરેલા સ્થાન ઉપરથી સાધ્વીઓને ઉથલાવી પાડી, તેને સ્થાનભ્રષ્ટ કરી, ભગવાનની આજ્ઞા ઉથાપવા માગતા હોય તો ભલે ઉથાપે."

આમ અનેક ચર્ચાઓ પેદા થવા છતાં એ સંબંધમાં મૌન જ સેવવામાં આવ્યું અને જે નીતિ સ્વીકારવામાં આવી હતી તે રીતેજ સંમેલનના કામને આગળ ધપાવવામાં આવ્યું.

# પ્રકરણ ૬ ઠું

## વલોવાતું વાતાવરણ

જ્યારે જ્યારે મોટાં સંમેલનો કે પરિષદો ભરવાની હોય છે, ત્યારે જાહેર જનતાની જાણ માટે તેના કાર્યવાહકોએ અગત્યની બાબતોને અંગે, સત્તાવાર નિવેદનો પ્રગટ કરવાં જરૂરી થઇ પડે છે. એનાથી જાહેર જનતા ચાલી રહેલી પ્રવૃત્તિથી વાકેફ થાય છે. વાતાવરણમાં ફેલાતી અફવાઓ દૂર થઇ કાર્યની સરળતા થાય છે. પરંતુ જ્યાં તેવાં સત્તાવાર નિવેદનો બહાર પડતાં નથી, અને છેવટ સુધી લોકોના મનમાં ગમે તેવા વિચારો ઉત્પન્ન થવા દેવામાં આવે છે; ત્યાં પરિણામે મૂળ હેતુને જ નુકશાન પહોંચે છે; અને કામ બગડી જાય છે.

પ્રસ્તુત સાધુસંમેલન અંગે પણ કંઇક તેવું જ બન્યું. જનતાને અનેક જાતની શંકાઓ થવા માંડી; પણ તેના કોઇ સત્તાવાર ખુલાસા બહાર પાડવામાં આવ્યા નહિ: એથી તે શંકાઓ મજબૂત બની. તે સંબંધીનું યથાર્થ ચિત્ર મુનિરાજ શ્રી વિદ્યાવિજયજીએ સંમેલનના કાર્યકર્તાઓ સમક્ષ એક લેખ દ્વારા રજુ કરતાં જણાવ્યુ હતું કે:—

"એક તરફથી મુનિ સમ્મેલનનું નિમંત્રણ નિકળી ચૂક્યું છે, જ્યારે બીજી તરફ એની ચર્ચા ગરમાગરમ ચાલી રહી છે. એક પક્ષ વર્તમાનપત્રો દ્વારા ચર્ચાઓ કરી રહ્યો છે, જ્યારે બીજો પક્ષ પોતાને મૌન કહેવરાવવા છતાં, અંદરખાનેથી અનેક પ્રકારની કારવાઈઓ કરી રહ્યો હોય, એમ સ્પષ્ટ દેખાય છે. અત્યાર સુધીનું જે વાતાવરણ ફેલાયું છે, એ ઉપરથી મને એમ કહેવાને કારણ મળે છે, કે જો કે નિમંત્રણ પત્રો નિકળી ચૂક્યાં છે, પરન્તુ મુનિસમ્મેલનનું રૂપ ખરેખર વિકૃત બનતું જાય છે. લોકોમાં અશ્રદ્ધા, વહેમ અને અનેક પ્રકારની કિંવદન્તીઓ વધારે ને વધારે ફેલાતાં જાય છે. હું મારા પહેલા જ લેખથી લખતો આવ્યો છું, કે ભૂમિકા સાફ કર્યા પછી જ મુનિ સમ્મેલનનાં પગરણ માંડી શકાય. જ્યાં અનેક પ્રકારના વિખવાદો ફેલાઈ રહ્યા હોય, જ્યાં મુખ્ય મુખ્ય સમુદાયોમાં પણ બિહારના ધરતીકંપ જેવી ફાટો પડેલી હોય, જ્યાં ઘરે ઘરે જ્વાળામુખીની અસર લાગી ચૂકી હોય, જ્યાં ઘર ઘરના અહમિન્દ્રો બની બેઠા હોય, ત્યાં એક ગામના બે ચાર ગૃહસ્થો ગાદી તકિયે બેસી મુનિ સમ્મેલન ભરવાનું તુત ઊભું કરે, પોતાના માનેલા એકાદ આચાર્ય પાસે જઇને કાનાફૂસી કરી ચોકઠું ગોઠવી આવે, અને પછી બહારના દેખાવ તરીકે પાંચ પચીસ જણની વચમાં મુહૂર્ત્તની તારીખ નક્કી કરી કાગળિયાં છપાવી; સૌના ઉપર મોકલી આપવામાં આવે, કે 'ગૃહસ્થો તમારે ત્યાં જે જે સાધુ–સાધ્વીઓ આવે એમને અમદાવાદ તરફ રવાના કરજો.' અને સુંદર કાગળમાં સાધુઓને લખવામાં આવે કે 'ફલાણી તારીખે તમારું સમ્મેલન થવાનું છે. માટે જરૂર પધારજો. અને અમદાવાદની નજીક આવો, એટલે જરા અમને ખબર આપજો!' (શા માટે ખબર આપજો, એ સમજુ

કરવામાં નથી આવ્યું, પરન્તું સાધુ મહારાજો જરૂર સમજી લે ! આનું નામ તે સમ્મેલન !

"મુનિ સમ્મેલનની–સેંકડો વર્ષ પછી થનારા મુનિસમ્મેલનની કેવી ઉત્પત્તિ ! નથી ઝઘડા પત્યા, નથી એક બીજાની સાથે બેસવા જેટલી પરિસ્થિતિ ઊભી થઈ, નથી મુનિસમ્મેલનનો હેતુ જાહેર થયો, નથી મુનિસમ્મેલનમાં શું કરવાનું છે એ જાહેર થયું, નથી નિમંત્રણો કોને આપવાં ને કોને ન આપવાં એ સંબંધી કોઇ કમીટીએ વિચાર કર્યો, નથી હિંદુસ્થાનનાં બીજા શહેરો અને ગામોના સંઘોની સમ્મતિ લેવાઇ ! બસ, કોઈ પણ જાતના પરામર્શ વિના જ, કોઇ પણ જાતના પ્રચાર કાર્ય વિના જ, મુનિસમ્મેલનની વાત ઉપડી ને નિમંત્રણોયે નિકળી ગયાં. શું આનું જ એ પરિણામ નથી કે આજે અનેક પ્રકારની શંકાઓ અને અવિશ્વાસનું વાતાવરણ ફેલાવા પામ્યું છે ? બેશક, એ વાત ખરી જ છે અને તે લગભગ સૌ કોઈ સ્વીકાર કરે છે, કે જૈન સમાજની અને ખાસ કરીને સાધુ સંસ્થાની પરિસ્થિતિનો ખ્યાલ કરતાં પહેલામાં પહેલી તકે મુનિ સમ્મેલન ભરવાની અગત્યતા છે. પરન્તુ તમામ પ્રકારની પરિસ્થિતિઓને સુધાર્યા વિના, હિંદુસ્થાનના જુદા જુદા શહેરો અને ગામોના પ્રતિનિધિઓની એક સભા બોલાવી સ્થલાદિનો નિર્ણય કર્યા વિના, એકાએક બધું કરી જ નાખવાને તૈયાર થવું, એનો અર્થ શું એ નથી, કે હાથે કરીને મુનિસંસ્થાનો ફજેતો જગતમાં જાહેર કરવો ?

"આપણે જાણીએ છીએ કે સ્થાનકવાસી મુનિસમ્મેલન માટે લાંબા વખતથી તૈયારીઓ કરવામાં આવી હતી. એમના જુદા જુદા સંપ્રદાયવાળાઓનાં પ્રાંતિક સમ્મેલનો ભરવામાં

આવ્યાં હતાં. તે સંપ્રદાયોમાં એકલ ડોકલ વિચરનારા સાધુ-ઓને કાંતો સમજાવીને સાથે ભેળવવામાં આવ્યા અને કાંતો સર્વત્ર અલગ કરવામાં આવ્યા. આમ બધી બાબતના ફેંસલા કરીને જ બૃહત્સમ્મેલન ભરવામાં આવ્યું હતું. તેમ છતાં પણ ચોક્કસ બે સંપ્રદાયોનો વિરોધ શમ્યો નહોતો, તો પણ એ બન્ને સંપ્રદાયો મુનિસમ્મેલનમાં તો ઉપસ્થિત અવશ્ય થયા હતા. અને કાર્યકર્તાઓની ઘણી મહેનતના પરિણામે પણ, ગયા લેખમાં હું જણાવી ગયો છું તેમ, સત્તાવીશ સંપ્રદાયો પૈકી પચ્ચીસ સંપ્રદાયોવાળા તો એક થઇ જ ગયા છે.

"આ ઉપરથી જોઇ શકાય છે કે એટલી મહેનત અને સ-મયના ભોગે સ્થાનકવાસી ભાઇઓ એટલું કરી શક્યા. જ્યારે એક તરફ આપણી તો પરિસ્થિતિયે જુદી છે, અને આપણા માટે મહેનત કે વ્યવસ્થાસર કામ પણ કરવામાં આવ્યું નથી. અને એકદમ નિમંત્રણો કાઢી નાખવામાં આવ્યાં; પરન્તુ એ ઉતાવળના પરિણામે આજે કેવી કફોડી સ્થિતિ થઇ રહી છે, અને 'બધું સારુ થશે, એકકે એક મુનિરાજો આવશે, બધા ઝગડા પતી જશે.' વિગેરે કહેનારાઓને હવે સમજાયું હશે કે સમ્મેલન ભરવું જેટલું ધારવામાં આવતું હતું; એટલું સહેલું તો નથી જ. અને વખતે પાસો ઉંધોયે પડી જાય. અસ્તુ.

"ગમે તેમ, પરન્તુ હવે મારો તો એ અનુરોધ છે કે મુનિસંમેલનનું કાર્ય કેમ નિર્વિઘ્નતાથી પસાર થાય, અને સાધુસંસ્થાનું સંગઠન થાય, એ પ્રત્યેક મુનિરાજે વિચારી રાખવું જોઇએ. અને જેમ બને તેમ સરળતા ધારણ કરી, ઢીલી દોરી મૂકી મુનિસમ્મેલનને સફળ બનાવવા પ્રયત્ન કરવો જોઇએ.

"બીજી તરફથી સમ્મેલનના સૂત્રધારોએ પણ પોતાની ચૂપકીદી

તોડવાની જરૂર છે. રીતસર સમ્મેલન સંબંધી જાહેર પત્રોમાં ઊહાપોહ કરી, સાધુઓનો વિશ્વાસ ઉત્પન્ન કરવાની જરૂર છે. દિવસો નજીક આવતા જાય છે. સાંભળવા પ્રમાણે પાટણ અને જામનગરના ઝગડા પત્યા નથી. સંઘસત્તાનો નિર્ણય થયો નથી. જે જે સાધુઓને તે તે ગામોના સંઘોએ બહાર કરેલા છે, તે સાધુઓને નિમંત્રણ આપતાં તેમના સામા પક્ષના સાધુઓ આવા સંમેલનમાં ભાગ નહિ લેવાના દૃઢ વિચાર ઉપર આવતા જાય છે. વળી જેઓ અમદાવાદ શહેરમાં હતા, તેઓમાંના કેટલાક અમદાવાદ છોડી ગયા છે. કદાચ ધારો કે તેઓ બીજાઓની સાથે સામૈયાપૂર્વક અમદાવાદમાં પુનઃ પ્રવેશ કરશે, તો પણ જે જે આચાર્યાદિને પહેલાં અમદાવાદ તરફ આવવાની જરૂર હતી, અમદાવાદની નજીકમાં ભેગા મળી ગોળમેજી પરિષદ્ ભરી બધ ઝઘડા પતાવવાની અને સંમેલન માટેના એજંડા-રૂપરેખા તૈયાર કરી બહાર પાડવાની જરૂર હતી; એમાંનું કંઇ બન્યું નથી, બનવાની આશા નથી. કારણ કે હજુ તો કોઇ ક્યાં છે ને કોઇ ક્યાં છે. આવી અવસ્થામાં સંમેલનનો દિવસ આવી લાગે ત્યાં સુધી સાધુઓની શંકાઓ મટે નહિ, વિશ્વાસ ઉત્પન્ન થાય નહિ, અને સમ્મતિવાળું સંમેલન ભરાય નહિ, પરિણામ એ આવે કે અમદાવાદને માટે નામોશી, સાધુ સંસ્થાની હીલના અને પાર્ટીયોનું જોર વધતાં સાધુસંસ્થા પચાસ વર્ષ પાછી પડે.

"મારું તો હજુ પણ માનવું છે કે જો સંમેલન, કોઇના કોઇ પણ જાતના અંગત સ્વાર્થ વિનાનું—એટલે કેવળ સાધુ સંસ્થાની ઉન્નતિ માટે જ ભરવાનું હોય તો, તેની તારીખો લંબાવીને અથવા બીજા કોઇપણ ઉપાયે પહેલાં આસપાસનાં

હિલો સાફ કરવાની જરૂર છે. મુનિસંમેલનની સફળતામાં જે જે વિઘ્નો જણાતાં હોય, એ વિઘ્નોને સૌથી પહેલી તકે સુધારી લેવાની જરૂર છે. અને તેની જ સાથે સાથે સંમેલનના કાર્યકર્તાઓએ વર્તમાનપત્રો દ્વારા પોતાની સફાઈ કરી લેવાની જરૂર છે.

બેશક, એ ખરું છે કે કેટલાક એકલડોકલ વિચરનારા અથવા થોડાક સામાન્ય સાધુઓ મુનિસંમેલનની તારીખ પહેલાં અમદાવાદ પહોંચશે, એમ ધારીને કે સમેલન થશે કે નહિ થાય, એનું ફારસ તો જોવા મળશે. પરન્તુ એમના પહોંચવા માત્રથી કાર્યકર્તાઓએ રાજી થવાનું નથી; જ્યાં સુધી કે સાધુ સમાજના ખાસ ખાસ અગ્રગણ્ય સાધુઓ ન આવે, જ્યાં સુધી કે જેઓ જેઓની વચમાં વૈમનસ્ય છે, તેઓ ન આવે; ત્યાં સુધી સંમેલનના મુકરર થયેલા દિવસે સંમેલન નજ ભરી શકાય. અને સંમેલનના ખાસ દિવસ સુધીમાં નહિ આવેલા મુખ્ય મુખ્ય પુરુષોને સમજાવવા દોડદોડા કરવી, દિવસો લંબાવતા જવું, એનું પરિણામ એ પણ આવશે કે અમદાવાદ જેવા શહેરમાં ભેગા થયેલાં સાધુ–સાધ્વીઓનાં ટોળાં આધાકર્મી આહાર, આધાકર્મી પાણી લઈ લઈને આત્માને ભારે કરવાનાં અને ઠલ્લામાતરાની અગવડતાના ભોગ બની ગંદકીમાં સડયાં કરવાનાં.

"એક બીજી વાત, ખાસ કરીને ધ્યાનમાં રાખવાની છે. અને તે એ કે આ સંમેલન સર્વ પક્ષીય સંમેલન થવું જોઇએ. નાનો કે મોટો એક પણ સમુદાય બાતલ રહે, અને સંમેલન ભરાય, તો એની કિંમત કોડીની પણ ન ગણાય. આ સંમેલન કંઇ કોઇપણ એક પક્ષે પોતાની સત્તા જમાવવા

માટે ભરવાનું નથી. આ સંમેલન તો છે સાધુ સંસ્થાના ઉદ્ધાર માટેનું, બધા પક્ષોને સાંધવા માટેનું, આપસનું વૈમનસ્ય મટાડવા માટેનું. જો સંમેલન ભરીને પક્ષો વધે, સ્વચ્છંદતા વધે, તો તો **सलिलादग्निरुत्थिता**—પાણીમાંથી અગ્નિ છૂટયા જેવું જ થાય. આપણે તો સાધુસંસ્થા સ્થિર કરવાની છે, સ્વચ્છંદતા મટાડવાની છે, એકલવિહારીપણું અટકાવવાનું છે, આચાર પતિતોને દેશાવટો આપવાનો છે, મઠધારીપણું મટાડવાનું છે, વિહારના ક્ષેત્રોની મર્યાદા વિશાળ બનાવવાની છે, આંતરસડાઓને દૂર કરવાના છે, સાચી સાધુતા પ્રકટ કરવાની છે, સાધુઓ સાચા વિદ્વાન કેમ બને, સાચા ઉપદેશક કેમ બને, અમુક વાડાના નહિ, પરન્તુ આખા જગતના પૂજ્ય કેમ બને, એવી યોજનાઓ કરવાની છે, અને જ્ઞાન–દર્શન–ચારિત્રની ઉજ્જવળતા કેમ થાય, એવા પ્રયત્નો કરવાના છે.

"આના માટે જ સાધુસમ્મેલન હોય, આના માટે જ આ બધા પ્રયત્નો હોય, આમાં અંગત વ્યક્તિગત સ્વાર્થનું નામો-નિશાનયે ન હોય. કહેવામાં આવે છે કે પોતાના માનેલા અમુક આચાર્યને આગળ કરી આખા હિંદુસ્થાનના સંઘોમાં પોતાનું સર્વોપરિપણું કાયમ રાખવા અમદાવાદના નગરશેઠે આ બીડું ઝડપ્યું છે. ક્યાંયથી એ પણ સૂર સંભળાય છે કે શેઠ આણંદજી કલ્યાણજીની પેઢી અને શ્રી જૈન શ્વે. કોન્ફરન્સ, પોતપોતાની સત્તા માટે 'ટગ ઑફ વૉર' (તાણંતાણીની હરિફાઈ) કરે છે, તેમાં, પેઢી આ કાર્યદ્વારા પોતાની જીત સિદ્ધ કરવા ચાહે છે. જ્યારે એક પત્રકાર પાછલું એક ઉદાહરણ આપી પેઢીવાળો પોતાનું ધાર્યું કરશે, એવો ચોખ્ખો ભય બતાવે છે. તે પત્રકારના શબ્દો જણાવે છે કે

"થોડાં વર્ષો પહેલાં શેઠ આણંદજી કલ્યાણજીની પેઢીનું નવું બંધારણ બાંધવા હિંદુસ્થાનના જૈન સંઘોના આગેવાનોની સભા બોલાવવામાં આવી હતી. તે વખતે અગાઉથી જ એવું તંત્ર ગોઠવવામાં આવ્યું હતું કે ઠરાવ રૂપે મૂકાતા બંધારણ વિરુદ્ધ કોઇ ઊભો થઇ બોલવા તૈયાર થતો, તો તેને તરત જ બેસાડી દેવામાં આવતો હતો. આગેવાનોએ પોલીસનો બંદોબસ્ત પણ પૂરતો રાખ્યો હતો. કચ્છી જૈનોને નવકારશીમાં લેવાની લાલચ બતાવી, એક દિવસ થોડા બોલાવવામાં આવ્યા હતા. આવ્યા પછી પણ તેઓને સભામાં ન આવવું, એમ સમજાવવામાં આવ્યું હતું. અને નિર્વિઘ્નપણે શેઠ આણંદજી કલ્યાણજીની પેઢીનું નવું બંધારણ પાસ કરી લેવામાં આવ્યું હતું."

"આમ અનેક પ્રકારના સુરો સંભળાય છે. બધા સુરોની મતલબ શી છે, એ સ્પષ્ટ છે. મુનિસમ્મેલનના કાર્યમાં આવો કંઇપણ ગર્ભિત હેતુ રખાયો હોય તો એ ખરેખર ભયંકર જ કહેવાય. પરન્તુ આપણે પહેલેથી આવી આશંકાઓ ઉઠાવીને મુનિસમ્મેલનનું કાર્ય નિષ્ફળ થવાનોયે ભય ન રાખવો.

"મારું તો નમ્ર નિવેદન છે કે પ્રત્યેક ગામના સંઘોએ કોઇપણ જાતના મતભેદોને આ વખતે આગળ ન કરતાં, સાધુસંસ્થાના ઉદ્ધારને માટે જરૂર હાથથી હાથ મેળવવો અને એક બીજાના સહકારપૂર્વક કાર્યને સફળ બનાવવા પ્રયત્ન કરવો.

"બીજી તરફથી પ્રત્યેક આચાર્ય અને મુનિરાજોને પણ સવિનય પ્રાર્થના કરીશ, કે આ પ્રસંગે કોઇપણ જાતના

આપસી વૈમનસ્યોને-આગળ ન લાવતાં, સાધુસંસ્થા ઉપરના સાચા પ્રેમથી એકત્રિત થવું જોઇએ. કોઇપણ કારણને આગળ કરી મુનિસમ્મેલનમાં ઉપસ્થિત ન થવું, એ ઇચ્છવા યોગ્ય ન કહી શકાય. બેશક, જેને જે જે બાબતો કરવાની હોય, તેમણે તે તે વસ્તુઓ જરૂર ઉપસ્થિત કરવી. થાય તે થવા દેવું એનો આ જમાનો નથી. આ સત્તાવાદનો જમાનો નથી. જો કોઇને એમ લાગે કે અહીં તો શતરંજની રમ્મતો રમાઈ રહી છે, અહીં તો 'રેવડીવાળાનો ભાઇ ગંડેરીવાળો' જેવું બની રહ્યું છે, અહીં તો પોતાની સત્તા આખી સાધુસંસ્થા ઉપર જમાવવાના જ પ્રયત્નો થઇ રહ્યા છે, તો તત્કાળ વિરોધ જાહેર કરવો, અને તેમ છતાં પણ હાજીયાઓના ટોળામાં કોઈ વ્યક્તિઓ તરફથી પોતાનું મનફાવ્યું કરવાની ધાંધલ મચાવવામાં આવે, તો તેવી એકપક્ષીય સભાનો બહિષ્કાર પડકારી દેવો.

"પરન્તુ મુનિસમ્મેલનમાં ઉપસ્થિત થવું, એ પ્રત્યેક મુનિરાજનું કર્તવ્ય છે, એમ મને લાગે છે. હું નથી ધારી શકતો કે આ વીસમીસદીના જમાનામાં અને તેમાં પણ ત્યાગની મૂર્તિ ગણાતા મુનિવર્ગમાં કોઇ પણ જાતની ઉપર પ્રમાણેની હિલચાલ કરવામાં આવે અને જો એવી હિલચાલ કરવામાં આવશે, તો સમજી રાખવું જોઇએ કે સાધુઓ પોતાની સાધુસંસ્થાને દફનાવવા પ્રયત્ન કરી રહ્યા છે, એમ જ જગતને કહેવાનું કારણ મળશે.

"માટે અત્યારથી બીજી બીજી બાબતોની આવી શંકાઓને સ્થાન આપ્યા સિવાય દરેકે પધારવું, અને મુનિસંમેલનને સફળ બનાવવા પ્રયત્ન કરવો, એ જ મને તો શ્રેયસ્કર લાગે છે.

"આ પ્રસંગે મુનિસંમેલનના પ્રયત્નકર્તાઓને એક વધુ સૂચના કરવી આવશ્યક સમજું છું; અને તે એ કે બિહાર, ઓરીસા અને મિથિલા આદિ પ્રાન્તોમાં ધરતીકંપથી જે કાળો કેર વર્ત્તાયો છે; અને હજારો માનવબંધુઓની જાનમાલની જે ખુવારી થઈ છે, એ કોઈથી અજાણી નથી. આજે આખા દેશમાં એ કરુણ બનાવ પ્રત્યે હમદર્દીના પોકારો થઈ રહ્યા છે. લાખો રૂપિયાનાં ફંડ એ આફતમાં ફસાએલા બંધુઓને સહાયતાર્થે થઈ રહ્યા છે. ટૂંકમાં કહીએ તો આખો દેશ દુઃખનાં અશ્રુ સારી રહ્યા છે, આવી અવસ્થામાં સંમેલન માટે આવનારા આચાર્યો કે સાધુઓનાં સામૈયાં કરીને ભૂલેચૂકે પણ જગત તરફની કાળી ટીલી વહોરવામાં ન આવે. આવા કરુણ પ્રસંગે સામૈયાં કે જમણો—નોકારશિયો ન જ શોભે. જો આ ભૂલ કરવામાં આવશે, તો જગતની દ્રષ્ટિએ જૈનસમાજની નિષ્ઠુરતાની કહેણી રહી જશે. અને ત્યાગી સાધુઓને માટે એમ જરૂર કહેવાશે કે ભયંકર કાળા કેર વખતે પણ જૈન ધર્મના ત્યાગી સાધુઓ પોતાનાં માન—પાનને જતાં કરી શકતા નથી. આશા છે કે આ સંબંધી જરૂર વિચાર કરવામાં આવશે."

આ ઉહાપોહના પરિણામે યા બીજા કારણે પણ શ્રી વિજયનેમિસૂરિ અમદાવાદના રસ્તે કોઠ મુકામે આવે, ત્યારે સાગરાનંદસૂરિજી તથા વિજયદાનસૂરિજી અથવા તેમના અભાવે પં૰ રામવિજયજી ત્યાં મળે અને કેટલીક મંત્રણાઓ કરે, તેવો લાગતાવળગતાઓ તરફથી પ્રયત્ન થયો; પરન્તુ તે નિષ્ફળ ગયો.

તા. ૧૫—૨—૩૪ ના રોજ ઓગણત્રીસ ઠાણાં સાથે વિહાર કરતા શ્રી વિજયનેમિસૂરિ કોઠ આવી પહોંચ્યા, પણ સાગરાનંદ-

સૂરિજી કે વિજયદાનસૂરિજી યા તેમના પક્ષનું કાર્ય આવ્યું નહિ. અને તેમની છાવણીમાં નિરાશા ફેલાઇ.

બીજી બાજુ આ સંમેલનના પ્રમુખ કોણ થશે, તે માટે વિવિધ અટકળો થવા લાગી. કોઇએ શ્રી વિજયસિદ્ધિસૂરિ બધામાં વૃદ્ધ હોવાથી તેમની કલ્પના કરી, તો કોઇએ શ્રી સાગરાનંદસૂરિ આગમોના બહુ અભ્યાસી હોવાથી તેમની કલ્પના કરી, તો કોઇએ શ્રી વિજયનેમિસૂરિ 'શાસનસમ્રાટ' કહેવાતા હોવાથી પ્રમુખ તરીકેની તેમની વરણીને જ શક્ય માની.

વળી આ સંમેલનની વિષયવિચારિણી સમિતિમાં કોણ બેસશે, તે માટે પણ અનેક જાતની કલ્પનાઓ થવા લાગી. કોઇએ માન્યું કે જેટલા આચાર્યો હશે, તે બધાની વિષય-વિચારિણી સમિતિમાં ચૂંટણી થશે અને એથી કેટલાકે પોતાના સમુદાયમાં નવીન આચાર્યો બનાવ્યા. કોઇએ માન્યું કે આચાર્ય તો ગમે તેને બનાવી શકાય છે, અને જેઓ તેવી પદવીની બાબતમાં નિઃસ્પૃહ બન્યા છે, તેમની સલાહ જતી કરી શકાય નહિ; એટલે સાધુઓમાં યોગ્યની જ ચૂંટણી થશે અને તે માટે વાતાવરણ તૈયાર કરવા લાગ્યા; તો કોઇએ ગચ્છવાર અમુક સભ્યો લેવાશે, તેવી પણ કલ્પના દોડાવી.

આ જ અરસામાં 'વીરશાસન'માં પ્રગટ થયેલી કેટલીક હકીકત પરથી એ પ્રશ્ન ઊઠયો, કે અમદાવાદના નગરશેઠ સમગ્ર હિન્દના સંઘપતિ છે? તે સંબંધમાં મુંબઇ જૈન યુવકસંઘના મંત્રીઓએ નીચેનું નિવેદન પ્રગટ કર્યું:—

'વીરશાસન'ના તા. ૨–૨–૧૯૩૪, અંક ૧૮ના ૨૬૫મા પાનામાં, પહેલા કોલમમાં, "જૈન શ્વે. મૂ. મુનિ સંમેલન"

એ મથાળા નીચે આવેલા લેખમાં લખવામાં આવ્યું છે, કે "શ્વેતામ્બર મૂર્તિપૂજક મુનિઓ સંમેલન ભરવાની તૈયારી કરે છે; એ સમાચારે જૈનસમાજમાં ઉત્સાહ પ્રેર્યો હતો. જુદા જુદા આચાર્યાદિને મળવામાં આઠ-દશ માસ વ્યતીત થયા અને વિચારતાં મુખ્ય મુખ્ય સાધુઓ એક વિચાર પર આવ્યા, ત્યાર પછી અમદાવાદના શ્રી સંઘ તરફથી મુનિસંમેલન ભરવાનું આમંત્રણ થયું. સદ્ભાગ્યે છેલ્લા ચાતુર્માસથી આખીએ સાધુ સંસ્થાના લગભગ ૮૦ ટકા સાધુઓ ગૂજરાત-કાઠિયાવાડમાં જ વિચરતા હતા. છતાંએ તરત જ અમદાવાદના નગરશેઠ કે જેઓ હિન્દભરના જૈનોના સંઘપતિ છે........" આમ ભોળી જનતાને ખોટે રસ્તે દોરવવા અથવા ભવિષ્યમાં કોઇ નિશાન તાકવા આવું જૂઠાણાભરેલું અને બિરાદાવલી ગાતું લખાણ વાંચીને અમારે ખુલાસો કરવો પડે છે, કે—

"સાધુસંમેલન ભરવાનું નક્કી કરવા અગાઉ મોટા ભાગના આચાર્યોની સંમતિ લેવામાં આવી જ નથી. મુનિ મહારાજોના મોટા ભાગને તો આ સંમેલન નક્કી કરવા જાહેરમાં શ્રી વિજયનેમિસૂરિનો હાથ હોવાનો અને ખાનગીમાં સોસાયટીના સૂત્રધાર આચાર્યો ને સાધુઓનો હાથ હોવાનો ખુલ્લું જણાઈ આવે છે. અમદાવાદના સંઘપતિ અને લાગતા-વળગતાઓની જ આ હિલચાલ છે.

"પરંપરાથી જે રીતે દરેક સંઘોના કામકાજ ચાલે છે, તે જોતાં સમગ્ર હિન્દુસ્તાનના જૈનસંઘોના સંઘપતિ તરીકેનો તેમનો સ્વીકાર કર્યો જ નથી. છતાં સંમેલનના મૂળમાં આ એક જાતની રમત છે. એટલે જેઓ સ્વમાન ધરાવે તે કોઇ

પણ વ્યક્તિ, સંસ્થા કે સંઘ આ ચલાવી લેજ નહિ, એમ અમે ખુલ્લે ખુલ્લું જાહેર કરીએ છીએ.

"આથી દરેક નાના-મોટા સંઘોને, મંડળોને, યુવકસંઘો વગેરેને વિજ્ઞપ્તિ કરીએ છીએ, કે 'રૂઢિચુસ્ત પક્ષનું વીરશાસન જે ચાલબાજી ચલાવી રહ્યું છે,' તેને નગ્નસ્વરૂપે ખુલ્લી પાડવા, યોગ્ય ઠરાવો અને પ્રચાર કરે.

"આમંત્રણપત્રિકાની શબ્દરચના, સંમેલનની રીતભાત, તેના સૂત્રધારોનું મૌન અને વીરશાસનની મનોદશા જોતાં અંતરના ભાગમાં જુદું તરવરી આવે છે; એટલે એવા કટોકટીના પ્રસંગમાં આપણે શું? તેના લખવાથી શું વળ્યું? એમ મન વાળીને બેસી રહ્યા; અને મૌન સેવ્યું તો સંઘસત્તા અને સ્વમાનનો નાશ કરવાની જે રમત રમાઇ છે, તે ફળીભૂત થશે અને તેનું ભયંકર પરિણામ સમાજને ભોગવવું પડશે."

લિ. સેવકો,

મણિલાલ એમ. શાહ

અમીચંદ ખેમચંદ શાહ

રતિલાલ સી. શાહ

મંત્રીઓ, શ્રી મુંબઇ જૈન યુવકસંઘ

આ નિવેદનનો અમદાવાદના રમણલાલ સારાભાઇ નામના જૈનગૃહસ્થ તરફથી નીચે મુજબ જવાબ આપવામાં આવ્યો:

"બાલવૃદ્ધ જૈન જાણે છે કે અમદાવાદના નગરશેઠ કે જેઓ અમદાવાદના સંઘપતિ છે, એટલુંજ નહિ પણ હિંદના સકળ સંઘના પ્રમુખ છે; એટલે સંઘપતિ છે. આ સત્ય હકીકત

મેં મારા તે લખાણમાં જણાવેલી, પરંતુ આ વાંચીને કોઈક ભાઈઓએ હાલના રાજનગરના સંઘપતિ એ હિંદના સકળસંઘના સંઘપતિ છે કે કેમ, એ બાબતમાં ચર્ચા ઊઠાવી છે. સ્વભાવિક રીતે જ જણાય છે કે ચર્ચા ઉઠાવનારાઓ અજ્ઞાન છે અને તેઓને મુનિસંમેલન દ્વારા જૈન સમાજમાં શાંતિ થાય એ રૂચતું નથી. તા. ૧૮–૧૨–૧૯ ના રોજ અમદાવાદમાં હિંદુસ્તાનના સકળ સંઘના શ્રાવક સમુદાયના મેમ્બરોની એક મહાસભા મળી હતી. આ સભાએ ભાવનગરના જાણીતા ધર્મપ્રેમી આગેવાન વોરા અમરચંદ જસરાજની દરખાસ્ત અને ચેવલાવાળા શેઠ દામોદર બાપુભાઈના ટેકાથી સર્વાનુમતે અમદાવાદના નગરશેઠને એ મહાસભાના અધ્યક્ષસ્થાને નિયત કર્યા હતા. આ નિમણુંક કરતા નગરશેઠ સાહેબે અને તેમના મરહુમ પૂર્વજો શેઠશ્રી શાંતિદાસ વગેરેએ જૈન ધર્મ અને સમાજની કરેલી અપૂર્વ સેવાઓની યાદ આપવામાં આવી હતી. આ પ્રમાણે તે પ્રકારની યોગ્યતાથી સને ૧૯૧૨ માં હિંદના સકળ જૈન સંઘોના પ્રમુખ તરીકે નીમાયેલા માનનીય ગૃહસ્થ માટે કોઈ બેજવાબદાર વ્યક્તિઓ ગમે તેમ બોલે કે લખે તેની જૈન સમાજને લગીરે કિંમત નથી. અને હિંદભરનો જૈન સમાજ પ્રેમપૂર્વક મહાપુણ્યશાળી શેઠ શ્રી શાંતિદાસના વંશજને પોતાના પ્રમુખ ગણે છે, એ ભાવનામાં રજમાત્ર ફેર પડવાનો નથી. સને ૧૯૧૨ પછી હિંદુસ્તાનનો સકળ સંઘ એકત્રિત થયો નથી અને બાવીસ વર્ષના ગાળામાં ઘણાયે પ્રસંગોએ અમદાવાદના નગરશેઠ સાહેબને હિંદના સકળ સંઘોના પ્રમુખ તરીકે જૈન પ્રજાએ સ્વીકાર્યા છે. આશા છે કે સત્ય વસ્તુ ન જાણવાને લીધે ચર્ચાએ ચઢેલા ભાઈઓ આ ટૂંક ખુલાસો વાંચી નિરર્થક ચર્ચા બંધ કરી સમયનો સદુપયોગ કરશે.”

પરંતુ એથી ચર્ચા શાંત પડવાને બદલે વધાર જોરદાર બની. તા. ૨૧-૨-૩૪ ને રોજ મુનિશ્રી હેમેંદ્રસાગરજીએ ગાંધેજાથી શ્રી વિજયનેમિસૂરિજીને નીચે મુજબ એક જાહેર પત્ર લખ્યોઃ—

આચાર્યપ્રવર શ્રીમાન વિજયનેમિસૂરિજી આદિ

મુ. કોઠ.

"વંદનાપૂર્વક જણાવવાનું કે સાધુ સંમેલનનો સમય નિકટ આવતો જાય છે. હજુ સુધી આપના તરફથી સંમેલન સંબંધી ક્યા વિષયો ચર્ચવાના છે, સંમેલનની મૂળ આવશ્યકતા શી છે, વિગેરેનો ખાસ ખુલાસો બહાર પડ્યો નથી તો અવશ્ય બહાર પાડવાની જરૂર છે.

"સંમેલન ભરાયા પહેલાં જે જે ગામોના સંઘોમાં સાધુઓના નિમિત્તે ક્લેશો ઊભા થયેલા છે, તે ઉદારભાવે શાન્ત કરવાની જરૂર છે.

"સાંભળવા પ્રમાણે અમુક આચાર્ય-પંન્યાસોને સંમેલન પહેલાં આપ મળવા ઇચ્છો છો, તો સાથે વિજયનીતિસૂરિજી, વિજયવલ્લભસૂરિજી અને અમદાવાદમાં રહેલા મુનિશ્રી વિદ્યાવિજયજી તેમજ બીજા મળવા જેવા અન્ય મુનિરાજોને મળવાથી જનતામાં અવિશ્વાસની જે લાગણી આજ સુધી ફેલાઇ છે; તે શાંત થવા સાથે ધારેલા વિચારો પાર પડવામાં સંશય નથી.

"હાલમાં જે ચર્ચાઓથી સંઘોમાં વિરોધ વધ્યો છે અને વધવા સંભવ છે; તેવી ચર્ચાઓ સંમેલનમાં લાવવી અમને ઉચિત લાગતી નથી.

"સંમેલનમાં ખાસ સાધુ-સાધુમાં એકતા જળવાય, ગચ્છ ભેદ, સંપ્રદાય ભેદ વધારનાર નજીવા ઝઘડાઓ-તિથિઓની વધઘટ, પર્યુષણા જેવા મહાપર્વોમાં એક જ ગચ્છ એક જ

સમાચારી છતાં મતભેદ ઊભા કરવા વગેરે સંબંધી ખાસ ગ્રંથોનો આધાર લઈ એક જ નિર્ણય થવો જોઈએ; જેથી તેવા ઝઘડાઓ ફરી કોઈ કાળે ઉદ્ભવે નહિ.

"કેટલાક સાધુઓમાં આજે દેશ–કાળના લીધે સ્વેચ્છાચાર તેમ જ શિથિલતાનો અતિરેક જોવામાં આવે છે, તે અટકાવવા માટે ખાસ વિચારની જરૂર છે.

'દરેક યુગમાં નિયમન કરનારા નિયમો આચાર્યવરોએ તેમજ શ્રી સંઘોએ અનેકવાર કર્યા છે—આજે પણ ઉપયોગીતા છે.

'ઉપર્યુક્ત બાબતોમાં દરેકની સંમતિ–સલાહની જરૂર છે હાલમાં અમે પાનસર વિગેરે તીર્થ યાત્રા કરી અમદાવાદ જવાના છીએ."

લી. **આચાર્ય ઋદ્ધિસાગરસૂરિ**
**તરફથી મુનિ હેમેન્દ્ર**

આ ઉપરાંત શ્રી વિજયનીતિસૂરિજીના શિષ્ય પં. શ્રી કલ્યાણ-વિજયજીએ પણ આ અરસામાં પોતાના વિચારો પ્રગટ કર્યા હતા અને અમદાવાદમાં સાધુસંમેલન ભરવા માટે ડહેલાના ઉપાશ્રય સિવાય બીજું સ્થળ પસંદ ન કરી શકાય તેના વિગતવાર કારણો રજુ કર્યાં હતાં તથા બધા સાધુઓ પર એક નાયક હોવાની હિમાયત કરી હતી

આ રીતે વાતાવરણ ખૂબ જ વલોવાતું ચાલ્યું, છતાં તેના મુખ્ય કાર્યવાહકોએ તો ચુપકીદીની એકજ નીતિને પકડી રાખી ને જેમ દરિયાના તોફાનમાં સપડાએલો નાવિક, નાવ કાબુમાં ન રહેતાં છેવટે તેને ગમે ત્યાં જવા દે છે તે રીતે સાધુ સંમેલનના નાવને ભાવિભાવના દરિયામાં વહેતું મૂક્યું.

# પ્રકરણ ૭ મું

## ઙહેગામ-મંત્રણા

ભારતવર્ષના ભિન્ન ભિન્ન ભાગોમાંથી સાધુ સમુદાય અમદાવાદ તરફ આવી રહ્યો હતો. જેઓ દૂર હતા તેઓ ઝડપી વિહાર કરતા હતા ને નજીક હતા તેઓ ધીમે ધીમે વિહાર કરતા હતા. તેઓને કંઇ સ્થળે અમદાવાદના શ્રાવકોનો મેળાપ થતો કે પ્રશ્નપરંપરાની ધારા છુટતી. તેમાં કેટલીક વાર તો મોંમાથા વિનાના સમાચારો પણ કહેવાતા અને તેથી ગુંચવાતું કોકડું વધારે ગુંચવાતું. જ્યારે આ બધા સાધુઓએ સાંભળ્યું કે કોઠની મંત્રણા પડી ભાંગી છે; ત્યારે તેમના કુતુહલનો પાર રહ્યો નહિ. કોઈ તે બનાવને વિજયનેમિસૂરિની ઓસરતી સત્તાનાં ચિન્હ રૂપે ગણવા લાગ્યું, તો કોઈ તેને શ્રી વિજયદાનસૂરિના સંઘાડાની એક ભેદી રમત લેખવા લાગ્યું

આ પ્રસંગે ઉદારમતવાદી સાધુઓ પૈકીના એક મુનિ વિદ્યાવિજયજીને લાગ્યું કે આવા વિચિત્ર સંયોગોમાં આપણે કંઇ પણ સંગીન કામ કરવું હોય, તો કેટલીક પ્રાથમિક મંત્રણા કરી લેવી જોઇએ. આ વખતે મુનિ વિદ્યાવિજયજી અમદાવાદમાં હતા. તેમણે અમદાવાદમાં જુદે જુદે ઠેકાણે અનેક ભાષણો

આપી ઘણે ખરે અંશે લોકમત તૈયાર કર્યો હતો. જુદા જુદા ઉપાશ્રયોમાં બિરાજતા સાધુઓની મુલાકાતો તેઓ લઈ ચૂકયા હતા. તેઓ યુવકોમાં-સુધારક ગૃહસ્થોમાં ઉત્સાહની ભરતી જોઈ શકયા હતા. તેમણે અમદાવાદના ઉત્સાહી કાર્યકર્તા ધીરજલાલ ટોકરશી શાહ, મૂલચંદ આશારામ વૈરાટી, શેઠ શકરાભાઈ લલ્લુભાઈ જેવા ખાસ ખાસ મહાનુભાવોને પોતાની પાસે બોલાવી પોતાનો નિશ્ચય મૂકયો. તે ભાઈઓ સમ્મત થયા; અને તેમની દ્વારા પ્રયત્ન શરૂ કરવામાં આવ્યો. તેના પરિણામે ઉત્તર અને મધ્ય હિંદ તરફથી વિહાર કરીને આવતા સાધુઓએ અમદાવાદથી થોડે દૂર, દહેગામ મુકામે ફાગણ શુદી અગિયારશને દિવસે એકત્ર થવાનું નક્કી કર્યું. એ મંત્રણામાં ભાગ લેવાનો અમદાવાદ આવી ગયેલા કેટલાક સાધુઓએ પણ નિશ્ચય કર્યો અને ફાગણ સુદી ૪ ના જૈન જ્યોતિમાં નીચેના સમાચારો પ્રગટ થયા.

## દહેગામ ભણી મુનિવિહાર

"આચાર્ય શ્રી વિજયનીતિસૂરિજી, પંન્યાસ શ્રી કલ્યાણવિજયજી આદિ મુનિવરો સાથે કપડવંજથી વિહાર કરી ફાગણ સુદ આઠમ અથવા નોમને દિવસે દહેગામ પધારશે. ત્યાંથી અમદાવાદ આવશે.

"આચાર્ય શ્રી વિજયહર્ષસૂરિ આદિ મુનિમંડળ મહેસાણાથી વિહાર કરી દહેગામ ખાતે આચાર્ય શ્રી વિજયનીતિસૂરિજીને મળશે.

"આચાર્ય શ્રી વિજયવલ્લભસૂરિજીએ મુનિરાજ શ્રી પુણ્યવિજયજી, પંન્યાસ શ્રી ઉમંગવિજયજી તથા બીજા અનેક

મુનિવરો સાથે પાટણથી વિહાર કર્યો છે. ફાગણ સુદ નવમીને દિવસે ઘણા ભાગે તેઓ દહેગામ પહોંચશે અને ત્યાં થનાર મુનિ-સંમેલનની સફળતા સંબંધીની મંત્રણામાં ભાગ લઇ અમદાવાદ આવશે.

"આચાર્ય શ્રી રિદ્ધિસાગરજી, મુનિરાજ શ્રી હેમેન્દ્રસાગરજી તથા બીજા શિષ્ય પરિવાર સાથે પાનસરથી દહેગામ તરફ પધારશે.

"મુનિરાજ શ્રી વિદ્યાવિજયજી પોતાની નાદુરસ્ત તબિયતને અંગે હાલ અમદાવાદમાં રોકાયેલા છે. તેઓ તબિયત સુધરતાં જ મુનિ શ્રી હિમાંશુવિજયજી; મુનિ શ્રી ધર્મવિજયજી તથા શ્રી સંપતવિજયજી તથા શ્રી વિજયદુર્લભસૂરિ આદિ મુનિઓ સાથે દહેગામ પધારશે.

"મુનિ શ્રી લલિતસાગરજી તથા શ્રી લક્ષ્મીસાગરજીએ સાણંદથી વિહાર કર્યો છે. તેઓ અમદાવાદ થઇને દહેગામ જશે."

આ વખતે શ્રી વિજયનેમિસૂરિ અમદાવાદ આવી પહોંચ્યા હતા ને નદીપાર સુતરિયા બિલ્ડીંગમાં ઉતર્યા હતા બીજા પણ કેટલાક આચાર્યો તથા સાધુઓ જુદાજુદા સ્થળે ઉતર્યા હતા. જૈન જ્યોતિ પત્ર અમદાવાદમાં એક દિવસ આગળ પ્રગટ થતું હોવાથી તે સમાચાર ફાગણ શુદી ત્રીજના સાંજે અમદાવાદમાં ફરી વળ્યા, અને લોકોને તરેહ તરેહની કલ્પનાઓ થવા લાગી. શ્રી વિજયનેમિસૂરિએ દહેગામમાં થનારી વિચારણાના આ સમાચારો બહુ આશ્ચર્ય સાથે સાંભળ્યા. અને તેમને તથા સંમેલનના કેટલાક કાર્યવાહકોને શેતરંજની બધી બાજી પલટાઇ જતી લાગી. સોસાયટી પક્ષ પણ ઊંચો

નીચે થઇ ગયે અને આ મંત્રણા કોઇપણ રીતે ન થવા પામે તે માટે તેઓ કટિબદ્ધ થયા. પરિણામે અત્યાર સુધી ફક્ત ચર્ચાઓથી જ ક્ષુબ્ધ બનેલું વાતાવરણ એક જાતની રાજરમતમાં પલટાઇ ગયું.

દહેગામ-મંત્રણા પરિષદમાં ભાગ લેવા આવી રહેલા સાધુઓને અણધાર્યા કેટલાક શ્રાવકોનાં દર્શન થવા લાગ્યાં અને દહેગામ મંત્રણા વિષે ભળતી જ વાતો તેમના મુખમાંથી સંભળાવા લાગી. લુહારની પોળના ઉપાશ્રયના વહીવટદારો દહેગામ મુકામે શ્રી વિજયનીતિસૂરિને મળી એકદમ અમદાવાદ ચાલ્યા આવવાનું અયોગ્ય દબાણ કરવા લાગ્યા અને તેમ ન કરવા માટે સામા પક્ષ તરફથી પણ યોગ્ય સમજાવટો થવા લાગી.

દહેગામ-મંત્રણા પરિષદને ઉપરના જૈન જ્યોતિના વિહાર સમાચારમાં પ્રગટ થએલા નામો ઉપરાંત પણ બીજા સાધુઓને સહકાર મળ્યો. શ્રી વિજયલાભસૂરિ તથા વિજયન્યાયસૂરિ અમદાવાદથી વિહાર કરી દહેગામ આવી ગયા. શ્રી દર્શનવિજયજી, શ્રી જ્ઞાનવિજયજી અને શ્રી ન્યાયવિજયજીએ પણ તેના પ્રત્યે સંમતિ દર્શાવી. શ્રી જયસિંહસૂરિ તથા વિજયમાણિક્યસિંહસૂરિ અને ભૂપેન્દ્રસૂરિ તથા પાર્શ્વચંદ્ર ગચ્છના સાગરચંદ્રજી મહારાજ આદિ બીજા પણ ઘણાઓએ તેના પ્રત્યે સહકારની લાગણી વ્યક્ત કરી. આ રીતે જોતજોતામાં જૈન સમાજના જૂના અને નવા વિચારવાળાઓ વચ્ચે ભારે રસાકસી ઉત્પન્ન થઇ.

ગમે તેવા પ્રયત્નો કરવા છતાં દહેગામનો કાર્યક્રમ બદલાયો નહિ; ફક્ત શ્રી વિજયનીતિસૂરિ કેટલાક કારણે દહેગામથી

થોડે દૂર આવેલા ડભોડા ગામે જઇને સ્થિર રહ્યા અને બાકીના આચાર્ય તથા સાધુઓ નિયત સમયે દહેગામ પહોંચી ગયા.

દહેગામના શ્રાવકોની ભક્તિ સુંદર હતી. વળી આગળના વર્ષમાં મુનિરાજ શ્રી વિદ્યાવિજયજીનું ચાતુર્માસ અત્રે થએલું હોવાથી તેમના સંસ્કારોમાં ઉત્સાહની અત્યંત વૃદ્ધિ થઇ હતી. તેથી પોતાના આંગણે આવો અમૂલ્ય અવસર આવેલો જાણી તેનો લેવાય તેટલો લહાવો લેવા કમ્મર કસી હતી.

અમદાવાદ જૈન યુવક સંઘના કાર્યકર્તાઓએ પણ આ મંત્રણા પરિષદને સફળ બનાવવા બને તેટલી જહેમત ઉઠાવી હતી. અને મુનિરાજ શ્રી વિદ્યાવિજયજી નાદુરસ્ત તબિયત છતાં આખી પરિસ્થિતિને મજબુત રીતે સાચવી રહ્યા હતા, અને તેઓ, દહેગામ આવતા મુનિરાજોનું સ્વાગત કરવા દહેગામ પહોંચી ગયા.

દહેગામ મંત્રણા પરિષદના કાર્યક્રમે સુધારક પક્ષનું ભારે આકર્ષણ કર્યું હતું અને તેથી દૂર દૂરથી કેટલાક આગેવાન શ્રાવકો પણ તેમાં ભાગ લેવાને વખતસર આવી પહોંચ્યા હતા.

## મંત્રણા દિન પહેલો તા. ૨૫-૨-૩૪

આજનું દહેગામ અપૂર્વ દેખાતું હતું. ઘણાખરા સાધુ મહારાજાઓ અહીં પધારી ગયા હતા. આચાર્ય શ્રી વિજય-વલ્લભસૂરિજી પણ પોતાના વિદ્વાન શિષ્યો અને જુદા જુદા સમુદાયના પ્રતિનિધિઓ સાથે આજે દશ વાગે પધારવાના હતા. પધારેલા સાધુવર્યોમાં મુનિરાજશ્રી વિદ્યાવિજયજી, મુનિરાજશ્રી જયંતવિજયજી, આચાર્ય શ્રી રિદ્ધિસાગરજી, ઉ૦ સિદ્ધિમુનિજી,

પંન્યાસ શ્રી લાભવિજયજી, પં. ન્યાયવિજયજી, મુનિ પ્રેમવિમલજી તથા બીજા પણ ઘણા મુનિઓ ધ્યાન ખેંચતા હતા.

અમદાવાદથી તથા બીજા પણ ઘણા સ્થળેથી ઘણા જૈનો અહીં આવ્યા હતા. તેમજ જૈન જ્યોતિના ખબરપત્રી સાથે પ્રજાબંધુ, જૈન, તરુણજૈન, આત્માનંદ પ્રકાશ વગેરે પત્રોના ખબરપત્રીઓ પણ આવેલ હતા; જેમાં કેટલાક તંત્રી મહાશયોનો પણ સમાવેશ થયો હતો.

દશ વાગે પૂ. આચાર્ય શ્રી વિજયવલ્લભસૂરિજી આદિ ઠાણા બાર સાથે (જેમાંના કેટલાક સંઘ અને ગચ્છના પ્રતિનિધિ હતા) પધાર્યા હતા. દહેગામનો શ્રી સંઘ તથા ત્યાં બીરાજમાન દરેક સાધુઓ તેમનું સ્વાગત કરવા સામે ગયા હતા.

પૂ. આચાર્યશ્રીએ શાંતમૂર્તિ મુનિ મહારાજ શ્રી હંસવિજયજીનો સ્વર્ગવાસ થયેલ હોવાથી સામૈયાનો નિષેધ કર્યો હતો, જેથી તેઓશ્રી બધા સમુદાય સાથે પોતાના ઉતરવાના મુકામે પધાર્યા હતા, અને પોતાની પ્રભાવશાળી વાણીમાં તેઓશ્રીએ મંગળાચરણ કર્યું હતું; જેમાં સાર્વજનિક દયા, સાહમીભાઇની મદદ (સ્વામી વાત્સલ્ય) તથા વીતરાગ શાસન ઉપર અતિ સુંદર પ્રવચન કર્યું હતું.

## હૃદયથી હૃદય મળવા દો

આ વખતે મંત્રણાના સમયનો પ્રશ્ન પૂછાતાં તેઓશ્રીએ પોતાની ભાવવાહી વાણીમાં પ્રત્યુત્તર આપ્યો હતો કે—

'ભાઇઓ ! અમે બધા તો અપરિચિત છીએ. હજી અમને આંખોથી આંખો મેળવવા દો, હૃદયથી હૃદય મેળવવા દો, પછી વાણીની એકતા થશે. અને તેમ થશે તો જરૂર જે

કામ માટે આપણે જઇ રહ્યા છીએ તે કામ સફળ થશે.'
આ પછી તેઓશ્રી સાધુવર્ગોને મળ્યા હતા અને આહાર પાણી વાપર્યા પછી બે વાગતા મીટીંગની શરુઆત થઇ હતી.

## બંધ બારણે મસલત

બપોરના બે વાગે બધા સાધુ મહારાજો શ્રી વિજયવલ્લભસૂરિજીના ઉતારે એકત્ર થયા હતા અને બંધ બારણે મસલત ચલાવવામાં આવી હતી. જે વખતે કોઇ પણ શ્રાવક કે કોઇ પણ પત્રના પ્રતિનિધિને હાજર રાખવામાં નહોતા આવ્યા. આ મંત્રણા લગભગ સાડા ચાર સુધી એટલે અઢી કલાક સુધી ચલાવવામાં આવી હતી. જેમાં ધારવા મુજબ એક ડ્રાફ્ટ રજુ કરવામાં આવ્યો હતો અને તેમાં સાધુ સંમેલનની બધી યોજના બહાર પાડવા માટે નગરશેઠને પત્ર દ્વારા જણાવવાનું હતું.

## બસો સાધુનું પ્રતિનિધિત્વ

આ બધામાં ભાગ લેનારા લગભગ ૪૦ થી ૫૦ મુનિવરો હતા, જેઓ લગભગ બસો ઉપરાન્ત સાધુઓનું પ્રતિનિધિત્વ ધરાવતા હતા.

## શ્રાવક મંત્રણા

સાધુ મહારાજાઓ જ્યારે આમ મંત્રણા ચલાવી રહ્યા હતા, ત્યારે બીજી બાજુ મુંબઇ, પાટણ, અમદાવાદ, દહેગામ, મહુવા, ભાવનગર વગેરેના ભેગા થયેલા આગેવાન ગૃહસ્થો પણ વિચારણા ચલાવી રહ્યા હતા અને લાંબી વાટાઘાટને અન્તે સર્વેએ એકમત થઇ નીચેનો ઠરાવ પસાર કર્યો હતોઃ—

"અમદાવાદ ખાતે ભરાનાર સાધુ સંમેલનના શ્રાવકોને લાગે વળગે તેવા કોઇપણ ઠરાવ પસાર થશે, તે અખિલ હિન્દના ચતુર્વિધ સંઘના પ્રતિનિધિઓ પાસે પસાર કરાવ્યા પછી જ સર્વમાન્ય ગણાશે.'

## જાહેર સભા

સાધુઓની મંત્રણાને અન્તે સાડા ચાર વાગે દહેગામના મોટા ઉપાશ્રયમાં આચાર્યશ્રી વિજયવલ્લભસૂરિજીના પ્રમુખપદે એક જાહેર સભા ભરવામાં આવી હતી; જેમાં મુનિરાજ શ્રી વિદ્યાવિજયજીએ નીચેનું વ્યાખ્યાન આપ્યું હતું:—

## મુનિશ્રી વિદ્યાવિજયજીનું સ્વાગત-વ્યાખ્યાન

"આચાર્યશ્રી વિજયવલ્લભસૂરિજી તથા અન્ય મુનિવરો ! આપે અમારા આમંત્રણને માન આપી દહેગામને પવિત્ર કર્યું છે, તે માટે આપ બધાનો અહેશાન માનું છું. સાધારણ સ્થિતિના ગરીબ ગામડાને આવો પ્રસંગ સાંપડે તે ખરેખર તેના ભાગ્યની સીમા કહી શકાય. આ પ્રસંગ શા માટે ઉપસ્થિત થયો છે, તે આપ બધાના જાણવામાં છે. ચતુર્વિધ સંઘ છિન્નભિન્ન થઇ રહ્યો છે. તેનું ગૌરવ ભૂતકાળમાં દેખાતું હતું તે આજે ક્યાં છે ? એની આ દશા જોઇ રહેવી તે શું આપણને લાજિમ છે ? આમ છતાં કેટલાકનો એ બાબતમાં મતભેદ છે. થોડાં વખત પહેલાં અમદાવાદના નગરશેઠનો મેળાપ થયો અને આ સંબંધી વાત નીકળી; ત્યારે તેમણે કહ્યું કે 'આજની સ્થિતિ ૪૦-૫૦ વર્ષ કરતાં ઘણી જ સારી છે. પહેલાં ૪૦-૫૦ સાધુ હતા તો આજે ૬૦૦ સાધુઓ ને ૧૨૦૦ થી ૧૫૦૦ સાધ્વીઓ છે.' પણ શું સાધુઓની સંખ્યાની વૃદ્ધિ એ જ ખરેખરી પ્રગતિ છે ? આજે વિચારવાનું એ છે કે

આપણામાં કેટલા મુનિવરો એવા છે જે ધુરંધર વિદ્વાન હોય ? કેટલા મુનિવરો એવા છે જે બીજા ધર્મના મુકાબલામાં ઊભા રહી શકે ? કેટલા મુનિવરો એવા છે જે જગતના કોઈપણ ભાગમાં ધર્મપ્રચાર કરવાની તૈયારી કરતા હોય ? છાતીએ હાથ મૂકીને જવાબ આપો ! શું નાના નાના ટબુડિયાઓને મુંડી મુંડીને સંખ્યા વધરાવી એ પ્રગતિ છે ?

"જૈન સમાજમાં ઘેર ઘેર ક્લેશ છે. સ્ત્રી રામવિજયજીને માને છે, તો પુરુષ વલ્લભવિજયજી પાસે જાય છે, અને ઘેર બન્ને જણા પોતાના ગુરુ માટે લડે છે. આવાં નાટકો અત્યારે ઘેર ઘેર ભજવાય છે.

"સાધુઓ તમને દોરે, પોતાની જાળમાં તમને ફસાવે, તમને કુવામાં ઉતારે, અને તમને નચાવે છતાં તમેય વાણીયા તો ખરા જ ને ! તમે પણ સાધુઓના ગળામાં જાળ નાંખી છે. નહીં તો ભ્રષ્ટ ગુલામોની માફક તમારા દોરાયા દોરાય કેમ ? નિર્ભય સાધુનો વેષ ધારણ કરવા છતાં બીજાઓના ગુલામ બને જ કેમ ?

"આજે ઘણા સાધુઓની શું હાલત છે ? સાધુઓના જ્ઞાનની દશા, ચારિત્રની દશા, અરે ! આખીએ મનોદશા આજે કેવી કંગાલ છે ? અને **न च राजभयं न च चोरभयं** ની વાતો કરનાર વાત વાતમાં ડરી જાય છે. સિદ્ધાંત શું અને તેને કેમ વળગી રહેવું, તેનો પણ ખ્યાલ નથી. ઓ મુનિરાજો ! એ કંગાળ મનોદશાને દૂર કરવાનો સમય શું હવે નથી આવી પહોંચ્યો ? તો હવે આળસ શાને ? આવો, આવો, પધારો ! સહુ સાથે મળીને એ બાબતની વિચારણા કરીએ અને એ માટે દૃઢ નિશ્ચય કરીએ.

"અમદાવાદ ખાતે સાધુ સંમેલન ભરવાનું મુહૂર્ત ફાગણ વદ ત્રીજ નું નીકળી ચુક્યું છે. આજે એને માટે ગમે તેમ ભલે કહેવાતું હોય, એના ઉત્પાદકો વિષે આજે ભલે ગમે તેવી કલ્પનાઓ કરવામાં આવતી હોય, પણ આપણે તો એ જ જોવાનું છે કે એ સંમેલન સાધુસંસ્થાની દઢતા માટે ઉદ્ભવે છે કે નહિ ?

"જો એનો હેતુ ખરેખર એવો જ હોય તો આપણે એ સંમેલનને દરેક રીતે સાથ આપવો જોઇએ. આપણા નાના નાના હજારો મતભેદોને દૂર કરીને પણ એમાં શામિલ થવું જોઈએ. હું મારા અગાઉના ચાર લેખોમાં પણ એ જ વસ્તુનું પ્રતિપાદન કરતો આવ્યો છું. અને આજે પણ આપણે એજ વસ્તુનો વિચાર કરવાનો છે, કે મુનિસંમેલન સફળ કેમ થાય ? પરંતુ સંમેલનના કાર્યકર્તા તરફથી હજી એ વસ્તુ જાહેર કરવામાં નથી આવી, કે આ સંમેલનનો કાર્યક્રમ શું છે ? અમદાવાદના નગરશેઠ મને કહે છે કે બધા મુનિઓ એકત્ર કરવાનું જ મારું કામ છે. મેં પૂછ્યુ કે પછી તમે શું કરશો ? ત્યારે જવાબ દીધો કે દર્શન કરીશ. પણ દર્શન જ કરવાં હોય તો આ બસો બસો માઈલથી વિહાર શાને કરાવો છો ? મુનિ-સંમેલન ક્યા વિષય માટે ભરવાનું છે તે નક્કી કરો. કઈ વસ્તુઓ ચર્ચવાની છે તે હજી જણાયું નથી. જો આવી જ અનિશ્ચિત અને ધ્યેય વિનાની સ્થિતિમાં સમ્મેલન ભરવાનું હોય તો તેમાં તો થાણાની હોસ્પીટલમાં મોકલવા લાયક જ ભાગ લઇ શકે !

"શું અમારામાં એ માટે વિશ્વાસ ઉત્પન્ન કરવાની જરૂર

નથી ? મને તો લાગે છે કે સહુથી પ્રથમ જુદાજુદા ગચ્છના ચુંટાઇ આવેલા પ્રતિનિધિઓની એક વિષયવિચારિણિ સમિતિ બનાવવી જોઇએ અને જે જે ઠરાવો હાથ ધરવાનું નક્કી કરે તે જ ઠરાવો હાથ ધરવા જોઇએ. જો આવો કશો જ કાર્યક્રમ ન થાય તો ૫૦૦ સાધુઓ એકી સાથે કેવી રીતે કોઇપણ જાતના નિર્ણય ઉપર આવવાના હતા ?

"બીજી મહત્વની વાત એ છે કે ત્યાં ચર્ચાએલા ઠરાવોનો નિર્ણય કઇ રીતે થશે ? શું એક સમુદાયમાં થોડા સાધુઓ હોય ને બીજાઓએ ગમે તેમ કરીને પોતાના સૈન્યમાં ભરતી કરી હોય તે બધાની આંગળીઓ ઊંચી કરાવીને ? પણ આ બાબતમાં પણ સમુદાયવાર મત ગણત્રીનું ધોરણ ઠરાવવું જોઇએ. આ ઉપરાન્ત એક અતિ મહત્વની બાબત એ પણ વિચારવાની છે કે આ ઠરાવોનો અમલ કરાવનારી એક સત્તા–સંઘસત્તાને સ્થિર કરવામાં ન આવે ત્યાં સુધી હજારો ઠરાવોના થોકડા કરો, તે બધા નકામા જ છે. ઉઘાડા માથાંવાળાઓ એમને એમ કોઇનું માને તેમ થોડા જ છે ? જો આ વસ્તુનો કંઇ નિર્ણય કરીને કામ ચલાવવામાં આવશે તો જરૂર આપણે કંઇક કામ કરીશું, નહિતર ફજેતી સિવાય બીજું શું થવાનું છે?"

ત્યારબાદ તેમણે જાહેર કર્યું હતું કે અમારા મુનિઓની મંત્રણા આવતી કાલે ચાલશે અને જરૂર જણાશે તો જાહેર સભા ભરીશું.

<u>બે ઠરાવો</u>

આ પ્રસંગે મુનિરાજ શ્રી વિદ્યાવિજયજીએ નીચે મુજબ બે

ઠરાવો રજુ કર્યા હતા; જેને આચાર્ય શ્રી ઋદ્ધિસાગરસૂરિજીએ અનુમોદન આપ્યું હતું અને સર્વાનુમતે પસાર થયા હતા.

## ઠરાવ પ્રથમ

"દહેગામ મૂકામે જૂદા જૂદા ગચ્છો અને સમુદાયોના મુનિરાજોનું સંમેલન તથા મુંબઈ, પાટણ, અમદાવાદ, દહેગામ તથા મહુવા વગેરે ગામોના આગેવાનોની આ સભા તા. ૨૪–૨–૩૪ ના દિવસે પાટણ ખાતે શાન્તમૂર્તિ, વયોવૃદ્ધ આદર્શ સાધુ મુનિરાજ શ્રી હંસવિજયજીના દેહાવસાન માટે અત્યન્ત દુ:ખની લાગણી પ્રદર્શિત કરે છે. અને આવા મહાન પુરુષની પડેલી ખોટ માટે દિલગીરી જાહેર કરે છે. તેમ મર્હુમના આત્માને શાંતિ મળો એમ અંતઃકરણથી ઇચ્છે છે."

## ઠરાવ બીજો

"શ્રી કેશરિયાજી તીર્થના ઉપસ્થિત થયેલા વિકટ પ્રસંગે આબુવાળા શ્રી શાન્તિવિજયજીએ જે આત્મભોગ આપવાની પ્રતિજ્ઞા કરી છે, એને દહેગામમાં મળેલા જુદા જુદા સમુદાયના સાધુઓનો મોટો સમૂહ તેમજ જૂદા જૂદા શહેરોના સંઘના આગેવાનોની આ સભા સહાનુભૂતિ દર્શાવે છે. અને ઉદયપુરના મહારાણાજીને નિવેદન કરે છે કે અમારા તીર્થ કેશરિયાજી માટે ઉપસ્થિત થયેલી આખી પરિસ્થતિનો વિચાર કરી જેમ બને તેમ જલદી ન્યાય આપવો. અને આ ઠરાવ, સભાના પ્રમુખને યોગ્ય જગાએ મોકલી આપવાની સત્તા આપવામાં આવે છે."

## સામૈયા બંધ કરો !—ઠરાવ ત્રીજો

આ સાથે નીચે મુજબ એક વધુ ઠરાવ પર વિચાર કરવામાં આવ્યો હતો.

"શ્રી કેશરિયાજી તીર્થનો યોગ્ય નિવેડો ન આવે ત્યાં સુધી કોઈ પણ આચાર્ય કે મુનિરાજે પોતાના નિમિત્તે થતાં સામૈયાદિ ધામધૂમને રોકવી અને એવી ધામધુમોમાં ભાગ ન લેવો; એવી દહેગામ મુકામે મળેલા જૂદા જૂદા સમુદાયોના સાધુઓની સભા ભલામણ કરે છે."

## શ્રી વિજયવલ્લભસૂરિજીની પ્રતિજ્ઞા

શ્રીમદ્ આચાર્યવર્ય વિજયવલ્લભસૂરિજીએ આ પ્રસંગે પોતે પ્રતિજ્ઞા કરી હતી અને કહ્યું હતું કે હું કેશરિયાજી પ્રશ્નના યોગ્ય નિકાલ સુધી વાજતે ગાજતે નગર પ્રવેશ નહિ કરું, અને મારી સાથેના સાધુઓને પણ તેમ કરવા સૂચવું છું. આ વખતે આચાર્યશ્રી સાથે બીજા અન્ય સાધુ મહારાજાઓએ પણ પ્રતિજ્ઞા લીધી હતી.

## મંત્રણા દિન બીજો

તા. ૨૬—૨—૩૪ના રોજ સવારમાં સાડા આઠ વાગતાં ગઈ કાલના સ્થળે જ ગઈ કાલે અધૂરી રહેલ મંત્રણા બંધબારણે શરૂ થઈ હતી. બહારની જનતા અંદર શું ચાલી રહ્યું હશે, તેની ભિન્ન ભિન્ન કલ્પના કરી રહી હતી. કોઈ કહેતું હતું કે આ મુનિઓ હવે દહેગામથી વિહાર જ નહિ કરે અને વીખરાઈ જશે, તો કોઈ કહેતું હતુ કે તેઓ નગરશેઠને પ્રથમ કેટલીક સૂચનાવાળો પત્ર લખી જવાબ માંગશે અને તે જવાબ મળશે તો જ આગળ વધશે. પરંતુ ખાસ માણસો એમાંની કોઈપણ વાતને વજુદ આપતા ન હતા અને એક જ વાત જણાવતા હતા કે મુનિસંમેલનની સફળતા માટે જ આ મંત્રણા શરૂ થઈ છે, એનો જ વિચાર

ચાલે છે ને કોઇ પણ જાતનું વિઘાતક પગલું આમાં નહિ જ ભરાય. ઘડીએ ઘડીએ લોકોનાં ટોળાં જમા થઇ જતાં હતાં અને અંદરથી કોઇ બહાર આવતાં નિર્ણય જાણવાને આતુર હતાં; પરંતુ છેક સાડા બાર વાગ્યા સુધી મંત્રણા ચાલુ રહી અને જ્યારે મુનિરાજો આહાર–પાણી માટે છુટા પડયા ત્યારે જણાયું કે હજી મસલત બપોર ઉપર લંબાશે. તેમાંના દરેક શું કામ ચાલ્યું; તે સંબંધી ભારે મૌન સેવતા હતા.

## મધ્યાહ્ને પુનઃ મંત્રણા

એ વાગે ફરી બધા સાધુઓ મળ્યા ને મસલત આગળ ચાલી. લગભગ ત્રણ કલાકની એ મંત્રણામાં ઘણા ખરા પ્રશ્નોનો નિકાલ થઈ ગયો હતો અને જે જે નિર્ણયો કરવાના હતા તે નિર્ણયો ઉપર એકીમતે ને એકી અવાજે તેઓ આવી ગયા હતા.

## અપૂર્વ દૃશ્ય

જ્યારે મંત્રણા પૂરી થઈ અને બધા છુટા પડયા ત્યારે બહાર લોકોનો ધસારો ચાલુ થયો અને આચાર્ય શ્રી વિજય-વલ્લભસૂરિજીએ આગલા દિવસે ઉચ્ચારેલા શબ્દો ચરિતાર્થ થતા દેખાયા. દરેકના મુખ ઉપર આનંદ ને ઉલ્લાસ હતો. કોઇ મહાન અને પવિત્ર કામ કરવાની પ્રતિજ્ઞા લીધા પછી મુખ ઉપર જે દઢતા જોઇએ તે દઢતા હતી, અને ગચ્છ ને સમુ-દાયના ભેદો જાણે પલાયન થઈ ગયા હતા! વર્ષોથી એક બીજાને મળવા તલસતા મિત્રો મળે એ રીતે અત્યંત પ્રેમથી એક બીજા વાતો કરતા હતા. જેણે જેણે આ હૃદયંગમ દૃશ્ય જોયું તેની આંખો હર્ષથી ઉભરાઇ ગઇ.

## વિહારનો નિર્ણય

ઉદાર વિચાર ધરાવનાર આ મુનિરાજો જે રીતે આજે એકત્ર થયા, એજ રીતે હવે બધા મુનિઓ એકત્ર થાય તો! તો જરૂર જૈનસમાજ પોતાની ભૂતકાલીન કીર્તિને સ્થાપિત કરી શકે. પણ અમદાવાદથી જે સમાચાર આવી રહ્યા હતા તે હૃદયમાં ખેદ ઉપજાવતા હતા. જુદા જુદા સ્થળે ઉતરી ગયેલા મુખ્ય મુખ્ય આચાર્યો પણ હજી એકબીજાને મળવામાં માનાપમાન સમજતા હતા, એકબીજાની ચોટીઓ ગુંથવાના દાવ ખેલતા હતા! હૃદયની નિખાલસતા જેવી કોઇ વસ્તુ જ દુનિયામાં અસ્તિત્વ ધરાવે છે કે કેમ તેની તેઓ આશંકા કરાવતા હતા, છતાં આ મુનિવરોના મુખમાંથી એ ભાવના નીકળી રહી હતી કે શુભ નિષ્ઠાનું પરિણામ શુભ આવશે. જો તેઓ શાંતિને ચાહતા હશે તો શાંતિ જરૂર થશે. સાંજના એ વાતનો નિર્ણય જાહેર થયો કે આવતી કાલે બધા મુનિઓ પોતપોતાની અનુકૂલતા પ્રમાણે વિહાર કરશે.

## ડભોડા તરફ

તા ૨૭ મીને સવારે દહેગામની જનતાની ભાવભીની વિદાયગીરી વચ્ચે શ્રીમદ્ વિજયવલ્લભસૂરિ, પંન્યાસ લાભવિજયજી વગેરેએ વિહાર શરૂ કર્યો હતો. ડભોડાના સંઘની આગ્રહભરી વિનંતિ અગાઉથી થઇ ચૂકી હતી; એટલે સૂરિજીએ ત્યાં સ્થિરતા કરી. અત્રે શ્રી વિજયનીતિસૂરિજી, શ્રી વિજયવલ્લભસૂરિજીને મળવાને માટે જ ખાસ રોકાયા હતા. તેઓના અરસપરસનો સદ્ભાવ અને પ્રેમ અપૂર્વ જણાતો હતો. જો કે તેમની વચ્ચે વૈમનસ્ય ઉત્પન્ન થાય તેવા દરેક પ્રયત્નો થઇ ચૂક્યા હતા, પરંતુ જેમના હૃદયમાં અરસપરસનો પ્રેમ હોય તે એવા કોઇ પણ પ્રયત્નમાં કેમ

ફસાય ! શ્રી વિજયવલ્લભસૂરિજીએ શ્રી વિજયનીતિસૂરિજીને યથોચિત વંદન કર્યું અને ત્યારબાદ દહેગામની મંત્રણા રજુ કરી. તેઓ થોડી વાતચીત પછી જ તે બધા નિર્ણયો સાથે સંમત થયા હતા. દહેગામ મુકામે મળેલા બધા મુનિવર્યોએ તેમના પ્રત્યેનો પૂજ્યભાવ વ્યક્ત કર્યો હતો અને તેમને વડીલ માની એક દહેગામનો ઠરાવ અમદાવાદના નગરશેઠ ઉપર મોકલવાની સત્તા તેમને જ આપવામાં આવી હતી.

## શ્રી નગરશેઠને પત્ર

આથી આ બંને આચાર્યોનું મંગલ મિલન પૂર્ણ થતાં જ અમદાવાદના નગરશેઠ ઉપર મોકલવાનો પત્ર તૈયાર થયો હતો અને તે નગરશેઠને પહોંચાડવા માટે નીચેના ચાર સદ્ગૃહસ્થોને નિયુક્ત કરવામાં આવ્યા હતા:—

ધીરજલાલ ટોકરશી શાહ, હીરાલાલ ચુનીલાલ મણિયાર, શ્રીયુત દેવચંદભાઇ ( હાલના દેવેન્દ્રવિજયજી ), ચંદુલાલ હીરાચંદ શાહ.

## શ્રી નગરશેઠને વંડે

બપોરના ત્રણ વાગે એ પત્ર અમદાવાદ આવ્યો અને સવા ત્રણ વાગે એ માટે ગૃહસ્થો નગરશેઠના વંડે ગયા, જ્યાં નગરશેઠ બહાર જવાથી તેમની મુલાકાત થઈ શકી નહિ, પરંતુ બપોરના સાડાચારનો સમય તે માટે નિયુક્ત થયો. લગભગ પાંચ વાગે શ્રીમાન નગરશેઠ પધારતાં તેમણે એ ગૃહસ્થોને અંદર બોલાવ્યા હતા, જ્યાં તેમને પેલો પત્ર અપાયો હતો.

## પત્રની પહોંચ માટે ના

પત્ર વાંચ્યા બાદ તેમની આગળ એ પત્ર મળ્યાની પહોંચ માગવામાં આવી હતી, પરંતુ તેવી જાતની પહોંચ આપવાની

નગરશેઠે અશક્તિ બતાવી હતી. તથા વધારામાં કહ્યું હતું કે "આ પત્ર શ્રી વિજયનીતિસૂરિનો હોય તેમ હું માનતો નથી." યેનકેન પ્રકારેણ તેમણે પોતાનો આંતરિક રોષ પ્રદર્શિત કર્યો હતો. પહોંચ આપવા સંબંધમાં કેટલીક વાતચીત થઇ હતી, પરંતુ એમણે પોતાનો નિર્ણય કાયમ રાખતાં એ બાબતમાં ઉભોડાથી સંમતિ માગવામાં આવી હતી. અને ત્યારબાદ તા. ૨૮–૨–૩૭ ના રોજ બપોરના તે પત્ર શ્રીમાન નગરશેઠને પહોંચાડવામાં આવ્યો હતો.

# પ્રકરણ ૮ મું

## પ્રવેશ

સાધુ સંમેલન શરૂ થવાને હવે બે દિવસની જ વાર હતી. આચાર્ય શ્રી વિજયનેમિસૂરિ તથા શ્રી સાગરાનંદસૂરિ પોત પોતાના સમુદાય સાથે પાંજરાપોળના ઉપાશ્રયે ઉતર્યા હતા. સાગરાનંદસૂરિના સમુદાયમાં થોડા દિવસ અગાઉ છાણી મુકામે અંદર અંદર મારામારી થવાથી ૧૯ જેટલા શિષ્યો જુદા પડયા હતા ને તેઓ ઝાંપડાની પોળના ઉપાશ્રયે ઉતર્યા હતા. આચાર્ય શ્રી વિજયદાનસૂરિ અને શ્રી વિજયલબ્ધિસૂરિનો સમુદાય વિદ્યાશાળામાં ઉતર્યો હતો. આચાર્ય શ્રી વિજયસિદ્ધિસૂરિ પોતાના શિષ્ય સમુદાય સાથે પગથિયાના ઉપાશ્રયે રહ્યા હતા. મુનિશ્રી તીર્થવિજયજી આદિ ત્રણ થુઇવાળો સમુદાય ( દહેગામ મંડળી ) શાંતિસાગરના ઉપાશ્રયે ઉતર્યો હતો; ત્યારે આચાર્ય વિજયમોહનસૂરિ વીશા શ્રીમાળીની વાડીમાં ઉતર્યા હતા. શ્રી રંગવિમળજી આદિ દેવશાના પાડે ઉતર્યા હતા. શ્રી જયસિંહસૂરિ, શ્રી માણેકમુનિ (દહેગામ મંડળી) પ્રીતિવિજયજી આદિ ખરતરગચ્છના ઉપાશ્રયે, મુનિરાજ શ્રી સાગરચંદ્રજી (દહેગામ મંડળી) વગેરે શામળાની પોળના ઉપાશ્રયે અને શ્રી જશવિજયજી માંડવીની પોળમાં નાગજી ભુદરની પોળના જૈન ઉપાશ્રયે સ્થિર થયા હતા.

અહીં ઉદાર વિચાર ધરાવતા મુનિવરોનો સમુદાય વિહાર કરતો ફાગણ સુદ પૂર્ણિમાને દિવસે નરોડા આવી પહોંચ્યો હતો; જ્યાં તેમનું સ્વાગત કરવાને અમદાવાદમાંથી સંખ્યાબંધ મુનિવર્ય તથા હજારો સ્ત્રી પુરુષો જઈ પહોંચ્યા હતા. પુરાણવાદી જૈનોના કિલ્લા જેવી ગણાતી જૈનપુરીના હૃદયમાં એક જ સમાજમાં જે કલ્પનાતીત પરિવર્તન થયું અને હજારો હૃદયોર્મિથી આ મુનિવરોનું સ્વાગત કર્યું; તે જોઈ સહુ કોઈ દિંગ થઈ જતું. બપોરના આ બધા મુનિવરોએ કેટલીક મંત્રણા કરી હતી. ત્યારબાદ તેઓ પૂજામાં ગયા હતા અને ચાર વાગતાં ગુજરાતી નિશાળના કંપાઉન્ડમાં નરોડાની પ્રજાની વિનંતિને માન આપી એક જાહેર વ્યાખ્યાન રાખવામાં આવ્યું હતું; જેમાં શ્રીમદ્ વિજયવલ્લભસૂરિજી તથા મુનિરાજ શ્રી વિદ્યાવિજયજીએ મનનીય વ્યાખ્યાનો આપ્યાં હતાં, તેમાં મુનિરાજ શ્રી વિદ્યાવિજયજીનું વ્યાખ્યાન ઘણું જ પ્રેરક હતું.

## મુનિરાજશ્રી વિદ્યાવિજયજીનું પ્રેરક ભાષણ

"પૂજ્ય મુનિવરો, ગૃહસ્થો અને બહેનો! આચાર્ય મહારાજની આજ્ઞા થઈ છે કે મારે કાંઈક બોલવું, તેથી બે શબ્દો કહીશ. આચાર્યશ્રીએ દેવ, ગુરુ અને ધર્મના સ્વરૂપ વિષે અથવા મનુષ્યે શું કરવું જોઈએ તે વિષે સુંદરમાં સુંદર પ્રવચન કર્યું છે. જગતનો દરેક મનુષ્ય પછી તે હિંદુ હો કે મુસ્લીમ હો, ઈસાઈ હો કે શીખ હો, યહુદી હો કે પારસી હો, બધા જ કોઈને કોઈ ધર્મનું આરાધન કરે છે. શરીરને આત્માની જેટલી જરૂર છે, મુખને નાકની જેટલી જરૂર છે; તેટલી જ જરૂર છે જીવનને ધર્મની. કોઈ સુંદરી સોળ શણગાર સજીને ઊભી હોય પણ જો તેનો ઘુંઘટ ઉઘાડતાં નાક ન હોય તો કેવું લાગે? ખરેખર ધર્મરહિત જીવન પ્રાણ વિનાના કલેવર જેવું

જ છે. પ્રત્યેક મનુષ્યને ધર્મની જરૂર છે અને આજે તમે રાજનગર કે બીજા કોઇ સ્થળે જઇને પૂછો કે અહીં અધર્મી કોઇ છે? તો કોઇ જ હા નહિ કહે. એ જ વસ્તુ બતાવે છે કે પ્રત્યેક મનુષ્ય ધર્મને તો ચાહે જ છે પરંતુ ધર્મ એટલે શું? દરેક મનુષ્ય પોતાની જાતને પૂછે કે હું ધર્મ ક્યાં સુધી કરું છું? આત્મિક ધર્મ કેટલો પાળું છું? મને લાગે છે કે જગતમાં આજે જે કાંઇ ધર્મો પળાઇ રહ્યા છે તે મોટે ભાગે ધર્મ નથી પણ કેવળ રૂઢિના ચીલા છે. હું તો ધર્મ તેને જ કહું છું કે જેનાથી અંતઃકરણની શુદ્ધિ થાય, કષાયમાંથી નિવૃત્તિ થાય. મંદિરમાં તમે કલાકો સુધી પૂજા કરો ને લાંબા રાગે સ્તવનો ગાવ, પણ બહાર આવીને કોઇને ઊભા ને ઊભા ચીરવા લાગો તો તમારા એ ધર્મ માટે લોકોને શું ખ્યાલ આવશે? વાણિયાઓના કુળમાં તમે જન્મ્યા અને તમારા બાપદાદા સામાયિક, પૂજા, પ્રતિક્રમણ, ઉત્સવ, વરઘોડા ઇત્યાદિ કરતા હતા; એટલે તમે પણ કરો છો. એ જ રીતે બ્રાહ્મણના કુળમાં જન્મેલા બ્રાહ્મણના ક્રિયાકાંડ કરે છે. આ બધો રૂઢિધર્મ નહિ તો બીજું શું છે? આ વસ્તુ હું શા માટે કરું છું એનો ખ્યાલ કેટલાને છે? આ તો "પીછેસે ચલી આતી હૈ" વાળો ઘાટ છે. એક મસ્જીદમાં ૫૦ મુસલમાનો નમાજ પઢતા હતા. તેમાં એકનો હાથ બીજાને લાગ્યો એટલે બીજાએ ત્રીજાને માર્યો ને ત્રીજાએ ચોથાને માર્યો. એટલે એ તો ચાલ્યું. પછી કોઇ ડાહ્યાએ પૂછ્યું કે ભાઇ આમ કરવાનું કહ્યું કોણે? એટલે પાછું ચાલ્યું. મૂળ માણસ પાસે આવ્યું તો એણે જવાબ દીધો કે 'મારો તો જરા હાથ હાલી ગયો હતો એમાં આટલી ગડબડ તમે શાની કરી?' આજ મુજબ આપણા બધા ધર્મોની સ્થિતિ છે.

"ઓ યુવાનો! આજે તમારામાં યુવાનીનું ખમીર છે? આ જમાનો બુદ્ધિવાદનો છે. તમારા બાપદાદા અમુક કરતા હતા માટે જ તમારે એમ કરવું એમ રૂઢિના ગુલામ ન બનશો. હું તમને સંદેશ આપું છું કે કોઇ તમારા ભાષણો પર ટીકા કરે, તમારા વિચારો પર હુમલા કરે પણ જરાએ મચક ન આપશો. તમારે દરેક આજે મારટિન લ્યુથર બનવાની જરૂર છે. એક બાજુ આખું યુરોપ થયું પણ તેણે શું જવાબ આપ્યો? "ભલે એક બાજું આખું જગત એક થઇ જાય પણ જયાં સુધી મારા વિચારોનું યુકિત અને સિદ્ધાંતથી ખંડન કરવામાં નહિ આવે ત્યાં સુધી હું મારા વિચારો ફેરવીશ નહિ. એજ પગલે ચાલી તમે રૂઢિના ગુલામ ન બનતાં અંતઃકરણના અવાજને માન આપીને જ તમારું જીવન ઘડો!"

આજ દિવસે સાંજના સાડા સાતે અમદાવાદના શ્રીસંઘની સભા નગરશેઠના વંડે મળી હતી. આ સભા શું કરશે તે પરત્વે કેટલુંક શંકાશીલ વાતાવરણ થવાથી જૈનોની મોટી સંખ્યા ઉતરી પડી હતી. અને સભાનું કામ સાડા સાતને બદલે સાડા આઠ વાગે શરૂ થયુ હતું. તે વખતે નગરશેઠ કસ્તુરભાઇએ ટૂંકું નિવેદન રજુ કર્યું હતું; જેમાં તેમણે કાર્યવાહીનો હેવાલ જણાવ્યો હતો અને છાપાવાળાઓની ઉશ્કેરણીથી નહિ ભરમાવાની પણ સૂચના કરી હતી. વધુમાં જણાવ્યું હતું કે તમારે જે કાંઇ પણ પૂછવું હોય તે મને પૂછી જજો! આ સભામાં દહેગામ મંત્રણાનો શ્રી વિજયનીતિસૂરિ તરફથી અગાઉ જણાવેલો પત્ર પણ વાંચવામાં આવ્યો હતો, જેની નકલ નીચે મુજબ છે.

## દહેગામ–મંત્રણાનો પત્ર

"અમદાવાદના નગરશેઠે અમદાવાદના શ્રી સંઘ તરફથી

બોલાવેલ સાધુ સંમેલનના અંગે સંઘની પરિસ્થિતિનો વિચાર કરતાં દહેગામ મુકામે એકત્ર થએલા જુદા જૂદા સમુદાયોના અને બહાર હોવા છતાં એકમત થયેલા અમો સઘળા સાધુ-ઓનો દૃઢ અભિપ્રાય છે કે સાધુ સમ્મેલન સફળ થાય ને દરેક સમુદાયને ન્યાય મળે તે માટે સૌથી પ્રથમ અમદાવાદમાં સંમેલન પ્રસંગે ઉપસ્થિત થનારા દરેક ગચ્છ અને સમુદાયના ચુંટેલા પ્રતિનિધિ સાધુઓની એક વિષયવિચારિણી સમિતિ બનવી જોઇએ અને તે સમિતિ સાધુસંમેલનમાં ચર્ચવાના જે વિષયો નક્કી કરે એ જ હાથ ધરવા.

"આ ઠરાવની નકલ નગરશેઠ પર મોકલવાની સત્તા સાધુ સમુદાય શ્રી વિજયનીતિસૂરિ મહારાજને આપે છે."

વિજયનીતિસૂરિ, વલ્લભવિજય, ઋદ્ધિસાગર, સિદ્ધિમુનિ, નેમવિજય, કસ્તુરવિજય, મુનિ મેઘવિજય, વિદ્યાવિજય, પુણ્ય-વિજય, મિત્રવિજય, સમુદ્રવિજય, પ્ર. પં૦ લાભવિજય પ્ર. ન્યાય-વિજય, મુનિ મૃગેન્દ્ર, ઉદયવિજયજી, કલ્યાણવિજયજી, સંપદ-વિજયજી, રામવિજય—

[સમંતિઓ જુદી. આ કાગળ પર પાછળથી ૪૦ જેટલી સાધુઓની વિશેષ સહીઓ થઈ હતી]

આ પત્ર વંચાયા પછી દરેકને સાધુઓની બરાબર ભક્તિ કરવાનું સૂચન કરી તથા આજે જેવો ઉત્સાહ બતાવ્યો છે તેવો દર વખતે બતાવશો તેવી આશા પ્રદર્શિત કરી સભા વિસર્જન કરવામાં આવી હતી.

બીજા દિવસે પ્રાતઃકાળમાં 'દહેગામ મંડળી'એ અમદાવાદમાં પ્રવેશ કર્યો હતો. સર્વત્ર ખૂબ ઉત્સાહ હતો, અને સ્વાગત માટે પ્રચંડ માનવ મેદની એકઠી થઈ હતી. દહેગામ ખાતે સૌએ

પ્રતિજ્ઞા લીધેલ હોવાથી વાજાં વગેરેનો શોર ક્યાંયે સંભળાતો ન હતો. ગંભીર ને જૈનશાસનને દીપાવે તેવા શાન્ત વાતાવરણ વચ્ચે રાયપુર દરવાજે થઇને સૌએ રાજનગરમાં પ્રવેશ કર્યો હતો.

અમદાવાદની પ્રજાએ છેલ્લાં કેટલાંએ વર્ષોથી આવું અપૂર્વ સ્વાગત નહોતું નિરખ્યું. તેમની સાથે વિહારમાં આવેલા દોઢસો સાધુ સાથે હતા. સાથે કસ્તુરભાઇ મણિભાઇના પુત્ર તથા કસ્તુરભાઈ લાલભાઇ તેમજ બીજો શ્રીમંત વર્ગ પણ હતો.

દહેગામ મંડળી પૈકી શ્રીમદ્ વિજયવલ્લભસૂરિજી, મહોપાધ્યાય દેવવિજયજી તથા પંન્યાસ લાભવિજયજી વગેરેએ ઉજમફૈની ધર્મશાળામાં, શ્રી વિદ્યાવિજયજી, શ્રી જયંતવિજયજી, શ્રી વિશાળ-વિજયજી તથા હિમાંશુવિજયજીએ આંબલીપોળના ઉપાશ્રયમાં આચાર્ય શ્રી વિજયનીતિસૂરિજી તથા પંન્યાસ ધર્મવિજયજીએ ડેલાના ઉપાશ્રયમાં, આચાર્ય શ્રી વિજયહૃષ સૂરિએ લવારની પોળના ઉપાશ્રયમાં અને મુનિશ્રી સંપત્તવિજયજી તથા ધર્મવિજયજી આદિએ શાહપુર મંગળ પારેખના ખાંચે સ્થિરતા કરી હતી. આ મંડળીએ બપોરના ડેલાના ઉપાશ્રયે બંધ બારણે કેટલીક મસલત ચલાવી હતી.

અમદાવાદનો તે દિવસનો ઉત્સાહ અપૂર્વ હતો. દૂરદૂરથી પણ ઘણા ભાવિક શ્રાવકો આવા મહાન સાધુસમુદાયનાં દર્શન કરવાને અમદાવાદ આવ્યા હતા અને તેથી પ્રત્યેક જૈન ઘર મિત્રો અને સ્નેહિઓના સમાગમથી ઉજ્જવળ બની ગયું હતું.

મહિનાઓથી અવિરત શ્રમ લઇ રહેલા નગરશેઠ અને તેમના મિત્રોને આવતી કાલનો વિચાર કંઇક ચિંતાતુર બનાવી રહ્યો હતો; છતાં સાધુસમુદાયને એકત્ર કરવાનું એક મહત્વનું કાર્ય પતી જવાથી આનંદની લાગણી પણ ઓછી ન હતી.

## પહેલો દિવસ

ફાગણ વદ ૩, રવિવાર
તા. ૪, માર્ચ, ૧૯૩૪

પ્રાતઃકાલથી જ રાજનગરના વાતાવરણમાં કોઈ અનેરું પ્રવૃતિ અને આકાંક્ષાનું મોજું પથરાઈ રહ્યું હતું. જેને માટે લાંબા સમયથી રાહ જોવાતી હતી, એ સાધુ સંમેલનનો આજે મધ્યાહ્નકાળથી પ્રારંભ થવાનો હતો. ઉપાશ્રયે ઉપાશ્રયે અનેક ચર્ચાઓ ઉદ્ભવી રહી હતી. પોળે પોળ આજના સમારંભના અનેક તર્ક-વિતર્કોથી ગાજતી જોવાતી હતી. આટલા બધા શ્રમણસમુદાયને દર્શન કરવા માટે બહાર-ગામનો પણ સારો ધસારો હતો. જૈન કે જૈનેતર, બધી ધર્મ-શાળાઓ ખીચોખીચ ભરાઈ ગઈ હતી.

સવારથી જ અમદાવાદ શ્રી સંઘ તરફથી નિયત થયેલા સદ્ગૃહસ્થો ઉપાશ્રયે ઉપાશ્રયે, મુનિરાજોને નગરશેઠને વંડે સમયસર પધારવા વિનંતી કરતા; ફરતા જોવામાં આવતા હતા. નિરાજો પણ ઉતાવળમાં જ હતા. ગૃહસ્થો તો જલદી જલદી મુનિરાજોને પસાર થવાના માર્ગે ઊભા રહી, ી પ્રથમ તક હાંસલની કરવાની ઉતાવળમાં હતા.

### નિષ્ફળતા

આવી ધમાલ ચાલી રહી હતી, ત્યારે અચાનક વાતાવરણને અવનવી કલ્પનાઓમાં તરતું

## પહેલો દિવસ

ફાગણ વદ ૩, રવિવાર

તા. ૪, માર્ચ, ૧૯૩૪

પ્રાતઃકાલથી જ રાજનગરના વાતાવરણમાં કોઈ અનેરું પ્રવૃતિ અને આકાંક્ષાનું મોજું પથરાઈ રહ્યું હતું. જેને માટે લાંબા સમયથી રાહ જોવાતી હતી, એ સાધુ સંમેલનનો આજે મધ્યાહ્નકાળથી પ્રારંભ થવાનો હતો. ઉપાશ્રયે ઉપાશ્રયે અનેક ચર્ચાઓ ઉદ્‌ભવી રહી હતી. પોળે પોળ આજના સમારંભના અનેક તર્ક-વિતર્કોથી ગાજતી જોવાતી હતી. આટલા બધા શ્રમણસમુદાયને દર્શન કરવા માટે બહારગામનો પણ સારો ધસારો હતો. જૈન કે જૈનેતર, બધી ધર્મશાળાઓ ખીચોખીચ ભરાઈ ગઈ હતી.

સવારથી જ અમદાવાદ શ્રી સંઘ તરફથી નિયત થયેલા સદ્‌ગૃહસ્થો ઉપાશ્રયે ઉપાશ્રયે, મુનિરાજોને નગરશેઠને વંડે સમયસર પધારવા વિનંતી કરતા; ફરતા જોવામાં આવતા હતા. મુનિરાજો પણ ઉતાવળમાં જ હતા. ગૃહસ્થો તો જલદી જલદી રવાના થઈ મુનિરાજોને પસાર થવાના માર્ગે ઊભા રહી, દર્શન કરવાની પ્રથમ તક હાંસલની કરવાની ઉતાવળમાં હતા.

### મિલન અને નિષ્ફળતા

એક તરફ આવી ધમાલ ચાલી રહી હતી, ત્યારે અચાનક એક સમાચારે વાતાવરણને અવનવી કલ્પનાઓમાં તરતું મૂકી દીધું.

## કાર્યવાહી

પચ્ચીસ વર્ષથી વિચારભેદના અંગે દૂર થયેલી વ્યક્તિઓનું આજે મિલન થવાનું હતું. શ્રી વિજયદાનસૂરિજી તરફની આમંત્રણાને માન આપી શ્રીમદ્ વિજયવલ્લભસૂરિજીએ મળવાની ઇચ્છા જાહેર કરી હતી. બન્ને આચાર્યવર્યોની મુલાકાત શેઠ પનાભાઈ ઉમાભાઈની હવેલીમાં યોજવામાં આવી હતી. શેઠ પનાભાઈની હવેલીમાં આચાર્ય શ્રી વિજયદાનસૂરિ, શ્રી વિજયલબ્ધિસૂરિ અને પંન્યાસ શ્રી રામવિજયજી આવી ગયા હતા.

શ્રી વિજયવલ્લભસૂરિજીએ આ વેળા ઉદાર મનનો પરિચય આપતાં જણાવ્યું કે 'અહીં શા માટે ? વિદ્યાશાળામાં જ ચાલો ને ! હું ત્યાં આવું છું.' એમ કહી તેઓ મુનિરાજ શ્રી પુણ્યવિજયજી અને મુનિરાજ શ્રી ચરણવિજયજી સાથે વિદ્યાશાળામાં ગયા.

અહીં આ ૭ જણાઓએ મસલત ચલાવી. મસલત લગભગ બે કલાક સુધી પહોંચી. એ તદ્દન ખાનગી હતી, એટલે શું થયું તે કંઈ જાણવામાં આવ્યું નથી: પણ પરિણામ જનતાની જાણમાં આવ્યું કે 'સૌ પોતપોતાના વિચારોમાં મક્કમ રહ્યા છે: સમાધાન હાલ તરત માટે અશક્ય થયું છે.' આમ લાંબા સમયના વિચારભેદવાળી વ્યક્તિઓનું મિલન કાંઈ-પણ પરિણામવાળી ન નીવડ્યું. આ અંગે અનેક પ્રકારની વાતો જનતામાં પ્રસરી રહી હતી.

## સંમેલનમાં પ્રયાણ

બાર અને પાંત્રીસ મીનીટે કામ શરૂ થવાનું હતું. ઉપાશ્રયોમાંથી બરાબર બાર વાગે સાધુઓની રવાનગી શરૂ થઈ હતી. આ વખતે નગરશેઠના વંડા તરફના આજુબાજુના માર્ગો ગૃહસ્થોથી ભરચક્ક થઇ ગયા હતા.

## દિવસ પહેલો

બરાબર બાર વાગે દોશીવાડાની પોળમાંના વિદ્યાશાળાના ઉપાશ્રય આગળથી શ્રી વિજયસિદ્ધિસૂરિ, શ્રી વિજયદાનસૂરિ, શ્રી વિજયલબ્ધિસૂરિ આદિની મંડળી વ્યવસ્થિત થઈ ડોશીવાડાની પોળની અંદરથી, ઝવેરીવાડના રસ્તે થઇ નગરશેઠના વંડા તરફ પ્રયાણ કરી ગઇ હતી. પાછળ ભકતોનું એક ટોળું 'શાસનદેવની જય' પોકારતું જતું હતું.

થોડા વખત બાદ એજ રીતે શ્રી સાગરાનંદસૂરિથી વિખૂટી પડેલી ૧૯ સાધુઓની ટૂકડી તેજ રસ્તેથી પસાર થઇ ગઇ.

એજ વખતે જુદા જુદા વીશ સમુદાયોની એકત્રિત થયેલી 'દહેગામ મંડળી'ના નામે ઓળખાતી જાણીતા મુનિવરોની મંડળીએ ડેલાના ઉપાશ્રયે મંગળાચરણ કર્યું અને તેઓએ પણ અનેક જાતના જયધ્વનિ સાથે એજ રસ્તે પ્રયાણ કર્યું. ટૂંક સમયથી આ મંડળીએ સૌનું લક્ષ ખેંચ્યું હતું. રસ્તામાં કેમેરાઓ પોતાનો શિકાર ઝડપી લેવા સાવધ હતા. આમ ત્રણ ટૂકડીઓનું જુદું જુદું પ્રયાણ જોઇ; જાણે કોઇ મહાભારત યુદ્ધની વ્યૂહરચના થઇ રહી હોય, તેવો ખ્યાલ આવતો હતો.

### નગરશેઠને વંડે

નગરશેઠનો જુનો-જાણીતો વંડો આજે જુદું જ રૂપ ધરી બેઠો હતો. લગભગ ત્રણેક હજાર ખર્ચીને બાંધવામાં આવેલો વિશાળ મંડપ સૌનું સહેજે ધ્યાન ખેંચતો હતો. મંડપની અંદરના થાંભલાઓ પણ શણગારવામાં આવ્યા હતા. તેમજ નીચે જમીન પર ઝીણી રેતી પાથરી દેવામાં આવી હતી. સ્વયંસેવકો અને વ્યવસ્થાપકો ચારે તરફ ઉભેલા જોવામાં આવતા હતા. તેમજ ચતુર્વિધ સંઘના મંડપ પાસે સાધુઓની

મંત્રણા માટે પથ્થરની લાદીઓથી સમપ્રમાણ બનાવેલ, ચારેકોર પડદાઓથી ઢંકાયેલ મંત્રણાગૃહ સહુના કૌતુકનો વિષય બનતું હતું.

ચતુર્વિધ સંઘના મંડપમાં નગરશેઠના મકાનની આગળની પરશાળમાં ખૂબ સુશોભીત રીતે ત્રિગડો ગોઠવવામાં આવ્યો હતો. તેમજ અમદાવાદના પચાસ સદ્‌ગૃહસ્થો સ્નાન કરી ભક્તિભાવથી સ્નાત્રીઆ તરીકે ઉભા હતા.

ધીરે ધીરે બધા મુનિરાજો આવી ગયા. 'દહેગામ સાધુ મંડળી'નો પ્રવેશ કંઈક મોડો ગણાય. માનવ મેદની ઉભરાઈ રહી હતી. કેટકેટલા વર્ષ પછી જોવામાં આવેલ આ વિશાળ ચતુર્વિધ સંઘના દર્શનથી અનેક ભક્તહૃદયો ભક્તિભાવથી ઉભરાઈ રહ્યાં હતાં.

## શ્રી નગરશેઠનું નિવેદન

બરાબર બાર કલાક અને પાંત્રીસ મીનીટે શરૂ થયેલું સ્નાત્ર બે ને ચાલીસ મીનીટે પુરું થયું. આ પછી તરત જ નગરશેઠ શ્રી કસ્તુરભાઈ મણિભાઈએ નીચેનું નિવેદન બધા સમક્ષ વાંચી સંભળાવ્યું:

"આસન્નઉપકારી ચરમતીર્થંકર શ્રી વીર પરમાત્માને, અને અત્રે બીરાજતા તીર્થસ્વરૂપ ચતુર્વિધ શ્રી સંઘને ભાવપૂર્વક પ્રણામ કરી, અમારા રાજનગરમાં સમસ્ત શ્રી સંઘના વિનંતિ-યુક્ત નિમંત્રણથી કૃપા કરી, દૂર દૂરના પ્રદેશોમાંથી ઉગ્ર વિહાર કરી, પધારેલા પૂજ્ય આચાર્ય મહારાજો, પૂજ્ય ઉપાધ્યાયજી મહારાજો આદિ પૂજ્ય મુનિ મહારાજોને અત્રેના સમસ્ત શ્રી સંઘ તરફથી હું હૃદયપૂર્વક આવકાર આપતાં આનંદ પ્રદર્શિત કરું છું.

"પ્રબલ પૂણ્યોદયે પ્રાપ્ત થાય, એવા આ મહાન્ ઐતિહાસિક પ્રસંગનો લાભ અમારા નગરના શ્રી સંઘને મળવાથી અમો અમારાં અહોભાગ્ય માનીએ છીએ.

"નિમંત્રણપત્રિકામાં દર્શાવેલા અનિચ્છનીય વાતાવરણના જે જે નિમિત્તો હોય, તે સર્વેનો વિચાર કરી શુદ્ધ શાન્તિમય વાતાવરણ ઉત્પન્ન કરવાને આપ સહુ પૂજ્યોને પ્રયાસ કરવા મારી વિનંતિ છે.

"આપના આ પૂણ્ય પ્રયત્નમાં આપ સૌ પૂર્ણ સફળ થાઓ; જેથી આપણું મહાન્ ગૌરવશાળી શ્રી જૈનશાસન વધુ ગૌરવશાળી થાય: અને આ પ્રસંગ એક અજોડ ઐતિહાસિક પ્રકરણ બની રહે.

"મુનિસંમેલનના કાર્યક્રમમાં આથી અધિક આપશ્રીઓને કહેવાનો અધિકાર મને ન હોય. છતાં આપણી ત્યાગપ્રધાન વીતરાગશાસનની ઉત્કૃષ્ટ આદર્શસાધુસંસ્થા આ સંમેલનના પ્રયત્નથી વધુ ને વધુ ઉત્કૃષ્ટ થાય, અને જૈનસમાજ પણ આવી આદર્શ સાધુસંસ્થાથી પોતાની ઉન્નતિની સાચી દિશા પામી, વધુ અને વધુ ઉન્નતિ કરે એવી મારી ભાવના છે. વિનંતિ રૂપે સૂચના કરું છું, કે "આ સંમેલનના કાર્યક્રમમાં ગચ્છસમાચારી અને મુહપત્તિના વિષયો વિષે ચર્ચા થશે નહિ," એમ હું જ્યારે સર્વ ગચ્છોના મુનિઓને આમંત્રણ આપવાને મળ્યો હતો, ત્યારે મેં કબૂલ કર્યું છે. તેથી સંમેલનમાં આ વિષયોની ચર્ચા ના થાય, તેમ કરવા મારી વિનંતિ છે.

"આ સંમેલનના કાર્યમાં જે જે ભાઈઓએ પોતાની સેવાઓ આપી સહકાર કર્યો છે, તે સૌનો હું આ સ્થળે આભાર

માનું છું. મુનિસંમેલનની સફળતા ઇચ્છનારા જે સંદેશાઓ મને મળ્યા છે, તે હું આપ સમક્ષ વાંચી સંભળાવું છું. તેની પૂર્ણાહુતિ પછી આપ સૌ પૂજ્ય મુનિરાજાઓને સંમેલન માટેના મંડપમાં પધારી, સંમેલનના મંગલકાર્યની શુભ શરૂઆત વિશાળ હૃદયની ઉદારભાવનાથી કરવાને વિનંતિ કરું છું. ઉદારભાવનાથી થયેલા નિર્ણયોનો પ્રભાવ આપણા જૈનસમાજમાં ચિરકાળ શિરોધાર્ય થઈ રહે.

"અંતમાં આ કાર્યને લઇને આપશ્રીના સમાગમમાં આવતાં મારાથી કોઈ પણ જાતનો અવિનય થયો હોય, તો તેની હું નમ્રભાવે ક્ષમા યાચું છું. જૂદાજૂદા ગામો યા શહેરોમાં બિરાજતા મુનિમહારાજોને હું જ્યારે આમંત્રણો કરવા ગયો હતો, ત્યારે તે સૌ સ્થળોના શ્રી સંઘોએ મને જે અત્યન્ત ભાવપૂર્વક આવકાર આપેલો છે, તે સૌ શ્રી સંઘોનો પણ હું આભાર માનું છું."

## શ્રી વિજયશાન્તિસૂરિનો સંદેશ

આટલું પોતાનું નિવેદન રજૂ કર્યા બાદ શ્રી વિજયશાન્તિ સૂરિજીનો મંદાર [ ઉદેપુર ] ખાતેથી શેઠ ત્રિકમલાલ મગનલાલ સુતરિયા દ્વારા નીચે પ્રમાણેનો પત્ર મળ્યો હતો; તે વાંચી સંભળાવવામાં આવ્યો હતો.

"પરમપૂજ્ય ગુરુદેવો,"

"રાજનગરની પુણ્યભૂમિમાં સાધુ સંમેલન વખતે અવશ્ય મારે હાજરી આપવી જોઈએ, પણ શ્રી કેશરીઆજી તીર્થ માટે મેં કરેલી પ્રતિજ્ઞા પૂરી કરવા માટે હું અહિંયા આવેલો છું. તેથી કરીને શ્રી સંમેલનમાં હું ભાગ લઇ શક્યો નથી. માટે પૂજ્ય ગુરુદેવોની તથા શ્રી સંઘની માફી ચાહું છું.

"રાજનગરની પવિત્રભૂમિમાં સંવત ૧૯૯૦ના ફાગણ વદ ત્રીજ ને રવિવાર તા. ૪-૩-૩૪ના રોજ સાધુસંમેલન ભરાવાનું છે; તેમાં હું પૂરેપૂરી સફળતા મળે, તેવી શાસનદેવો પાસે પ્રાર્થના કરું છું. અને સાધુઓ તથા શ્રી સંઘમાં સંપૂર્ણ શાંતિ સ્થપાય અને ધર્મની વૃદ્ધિ થાય એવી મારી અંતઃકરણ પૂર્વક પ્રાર્થના છે.

## બીજા વધુ સંદેશાઓ

આ ઉપરાંત નગરશેઠે જણાવ્યું હતું, કે મને અંચળગચ્છ ઉપાધ્યાય રવિચન્દ્રજી કચ્છ (માંડવી)નો તાર મારફતે; અને બીજા પત્રો દ્વારા સંમેલનને સફળતા ઇચ્છતા સન્દેશાઓ મળેલા છે. જેમાં વીરપુત્ર આનંદસાગર, આચાર્યશ્રી કૃપાચન્દ્રજી (પાલીતાણાથી), પંન્યાસ ભક્તિવિજયજી (સુરતથી) અને મુનિશ્રી દર્શનવિજયજી (પાલણપુરથી) ઉકેશીઆ ગચ્છના મુનિશ્રી જ્ઞાનસુંદરજી (પાલીથી) અને ઉપાધ્યાય માણેકસાગરજી (ડભોઇથી) વગેરે વગેરેના છે.

## ખાસ મંત્રણાગૃહમાં પ્રવેશ

આ નિવેદન પૂર્ણ થયા પછી બધાઓને નગરશેઠે સાધુઓને વંદન કરવા માટે સ્થાન કરી આપવાની સૂચના કરી. અને થોડીવાર પછી સ્વયંસેવકોની હાર વચ્ચે થઇને સહુ સાધુઓએ તેમની મંત્રણા માટે બાંધવામાં આવેલ મંડપમાં પ્રવેશ કર્યો. શેઠ જીવતલાલ પ્રતાપશી અને શેઠ નગીનદાસ કરમચંદની એ મંડપના દ્વાર આગળની ખાસ હાજરી સહુનું ધ્યાન ખેંચતી હતી.

બધા મુનિઓ અંદર મંત્રણાગૃહમાં દાખલ થયા પછી

## કાર્યવાહી

ચારે બાજુઓના પડદાઓ પાડી દેવામાં આવ્યા; અને સ્વયં-સેવકો ચારે તરફ ગોઠવાઈ સહુને ત્યાંથી દૂર રાખવા લાગ્યા. જનસમૂહ વિખરાવા લાગ્યો. થોડી વારમાં તો સભામંડપ લગભગ ખાલી થઇ ગયો. શ્રીફળની પ્રભાવના સાથે ચતુર્વિધ સંઘની આ સભા સંપૂર્ણ થઇ.

આ સભામાં લગભગ બે હજાર પુરુષો, બે હજાર સ્ત્રીઓ તથા ત્રણસો વીસ જેટલા સાધુઓ અને ચારસો જેટલી સાધ્વીઓએ હાજરી આપી હતી.

## બેઠકનો પ્રારંભ

આજે મુનિસંમેલન અંગેની પહેલી બેઠક હતી. જો કે મુનિસંમેલનની અંદરની બેઠકમાં શું થયું તેના સત્તાવાર સમાચાર પ્રગટ થયા નથી, પણ દરેક દરેક ઉપાશ્રયમાં સાધુઓ પોતાના ભક્તોને અંદરની હકીકત સમજાવી રહ્યા હતા, તેનું બહુ જ ચોકસાઇથી નિરીક્ષણ કરતાં નીચેના કામકાજનો હેવાલ મળ્યો હતો.

મંત્રણા માટેના મંડપની વચ્ચો વચ્ચ એક બાજોઠ મુકવામાં આવ્યો હતો અને તેની આસપાસ કુંડાળામાં ચાર ટુકડીઓ પોતપોતાની ઇચ્છા પ્રમાણે ગોઠવાઈ ગઈ હતી. પહેલી ટુકડી શ્રી વિજયનેમિસૂરિની તથા શ્રી સાગરાનંદસૂરિની હતી. બીજી ટૂકડીમાં દહેગામ મંડળી હતી. ત્રીજીમાં શ્રી વિજય-સિદ્ધિસૂરિ, તથા શ્રી વિજયદાનસૂરિજીની ટૂકડી હતી ને ચોથી ટૂકડી સાગરાનંદસૂરિથી વિખૂટા પડેલ શ્રી ચંદ્રસાગર અને તેમના ૧૮ સાથીદારોની હતી. સહુએ પોતાના નાયકોને આગળ રાખ્યા હતા અને બીજા પાછળ બેઠા હતા.

## દિવસ પહેલો

શરૂઆત ખરેખર વિચિત્ર હતી. કોઈ એક અક્ષર પણ બોલી પ્રારંભ કરવા માગતું નહોતું. એક બીજા સામે આંખો ટગર ટગર કરતાં મૌન જાળવી બેઠા હતા. આમ લગભગ વીસ મીનીટ ચાલ્યું. આખરે શ્રી વિજયવલ્લભસૂરિજીએ પહેલ કરી અને જણાવ્યું કે 'હું આપ સહુનું મૌન તોડવાને ઊભો થયો છું. આપણે જે કાંઈ કામ કરવાને અહીં એકઠા થયા છીએ તેની શરૂઆત કરવી જોઈએ.'

આમ શ્રી વિજયવલ્લભસૂરિજીના મૌન તોડવાના મંગલાચરણ પછી મુનિરાજશ્રી વિદ્યાવિજયજીએ લગભગ ૨૦ મીનીટ સુધી ખૂબ ભાવવાહી ભાષણ કર્યું અને તેમાં કોઈ પણ ઉપાયે શાન્તિ થાય અને કાંઈ સંગીન કામ કરી શકાય તે લક્ષમાં લઈ કામ કરવા સૂચના કરી. આ પછી તેમણે દહેગામ મંત્રણામાં પસાર થયેલા નીચેના આશયના બે ઠરાવો રજૂ કર્યા.

(૧) શાન્તમૂર્તિ શ્રી હંસવિજયજી મહારાજના સ્વર્ગવાસ અંગે શોક દર્શાવવા અંગેનો.

(૨) શ્રી કેશરિયાજી તીર્થ માટે શ્રી શાન્તવિજયજીએ આદરેલા અનશન પ્રત્યે સહાનુભૂતિ બતાવવા અંગેનો.

આ બે ઠરાવો રજૂ કરતાં મુનિશ્રી વિદ્યાવિજયજીએ યોગ્ય વિવેચન રજૂ કર્યું. આજ વખતે મુનિશ્રી પ્રીતિવિજયજીએ પોતાના તરફથી નીચેના આશયના બે વધુ ઠરાવો પેશ કર્યા.

(૧) અહીં જે કાંઈ કામ કરીશું તે શાસનને વફાદાર રહીને કરીશું, એવી પ્રતિજ્ઞા લેવા અંગેનો.

(૨) હવે પછી એવું બંધારણ કરવું કે પંચાંગી પ્રમાણે બાધ ન આવે એવા ઠરાવો કરવા અંગેનો.

આ પ્રસંગે શ્રી વિજયનેમસૂરિએ પોતાનું મૌન તોડતાં જણાવ્યું કે 'આપણે અહીં એકત્ર થયા છીએ તે શાન્તિને માટે, અને એ માટે જ બધાએ પ્રયત્ન કરવો. પણ કોઇએ એવો પ્રયત્ન ન કરવો જેથી વધારે અશાન્તિ થાય.'

આ પછી મુનિ વિદ્યાવિજયજીએ કેશરિયાજીનો હાથ ધરેલો ઠરાવ આગળ ચલાવવા સૂચવ્યું ને કેટલુંક વિશેષ પ્રતિપાદન કર્યું. એ જ વખતે શ્રી વિજયવલ્લભસૂરિ ઊભા થયા. શ્રી વિજય-નેમિસૂરિએ તે વખતે જણાવ્યું કે 'તમે બેઠા બેઠા જ બોલો!' પણ શ્રી વિજયવલ્લભસૂરિજીએ તેનો જવાબ આપતાં જણાવ્યું કે 'ઊભા થવાથી મને સહુનાં દર્શન થશે.'

આ તકે મુનિશ્રી પુણ્યવિજયજીએ જણાવ્યું કે, મુનિશ્રી વિદ્યાવિજયજીએ જે બે ઠરાવો મુક્યા તે પસાર કર્યાં પછી, કોઈપણ ઠરાવ જ્યાં સુધી વિષયવિચારિણી સમિતિ ન નિમાય ત્યાં સુધી હાથ ન ધરવો; એવું અમે દહેગામની મંત્રણામાં નક્કી કર્યું છે, માટે એ વાત પ્રથમ નક્કી કરવી જોઇએ.' મુનિશ્રી હિમાંશુવિજયજીએ આ વાતને ટેકો આપ્યો હતો.

શ્રી વિજયનેમિસૂરિજીએ એ વખતે જણાવ્યું કે 'એને કાંઈ ટેકા બેકાની જરુરિયાત નથી. આપણે તો જેમ પ્રાચીન પ્રથા પ્રમાણે કામ કરતા આવ્યા છીએ તેમ કરો!' પછી તેમણે શ્રી વિજયસિદ્ધિસૂરિજીને કેશરિયાજી તીર્થ માટે પૂછ્યું.

એ વખતે બધા મૌન રહ્યા. પણ મુનિ વિદ્યાવિજયજીએ એ અંગે ટકોર કરતાં કહ્યું: 'અહીં જે કંઈ વાતચીત થાય તે બધા મુનિઓ સાંભળવા ચાહે છે, માટે ઊભા થઇને બોલો અથવા ઉતાવળે બોલો!' આ વેળા પંન્યાસ શ્રી રામવિજ-

યજીએ કેશરિયાજી તીર્થના ઠરાવ માટે કહ્યું કે 'જ્યાં સુધી શાંતિવિજયજીએ આદરેલું અનશન શાસ્ત્રીય રીતે છે કે નહીં તે ન જાણીએ, ત્યાં સુધી શું કરી શકીએ?'

વિદ્યાવિજયજી–જે વખતે ઉદેપુરના મહારાણા ન્યાય આપતા નથી, પંડયાઓ તીર્થને લૂંટી રહ્યા છે, અને એક સાધુ મહિનાપર્યંતના ઉપવાસ આદરે છે, ત્યારે શાસ્ત્રની ચર્ચામાં વખત ગાળવાનો અર્થ શું? એમ શાસ્ત્રનાં પોથાંને આવી બાબતમાં આગળ લાવવાનાં ન હોય!

હંસસાગરજી–શાસ્ત્રોને સ્વચ્છંદી સાધુઓ પોથાં શબ્દ કહીને નિંદે છે, માટે તેમણે તે શબ્દ પાછો ખેંચી લેવો જોઇએ.

ચરણવિજયજી–તમે સાધુઓને માટે જે સ્વચ્છંદી શબ્દ વાપર્યો, તે પ્રથમ પાછો ખેંચી લેવો જોઇએ.

(આ વેળા વાતાવરણ ગરમાગરમ થયું હતું.)

તીર્થવિજયજી—મારવાડમાં શાસ્ત્રને પોથાં કહે છે.

સાગરાનંદજી—પોથાં નહિં પણ પોથાંજી!

વિજયવલ્લભસૂરિ—ભાઇઓ! આપણે શબ્દોની નિરર્થક તકરાર કરવાને એકઠા થયા નથી. વક્તાનો આશય શાસ્ત્રોને ઉતારી પાડવાનો નહોતો. જુદા જુદા વક્તાઓની બોલવાની પદ્ધતિ જુદી જુદી હોય છે. અને તેથી તેમની પાસે અમુક પ્રકારનો શબ્દસંગ્રહ થઇ જાય છે, એથી જોશભર્યાં ભાષણમાં તેવા શબ્દો વપરાઇ જાય છે.

સાગરાનંદસૂરિ—હા; બોલનારનો આશય તેવો ન હતો. પણ સભામાં ઉપયોગ રાખવો જોઇએ. અને તેવો ઉપયોગ

શાસ્ત્રાર્થ કરવાને અહીં એકઠા થયા નથી. શાસ્ત્રાર્થ કોણ જાણે છે? આપણે કેટલાંક એવાં આચરણો કરીએ છીએ, જે શાસ્ત્રમાં કહેલ નથી. અને કેટલીક વાતો શાસ્ત્રમાં કહેલ છે, તે પણ કરતા નથી. બધાંએ પીળાં વસ્ત્રો પહેરવાં જોઈએ, છતાં હું પીળાં વસ્ત્રો પહેરું છું, મારા શિષ્યો સફેદ પહેરે છે. એજ રીતે બીજી બાબતોમાં છે. માટે આપણે જે રૂઢિઓ ચલાવી છે, તે રૂઢિઓનું આપણે જ પરિવર્તન કરી શકીએ. આ મંડલી શાસ્ત્રાર્થને માટે નથી. સહુને અનુકુળ વાત કાઢો!

વિદ્યાવિજયજી—યથાર્થ છે.

સાગરાનંદજી—રામવિજયજી શાસ્ત્રાર્થ માટે કહેતા નથી; પરંતુ શાસ્રસંમત છે કે નહીં તેનો નિર્ણય કરવાનું કહે છે.

પુણ્યવિજયજી—જ્યાં સુધી વિષયવિચારિણી સમિતિ ન થાય ત્યાં સુધી આગળ કામ ન ચાલવું જોઈએ.

વિદ્યાવિજયજી—આ બાબત પર ખાસ ધ્યાન આપવા જેવું છે.

મેઘવિજયજી—જ્યાં સુધી વિષયવિચારિણી સમિતિ ન થાય, ત્યાં સુધી બધું નકામું છે.

રંગવિમલજી—કોઈપણ કડાકૂટની ચર્ચામાં કોઈ નાના સાધુની સત્તા નહીં હોવી જોઈએ. શાસ્ત્રાર્થની બાબતમાં ભલે હોય. અમે ભૂલી જઈએ તો સાગરજી–સૂરિજી–મોટા બોલી શકે છે. આપણે તો બધા જર્મનીના જોદ્ધા છીએ.

વિજયવલ્લભસૂરિજી—આપનું નામ 'રંગ' છે તો રંગમાં ભંગ ન પાડવો જોઈએ. આપણે તો બધા ક્ષમાશ્રમણ છીએ. આજકાલના નવજવાનોના વિચારો નવીન છે. તેઓ ન બોલે

પરંતુ તેથી અટકવાના નથી, માટે આ નવજવાનોને ભવિષ્યમાં સુધારવાને માટે વિષયવિચારિણી સમિતિ નીમવી જોઇએ. મહેરબાની કરીને સર્વ મુનિમંડળમાંથી એ સમિતિ નીમાવી જોઇએ.

વિજયનેમિસૂરિજી—આપ બેસો ! વિષયવિચારિણી સમિતિની કોઇ જરૂર નથી. આપણે ઉત્સાહભંગ થવાનું કોઇ કારણ નથી. આવતીકાલ પર રાખો !

તીર્થવિજયજી—હવે જવા માટે આજ્ઞા આપો !

વિજયવલ્લભસૂરિજી—સંમેલનમાં ક્યારે આવવું તેનો સમય નિશ્ચિત થવો જોઇએ.

સિદ્ધિમુનિજી—વિષયવિચારિણી સમિતિ તો આજે જ થવી જોઈએ.

(આ પ્રસંગે ક્યા સમયે આવવું, તે અંગે થોડી વાર વાતચીત ચાલી હતી.)

વિજયનેમિસૂરિજી—સહુને અનુકુળ સમય હોય તે મને અનુકુળ છે.

વિજયવલ્લભસૂરિજી—એકથી ચાર વાગ્યા સુધીનો સમય રાખો ! રોજ એક પ્રશ્નનો નિર્ણય કરીશું, તો આઠ દિવસમાં આઠ પ્રશ્નોનો તો નિર્ણય થશે જ.

વિજયનેમિસૂરિજી—ફાગણ વદ ત્રીજનું સંમેલન ભરવું એમ લખ્યું છે; પણ પુરા કરવા સબંધી કાંઈ લખ્યું નથી. સમિતિ કે કમિતિ ગમે તે રીતે કામ થાય તે જોવું જોઇએ.

માણેકમુનિજી—સવારે પાંચ સાત આગેવાન સાધુઓ ભેગા થઇને નિર્ણય કરે તો આપણને મહેનત ઓછી પડે.

**કાર્યવાહી**

વિજયનેમિસૂરિજીએ આ પછી શાસનના હિત અંગે ઊંચા શબ્દથી સૂચના કરી હતી, અને સર્વે આદીશ્વર ભગવાનની જય બોલાવી આવતી કાલે એક વાગે મળવા માટે વિખરાયા હતા.

આમ સંમેલનના પ્રથમ દિવસની પૂર્ણાહુતિ થઈ હતી.

**સારાંશ**

મુખ્યત્વે આજે બે મુદ્દા પર ચર્ચા ચાલી. વિષયવિચારિણી સમિતિ નીમવી કે નહીં, તેમ જ અનશન શાસ્ત્રીય કે અશાસ્ત્રીય.

બેમાંથી એકેનો પદ્ધતિસર નીવેડો ન લાવી શકાયો.

સંમેલનમાં હાજર થવાનો સમય નક્કી કર્યો, તેટલા પૂરતું કામકાજ થયું ગણી શકાય.

**પ્રકીર્ણ બનાવો**

દહેગામ મંડળી પૈકીના તપસ્વી મુનિ શ્રી નરેન્દ્રસાગરજીએ કેશરિયાજી તીર્થનો સંતોષકારક નિકાલ ન આવે ત્યાં સુધી અનશનની પ્રતિજ્ઞા લીધી.

## બીજો દિવસ

ફાગણ વદ ૪, સોમવાર

તા. ૫, માર્ચ, ૧૯૩૪

રાજનગરમાં મુનિ સંમેલનની મંત્રણાનો આજે બીજો દિવસ હતો. ગઈ કાલે નિશ્ચિત કરવામાં આવેલ સમય મુજબ, એકથી ચાર વચ્ચે ચર્ચા ચાલવાની હોવાથી, સાધુઓ ધીરે ધીરે પોતાની નિયત ટુકડીઓમાં મધ્યાહ્ન પછી ત્યાં પહોંચી ગયા હતા. જે વખતે ૧-૩૦ નો સમય થયો હતો.

### એનું એ જ મૌન

લગભગ દોઢ વાગે સર્વે ખાસ મંડપમાં હાજર થઇ ગયા હતા; છતાં આજે પણ ગઇ કાલ જેવું જ મૌન વ્યાપેલું હતું. દિવાલ પર લટકતી ઘડિયાળ બતાવતી હતી કે એકત્ર થયાને પા કલાક વીતી ગયો છે, છતાં ગઇ કાલની જેમ કોઇ મૌન તોડવાને તૈયાર ન હતું! પંદર મીનીટની વીસ ને ત્રીસ મીનીટ પણ થતી આવતી હતી.

### શ્રી લબ્ધિસૂરિજીની પહેલ

અડધા કલાક સુધી અતુટ મૌન રહ્યા પછી, ગઈ કાલે જેમ શ્રી વિજયવલ્લભસૂરિજીએ બોલવાનું મંગળાચરણ કર્યું હતું, એમ આજે અડધા કલાકના મૌન પછી શ્રી વિજયલબ્ધિસૂરિજીએ મૌન તોડયું, અને જણાવ્યું કે—

"દરેક મહાત્માએ પોતાના બીજા વિચારોને દૂર કરવા અને એવા જ વિષયો લેવા કે જેમાં મતભેદ ન હોય. પ્રાચીન કાળમાં મુનિસંઘ કષાયોને જીતી રહ્યો હતો; તે સ્થિતિ ઉપર આપણે પણ આવવું જોઇએ. આપણાં જીવન ચાર ભાવનાઓથી ઓતપ્રોત થવાં જોઇએ. આપણે અહીં શાસ્ત્રને લગતા વિષયો જ ચર્ચવા જોઇએ, અને સર્વે આચાર્યો મળીને એ પસાર કરે. જગત વાટ જોઇ રહ્યું છે કે આ મુનિઓ શી વસ્તુ બહાર પાડે છે! મુનિસંમેલન શિથિલતાને દૂર કરવા માટે છે, માટે દરેક પૂજ્ય આચાર્યો, ઉપાધ્યાયો, પંન્યાસો અને પૂજ્ય મુનિવરોને માન્ય હોય તે જ ઠરાવો પાસ કરવા."

## વિ. વિ. સમિતિની ચર્ચા કરો!

આ પછી ૧૦ મિનિટ સુધી મૌન વ્યાપ્યું હતું. ત્યારબાદ શ્રી વિજયવલ્લભસૂરિજીએ જણાવ્યું કે:—

"વિ૦ વિ૦ સમિતિનો વિચાર આજના ઉપર રાખેલો છે. જો હું ભૂલતો ન હોઉં તો, કાલે એવો નિર્ણય થયો હતો કે આજે વિષય વિચારિણી સમિતિનું કામ હાથ ધરવામાં આવશે. માટે બધા મુનિઓને એ ઉપર જ વિચાર પ્રગટ કરવા દો. વિષય વિચારિણી સમિતિની વ્યાખ્યા સહુ જાણે છે. એની મતલબ એવી છે કે જે વિષય રાખવામાં આવે તે ચુંટાયેલા આવે. એના ઉપર સર્વે મહાત્મા પોતાનો નિર્ણય કરી લે."

એક સાધુ—વિ૦ વિ૦ સમિતિથી કામ કરવું કે પ્રાચીન પદ્ધતિથી કામ કરવું એનો વિચાર કરી લેવો જોઇએ.

(પ્રીતિવિજયજીએ આ વખતે શાસનને વફાદાર રહેવાની સૂચના કરી હતી. નેમિસૂરિજીએ તેમને બંધ રહેવા જણાવ્યું હતું.)

રંગવિમળજી—કાલે વિષય વિચારિણી સમિતિ કરવી કે ન કરવી એ આજ ઉપર રાખ્યું હતું.

## પ્રાચીન પદ્ધતિ ક્યાં છે?

વલ્લભસૂરિજી—વિ. વિ. સમિતિ વિના ચાલી શકતું હશે? એનો નિર્ણય આજે થઈ જાય તો ઠીક. વિ૦ વિ૦ સમિતિ એ નવી પદ્ધતિ છે, એટલા માટે જ એનો સ્વીકાર ન કરવો; એ ઠીક નથી. આપ બધા ટેબલ લઈને બેઠા છો; એ શું પ્રાચીન પદ્ધતિ છે? આપણે સમાજની સાથે રહેવાનું છે, એથી નવીન પદ્ધતિ અંગીકાર કરવી જોઈએ. એ તો કોઈ પણ કહી શકે તેમ નથી કે આપણે સમાજની તરફ લક્ષ ન આપવું. માફ કરજો! આજકાલની પરિસ્થિતિ જોતાં બધા ગચ્છ અને સમુદાય વચ્ચે એક દોરીમાં બાંધે એવી, ફક્ત એક જ વસ્તુ રહી છે; અને તે દેવ. બધાના દેવ એક છે. જ્યાં ગુરુ અને ધર્મનું નામ આવે છે ત્યાં કેવી દશા થાય છે, એ કોઈથી અજાણ્યું નથી. વિ૦ વિ૦ સમિતિ વિના નિમંત્રણ આપ્યું, બોલાવ્યા; એ બધું શું કામનું?"

રંગવિમળજી—પ્રાચીન પદ્ધતિ શી હતી, તે જાણવા લોકો ચાહે છે.

વલ્લભસૂરિજી—સવાલ જવાબની જરૂર નથી.

(થોડી ક્ષણો માટે પાછું મૌન)

થોડી વારે વિજયનેમિસૂરિજીએ વિજયવલ્લભસૂરિજીને બોલવા કહ્યું. એના જવાબમાં વિજયવલ્લભસૂરિજીએ કહ્યું કે 'મારા જે વિચાર હતા, તે મેં અહીં જણાવી દીધા છે.'

આ વખતે શ્રી વિજયનેમિસૂરિ થોડું બોલ્યા, પણ બરાબર સંભળાયું નહિ. પછી તેમણે જણાવ્યું કે 'કેટલા વિષયો ચર્ચવા

તેનો વિચાર કરવો જોઈએ. નિર્ણયનો નહિ.'

રંગવિમળજી—આવા શબ્દોમાં ચાર વાગશે. પ્રાચીન કાળની પદ્ધતિ સમજાવો તો ખરા ! જુની પદ્ધતિ તો આપે સમજાવવી જોઈએ.

( પરંતુ એ સંબંધી કોઈ તરફથી કાંઇ ખુલાસો થયો નહિ )

## ગમે તે પદ્ધતિ લો, પણ કાર્ય કરો !

નેમિસૂરિજી—પ્રાચીન કે અર્વાચીન, ગમે તે પદ્ધતિ લો ! આપણે તો કામ કરવું છે. સામે પ્રશ્ન કરશો તો એનો અંત નહિ આવે. ભેગા થઈને નિર્ણય નહિ કરીએ તો છાપાથી શું થવાનું હતું ? ચાલો ! જે વાત મુદ્દાની છે તેનો નિર્ણય થાય તો સારું. આ તો નકામો કાળ વીતે છે. ભાઇઓ ! મારી તો આ સૂચના માત્ર છે, આપણા સાધુઓમાં જે વાત થાય તે બહાર ન પડવી જોઇએ.

( શ્રી વિજયનીતિસૂરિજીએ આ બાબતને ટેકો આપ્યો. )

નેમિસૂરિજી—કોઈ ગચ્છ યા સમુદાયને અન્યાય ન મળવો જોઇએ, એ સહુની ઇચ્છા છે.

રંગવિમળજી—પાંચ આચાર્યો મળીને કરી લો ને ?

વલ્લભસૂરિજી—નિર્ણય ન થઈ જાય કે કેવી રીતે કામ લેવું; તો પછી શું બની શકશે ?

## દરેક ગચ્છના બે પ્રતિનિધિ લો !

શ્રી નેમિસૂરિજી અને સાગરાનંદસૂરિજીએ વચ્ચે એક છીંકણીની ડબી રાખી હતી, જેમાંથી બન્ને છીંકણી સુંઘતા હતા, તે સુંઘતાં સુંઘતાં શ્રી વિજયનેમિસૂરિજીએ જણાવ્યું: 'પ્રતિનિધિ દરેક

સમુદાયના બબ્બે લેવા. પછી પાંચ કે પચ્ચીસ થાય એના ક્યાં ઉચાટ છે ?'

(આ વખતે ઉપાધ્યાય શ્રી દેવવિજયજીએ કાંઇક સૂચના કરી હતી.)

નેમિસૂરિજી—એમાં મતલબ એવી છે કે વિ૦ વિ૦ સમિતિ થયા પછી પણ કોઇના મનમાં ન રહે કે મારા વિષયો બાકી રહી ગયા.

ઉ૦ દેવવિજયજી—હા, કે ના, નિર્ણય કરો ને ?

નેમિસૂરિજી—જેમાં કોઇનો મતભેદ ન હોય એવા ઠરાવો પહેલા પાસ કરવા.

ઉ૦ દેવવિજયજી—સમિતિ તો થવી જોઇએ.

નેમિસૂરિજી—વિ૦ વિ૦ સમિતિ નીમવી એમાં મત લેવામાં જુદા જુદા ભાગ પડશે.

હર્ષસૂરિજી—(ઊંચેથી બોલતાં) સમિતિ વિના બધાને ન્યાય કેમ મળે ?

(આ વખતે બે તદ્દન નાના સાધુઓ ઊભા થયા, જે જોઇને ભારે હસાહસી થઈ રહી.)

માણિક્યસિંહસૂરિજી—શી રીત કામ કરીએ તે આપ બોલો !

નેમિસૂરિજી—હું કાંઇ નાએ પાડતો નથી.

સાગરાનંદસૂરિજી—વિષયો કાઢ્યા પછી કંઇનું કંઇ તો કરવું જ પડશે.

પં. રામવિજયજી—જે વિષયો ચર્ચવા તે બહુમતિએ કે સર્વાનુમતિએ પાસ કરવા તેનો પણ નિર્ણય કરવો જોઈએ.

## પ્રમુખપદની ચર્ચા

એક સાધુ—પણ કરે કોણ? એક નાયકની જરૂર છે. નાયક વગર કામ કેમ થાય? એક પ્રમુખ કરવો જોઇએ. સભાના નાયકની વાત થવી જોઇએ. તે સિવાય નિર્ણય કેમ આવે?

પ્રીતિવિજયજી—આવી સામાન્ય વાતનો નિવેડો ન આવે એ બહુ શરમની વાત છે.

( થોડીવાર મૌન. એ વખતે શ્રી વિજયનેમિસૂરિ અને સાગરાનંદસૂરિજી વચ્ચે ખાનગી મંત્રણા ચાલી. સવા બે વાગતાં કેટલાક સાધુઓ અકળાઇને ઊભા થયા ને ફરવા લાગ્યા. )

લબ્ધિસૂરિજી—બધામાંથી બે બે પ્રતિનિધિઓ લેવામાં પણ, વિષયો લેવામાં મતભેદ પડશે. એટલે જે વિષયો શાસ્ત્રીય નથી તેમાં બહુમતીથી કામ કરવું ને બાકીના ફેંકી દેવા. અને જે જે શાસ્ત્રીય વિષયો છે તેમાં બહુમતીની પણ જરૂર નથી.

માણિક્યસિંહસૂરિજી—આ વિષયો શાસ્ત્રીય છે કે નહિં, એનો નિર્ણય કોણ કરે?

લબ્ધિસૂરિજી—આચાર્ય, ઉપાધ્યાય કે પંન્યાસ હોય તે.

પં. રામવિજયજી—જેમાં જે આગેવાન હોય તે આગળ આવે. આપણે સમિતિ બમિતિનું નામ રાખીને કરવું છે શું? કામથી કામ છે.

( ત્યાર પછી એમની અને સાગરાનંદસૂરિજીની વચ્ચે મંડળ અને સમિતિ સંબંધી ચર્ચા ચાલી )

સાગરાનંદસૂરિજી—પાંચ આગેવાનોએ ખાનગી વિચાર કરવો હોય તો જુદો ઓરડો છે.

પં. રામવિજયજી—ચાર હોય કે પાંચ, એ કંઇ મુખ્ય નથી.

(આ ચર્ચા પછી સમુદાયના નામો લખવાની વાત થવા લાગી.)

પં. રામવિજયજી—લાવોને નામ હું લખું.

દયાવિજયજી—અમારા વૃદ્ધિચંદ્રજીના ચતુરવિજયજી પંન્યાસ તરફથી શ્રી વિજયનેમિસૂરિ કરે તે કબૂલ છે.

(પરંતુ આ વખતે શ્રી વિજયનેમિસૂરિજીએ એમને રોક્યા.)

હર્ષસૂરિજી—આ વાત પ્રમુખ માટે થાય છે કે બીજી?

નેમિસૂરિજી—ભાઇ! પ્રમુખની વાત જ નથી.

નીતિસૂરિજી—એક ગુરુના ત્રણ ચેલા હોય ને ત્રણેના રાગ જુદા હોય તો ત્રણેનાં નામ લખો.

નેમિસૂરિજી—ચાર હોય તો ચાર લખવા જોઇએ. લખો, એમાં મારો વાંધો નથી. પણ જે કામ કરવું હોય તે પાર પાડો ને?

એક સાધુ—આપણે એક છીએ એમ નથી, કારણ કે મંડપમાં જુદા જુદા પ્રવેશ કર્યો નથી. તેમ જુદા છીએ એમ પણ નથી, કારણ કે દરેકે પોતપોતાના આગેવાનની સાથે પ્રવેશ કર્યો છે.

એક સાધુ—આ સભા મૂર્ખાની નથી તેમ ડાહ્યાની પણ નથી. આપણાં કરતાં તો શ્રાવકોમાં શાસનની લાગણી વધુ છે; જેઓ ૨૪ કલાક ધર્મ નથી કરતા તેમનામાં આટલી લાગણી છે તો પછી આપણામાં કેટલી હોવી જોઇએ?

## નાના મોટાનો સરખો ન્યાય

વિદ્યાવિજયજી—હમણાં જે વાત આપણા સમક્ષ મુકવામાં આવી છે તે વિચારણીય છે. જુદા જુદા ગચ્છોએ અમુકને હક્ક આપી દીધા છે એમ તો નથી. નાનામાં નાનો સમુદાય પણ તેવા જ હક્કો રાખી શકે છે કે જેટલો મોટો રાખે. જેટલા મોટા તેટલા નાના. એટલા માટે બધાને ન્યાય મળે તેમ કરો!

કાર્યવાહી

એક સાધુ—કાલે પ્રવેશ કરતાં એક ગ્રુપમાં પ્રવેશ કર્યો ન હતો. જુદા જુદા ગ્રુપમાં પ્રવેશ કર્યો હતો.

## કોણ કોના તરફથી ?

વલ્લભસૂરિજી—આ બધા મહાનુભાવો જેમની સાથે આવ્યા, એવા તો ત્રણ ભેદ હતા.

સિદ્ધિસૂરિજીના પક્ષના એક સાધુ—અમારી તરફથી શ્રી વિજયસિદ્ધિસૂરિજી.

નેમિસૂરિજી—અમારી તરફથી હું, તમારી તરફથી કોણ ?

એક સાધુ—(વલ્લભસૂરિજી પ્રતિ) છાપામાં તમારી તરફથી વિજયનીતિસૂરિજી નિમાયાના સમાચાર મળ્યા હતા.

વલ્લભસૂરિજી—એ તો દહેગામ સમિતિને માટે વાત હતી, મહાસંમેલનની નહિં.

પં. રામવિજયજી—અહીં સમાચારી-મુહપત્તિની વાત કરવાની નથી. જેમ દહેગામવાળાઓએ નીતિસૂરિજી દ્વારા શેઠ ઉપર કાગળ લખાવ્યો તેમ બધું કામ નીતિસૂરિજીને સોંપી દેતા હોય તો સારું.

## બે વાગ્યા છે માટે બે પ્રતિનિધિ

લક્ષ્મણવિજયજી—બે વાગ્યા છે માટે બે આમ, બે આમ ને બે આમથી પ્રતિનિધિઓ લો !

રંગવિમલજી—દરેક સમુદાયના બબ્બે પ્રતિનિધિઓ હોય તો સારું.

નેમિસૂરિજી—ગમે તે રસ્તો કાઢો.

વલ્લભસૂરિજી—વિષય વિચારિણી સમિતિ નીમો તો જે વિષયો ચર્ચવા હોય તે નક્કી થાય.

નેમિસૂરિજી—જેને કોન્ફરન્સમાં સબજેક્ટ કમિટી કહે છે. તમે બહુ દેશમાં ફર્યા છો માટે જાણો છો.

વલ્લભસૂરિજી—બધાની કૃપા. અમુક કાર્ય માટે આપણને અહીં બોલાવ્યા છે તેનો ખુલાસો થવો જોઇએ.

નેમિસૂરિજી—એજંડા થાય એવું આપણે ત્યાં છે કે?

પં. રામવિજયજી—આજે જૈન મુનિઓ જગે જગે ભાષણો આપી રહ્યા છે અને જૈન ધર્મની અવગણના કરી રહ્યા છે.

## વ્યક્તિગત ટીકા ન જોઈએ.

હિમાંશુવિજયજી—ભાઇઓ! સંમેલનમાં ખાસ ધ્યાન રાખવું કે આપણા પ્રવચનમાં ક્યાંય વ્યક્તિગત ગુણદોષની વાત તો નથી આવતી? દરેકે આનો ઉપયોગ રાખવો જોઈએ.

લલિતસાગરજી—સ્પષ્ટતયા આક્ષેપો થઈ રહ્યા છે. આવા હડહડતા આક્ષેપો કેમ સહેવાય? મોટા મોટા વ્યાખ્યાનો કરનારાઓ આવી ભૂલ કરે એ કેવું ખરાબ કહેવાય?

પં. રામવિજયજી—કોની આજ્ઞાથી બોલે છે?

ઉ૦ દેવવિજયજી—એક ગ્રુપમાં આવ્યા એટલે બધા એક છે. એક સમુદાયના છે એવું કંઈ નથી. એક મંદિરમાં મળ્યા એટલે એક ન કહેવાય.

પ્રીતિવિજયજી—મારી ભાષા જોરની છે. વલ્લભસૂરિજી મહારાજને નમ્રપણે વિનવું છું કે તમે પણ નામ આપો.

## વર્તમાનપત્રો સામે વિરોધ.

પં. રામવિજયજી—અયોગ્ય શબ્દો ન બોલવા સારા છે એ વાત સાચી છે, પણ વસ્તુસ્વરૂપને માટે કઠોર શબ્દો આવે તેમાં વાંધો નથી. આ સભામાં જે વાત થાય તે પત્રોમાં મુકાવી ન જોઇએ

અને મુકવી હોય તો નગરશેઠ મારફતે છાપામાં લખાય. એમ ન થાય તો પરિણામ સારું ન આવે.

વિદ્યાવિજયજી—જો સાચા વિચારો આપણે પ્રગટ કરાવવા હોય તો અહીં રિપોર્ટરોને બેસાડવા જોઇએ.

લલિતસાગરજી—આ સભાની વાત બહાર ન જાય તે માટે કમીટી નિમાવી જોઇએ.

( આ માટે કેટલીક ચર્ચા ચાલી. )

પં. રામવિજયજી—નગરશેઠની સહીથી બહાર પડે તે સાચું, એવું પત્રોમાં પ્રગટ કરવું જોઇએ.

હેમેન્દ્રસાગરજી—આવો ઠરાવ પણ વિષયવિચારિણી સમિતિ વગર ન થાય.

## નગરશેઠ સાથે ચર્ચા.

આ વેળા નગરશેઠ અંદર આવ્યા હતા. આ વખતે પોણા ચાર વાગ્યા હતા. રામવિજયજી મહારાજે આ પ્રસંગે કેટલુંક વિવેચન કરતાં છાપાઓમાં વાત ન આવવી જોઇએ તે સમજાવ્યું.

નગરશેઠે કહ્યું કે 'હું પણ એ કહેવાનો હતો કે હું જાહેર કરીશ કે છાપાઓમાં જે સમાચાર આવે તે પ્રામાણિક માનવા નહિ.'

પં. રામવિજયજી—એમ નહિ, પણ સંમેલન સંબંધી નગરશેઠની સહી સિવાય જે બહાર પડે તે અપ્રમાણિક માનવા.

## તાર અને પત્ર.

નગરશેઠ—એક તાર આવ્યો છે તે સંભળાવું.

નેમિસૂરિજી—કાંઈ જરૂર નથી.

વિદ્યાવિજયજી—જો એમાં સંમેલનને કાંઇ લાગતું વળગતું હોય તો તે પ્રગટ કરવું જોઇએ.

(આ પછી વિજયનેમિસૂરિજીએ શેઠ સારાભાઈ ડાહ્યાભાઈ તરફથી આવેલો તાર કહી સંભળાવ્યો. આ પછી શ્રીમાન્ નગરશેઠે શ્રી શાંતિવિજયજી તરફથી આવેલો પત્ર વાંચી સંભળાવ્યો હતો; જેને અંગે થોડી ચર્ચા પછી બધા મૂળ વિષય ઉપર આવ્યા. પં. રામવિજયજીએ ગ્રુપના પ્રતિનિધિની સૂચના કરી.)

ચરણવિજયજી—ગ્રુપમાં જુદા જુદા સમુદાય છે. આપણને સહકાર આપવા મળ્યા એટલે આપણા ભેગા થઈ ગયા એવું કહી આપ ઉલટું ભંગાણ પાડવા ચાહો છો.

## હૃદયસ્પર્શી વિવેચન.

નેમિસૂરિજી—બહુમતી, સર્વાનુમતી કે ગમે તે રીતે પણ કંઇ નિર્ણય કરવો જોઇએ. લેખ લખાઈ ગયો છે. હવે તો 'ઇ' લખાય તો દીકરી ને 'ઓ' લખાય તો દીકરો; એટલું જ થવાનું બાકી છે. આ પછી તેમણે લગભગ અર્ધો કલાક સુધી એક હૃદય સ્પર્શી વ્યાખ્યાન આપ્યું હતું. જેમાં જણાવ્યું હતું કે—

"આજે દુનિયામાં નજર કરો કે ક્રિશ્ચિયન ધર્મનો પ્રચાર કરવા માટે જર્મન, ફ્રાન્સ વગેરેના લોકો લાખો કરોડો પૌંડ આપે છે અને તેમના પાદરીઓએ ધર્મનો પ્રચાર કર્યો છે. અમારા ઘોઘામાં કોઇ નહતું, પરંતુ આજે ત્યાં પણ કારખાનું ખુલ્લું થયું છે.

"આપણે અહીં કોનું રાજ્ય ખોવાનું છે કે કોને ગાદીએ બેસવું છે? સંપમાં સુખ છે, કુસંપમાં નહિ. જો આજે

આપણે થોડી બાબતમાં મળીશું તો દશ કે પંદર વર્ષ પછી એવો વખત આવશે કે એક પાત્રામાં સાથે બેસવું પડશે. આજે એકલવિહારી કે બેકલવિહારી કોઇના ઉપર અહીં ટીકા કરવાનું સ્થાન નથી. યાદ રાખો કે સંપ ત્યાં જંપ છે.

"**मनस्येकं वचस्येकं कर्मण्येकं महात्मनः** આપણને એક બીજાને લેવું દેવું શું છે? આ બધું કેવળ વાતો સિવાય બીજું શું છે? હું તમને ગાળો દઉં, તમે મને ગાળો દો! વાણિયા કહેશે કે બંને ગધેડા છે. માટે વાતાવરણને પહેલાં શાંત કરો, હૃદય પવિત્ર કરો. એ સિવાય વિષય શા કામનો?"

આ પછી તેમણે કેટલાંક મનનીય દૃષ્ટાંતો આપ્યાં હતાં અને જણાવ્યું હતું કે 'આમાં કોઇનો વિચાર નથી કે હું મોટો થાઊં. તમે યત્કિંચિદ પણ એવું સમજશો નહિ. કેમ વિદ્યાવિજય! ખરું કહું છું કે ખોટું કહું છું?'

વિદ્યાવિજયજી—જી મહારાજ! બરાબર છે. હૃદય શુદ્ધ થાય તો બધું સારું થાય.

નેમિસૂરિજી—હૃદય પવિત્ર કરો!

આ સાથે નેમિસૂરિજીએ પોતાની વાતની પુષ્ટિમાં એક શેઠની નિદ્રાનું અને પછી બીજાં ઉદાહરણો આપ્યાં.

લબ્ધિસૂરિજી—હવે નામો લખાવો!

નેમિસૂરિજી—અરે ભાઇ! નામોમાં શું? હૃદય શુદ્ધ કરો નહિતર નામોથી કંઈ નથી.

ત્યારબાદ સમય પૂરો થતાં સહુ વિખરાયા હતા. પેન્ડોલ છોડી જતાં શ્રી વિજયનેમિસૂરિજીએ શ્રી વિજયનીતિસૂરિજીને અને શ્રી વિજયવલ્લભસૂરિજીને બોલાવ્યા અને તરત જ વિદ્યાવિજયજીને

બોલાવ્યા ને એક ઝાડ નીચે લગભગ એક કલાક સુધી વાતો કરી. ત્યારબાદ લોકસમૂહના જયધ્વનિ વચ્ચે તેઓ પોતપોતાના સ્થાને ગયા.

## સારાંશ

આજનો દિવસ પણ લગભગ કંઇ પણ કાર્ય કર્યા સિવાય જ વ્યતીત થયો. વિષય વિચારિણી સમિતિ નીમવા અંગેની અને વર્તમાન પત્રોમાં પ્રગટ થતા સમાચાર પરના અંકુશ અંગેની ચર્ચાઓ ખાસ થઇ, જેમાં એકમતીથી કંઇ પરિણામ કે નીવેડો ન આવ્યો.

## પ્રકીર્ણ

જૈન જ્યોતિ સાપ્તાહિકના વધારાએ સહુનું ખાસ ધ્યાન ખેંચ્યું હતું. ઉત્સુક જૈન જગત આ વધારાઓ ઉપર દરોડો પાડતું હતું. પોળે પોળે અને શેરીએ શેરીએ વધારાઓ વેચાતા હતા અને ખૂબ રસપૂર્વક વંચાતા જોવાતા હતા.

## દિવસ ત્રીજો

ફાગણ વદ ૫, મંગળવાર

તા, ૬ માર્ચ, ૧૯૩૪

ગઈ કાલના શ્રી વિજયનેમિસૂરિ અને દહેગામ મંડળીના નાયકોના મેળાપે વાતાવરણમાં અનેક જાતના તર્ક વિતર્કો થતા હતા. આજે લગભગ ૧-૧૦ મિનિટે ત્રણે ગ્રુપના સાધુઓ આવી ગયા હતા. આગળ બેઠેલ સાધુઓ ટેબલ રાખી, તે ઉપર કાગળ પેન્સીલ રાખી, મૌન ધારણ કરી પોતાની શાંતિમાં વધારો કરતા હતા. દહેગામની ટૂકડી સિવાયની ટૂકડીઓમાં દશ વર્ષની અંદરના કેટલાક નાના નાના સાધુઓ પોતાના મોટા સાધુઓની આગળ બેઠા હતા. મુનિસંમેલનના પેંડાલમાં પ્રવેશ કરતાં પહેલાં કેટલીક ભક્ત શ્રાવિકા બહેનોએ બધા મુનિઓને અક્ષતથી વધાવી લીધા હતા. સવા વાગે કાર્યનો પ્રારંભ થયો હતો.

વિદ્યાવિજયજી—આ બે દિવસમાં શું કાર્ય થયું છે તે આપણાથી અજાણ્યું નથી. ગૃહસ્થો ત્રણ દિવસમાં કોન્ફરન્સ પૂરી કરે છે; ત્યારે આપણે ત્રણ દિવસમાં શું કર્યું? કાલે પૂ૦ આચાર્ય શ્રી વિજયનેમિસૂરિ મહારાજે ઉપદેશ આપ્યો હતો, તે આપને ધ્યાનમાં હશે. તેમના ઉપદેશનો મુદ્દો એ છે કે આપણે જે રીતે પ્રેમમાં રંગાઈએ, એમ કરીએ. મારી સહુને પ્રાર્થના છે કે આપણે એક માર્ગ કાઢી જગતને બતાવી આપીએ કે અમને લડાઇ કરતાં અને મળતાં પણ આવડે છે.

પરમાત્મા મહાવીર દેવના શાસનની પ્રભાવના માટે આપણે બધા ભેગા થયા છીએ. આપણું કામ સરળ થાય તે માટે મને વિચાર થયો કે જે કારણોએ આપણામાં બગાડ કર્યો છે તે કારણોનાં મૂળ શોધીએ નહિ, ત્યાં સુધી ઉપરના મલમપટ્ટાથી કાંઈ કાર્ય થવાનું નથી. સહુથી પહેલામાં પહેલી વસ્તુ એ છે કે આપણામાં જે છિન્નભિન્નતા થઈ ગઈ છે તેમાં સુધારો કરવો જોઇએ. આપણી અગ્રેસર એક મંડળી નીમવી જોઈએ અને તેને લગતું બધું કાર્ય આપણે તેને સોંપી દેવું જોઇએ. ટૂંકામાં જેમ શાંતિ થાય તેમ જલદી ઉપાય યોજવા જોઇએ.

નેમિસૂરિજી—વસ્તુના નિર્ણય માટે પાંચ, પચાસ કે સોની એક મંડળી નીમીએ, જે રસ્તો કાઢે.

માણેકમુનિજી—બરાબર વાત છે.

સિંહસૂરિજી—મને યોગ્ય લાગે છે.

માણિક્યસિંહસૂરિજી—લો ભાઇ! બધાને યોગ્ય લાગે છે. હવે વિચાર કરી લો! વિષયો કહી દો!

વિદ્યાવિજયજી—સાધુઓની કમિટી અથવા મંડળી નક્કી કરે તે વધારે ઠીક. મને લાગે છે કે સહુથી પહેલાં નામો લખાય તો વધારે સારું.

નેમિસૂરિજી—નામો શી રીતે આપવાં?

વિદ્યાવિજયજી—મને લાગે છે કે કોઇ સમુદાયને ખોટું ન લાગે કે મને અન્યાય મળ્યો છે; માટે બધાંને ઠીક લાગે તેમ કરવું જોઇએ.

નેમિસૂરિજી—કેમ ભાઇ! નામ કેમ લખવાં?

રંગવિમલજી—આપ લખતા જાઓ! મહેતાજીને કહેવાની

જરૂર પડે એમ નથી.

સાગરાનંદસૂરિજી—કાલે આપણે નક્કી થયું છે કે ઠરાવો સર્વાનુમતે પસાર કરવા. પછી પાંચ નામ આવે કે દશ, એનો વાંધો રહેતો નથી.

નેમિસૂરિજી—વીતરાગશાસનની જાહોજલાલી થાય તેમ વર્તવું.

( આ વખતે બધા એક બીજા સામું જોઈ રહ્યા. )

નેમિસૂરિજી—' ચેન્જ ઓફ હાર્ટ ' થવું જોઈએ.

રંગવિમળજી—મૌન રાખવાની આપણને બહુ ટેવ પડી ગઈ છે. ઘડીએ ઘડીએ પા કલાક મૌન રખાય છે !

નીતિસૂરિજી—નિર્ણય લાવો.

એક સાધુ—લાવે કોણ ? બધા કાઉસગ્ગ કરીને બેઠા છે !

નેમિસૂરિજી—પહેલાં એમ હતું કે એક એક ટૂકડીમાંથી બે બે લેવા અને તે સિવાય જે બાકી રહે તે સમુદાયમાંથી એક એક લેવાય.

( નામ લખ્યાની વાત નિકળ્યા પછી લગભગ નામ લખવાની શરૂઆત થઈ હતી. )

નેમિસૂરિજી—( વિજયનીતિસૂરિજી અને વિજયવલ્લભસૂરિ પ્રતિ ) સર્વાનુમતે પાસ ગણવામાં તમારી શું ઈચ્છા છે ?

વલ્લભસૂરિજી—બધાને ઠીક લાગે તેમ કરો.

નેમિસૂરિજી—કેમ ભાઈ ! કેવી રીતે નોંધાવે ? એક બે નામ તો આપો.

વિદ્યાવિજયજી—કંઈ કામ તો થવું જોઈએ.

માણિક્યસિંહસૂરિજી—મંતવ્ય જુદું હોય તેનું નામ જુદું કહેવું.

( જુદા મત વિષે પ્રતિનિધિઓ ચૂંટવા સંબંધી વાતો આવી. હસાહસ થઈ. )

વિદ્યાવિજયજી—બે પાંચ નંબર ઓછાવત્તા થશે એમાં શું વાંધો છે ? કેમકે પાસ તો સર્વાનુમતે થવાનો છે.

નેમિસૂરિજી—કેમ ભાઈ કહી દો ને ! હવે શું રહ્યું છે ?

પં૦ રામવિજયજી—કાલે પણ એ જ રહ્યું હતું.

માણિક્યસિંહસૂરિજી—હવે રેતીમાંથી ગાડું બહાર નીકળ્યું છે.

નેમિસૂરિજી—( રામવિજયજીની પાર્ટી તરફ જોઇને ) કેમ ભાઈ તમને ઠીક લાગે છે ?

બધાએ—હાં, ઠીક છે, હાં ઠીક છે.

હર્ષસૂરિજી—જે નામ આવે તે બદલવાં હોય તો બદલાય કે નહિ ?

તીર્થવિજયજી—તપગચ્છથી ત્રિસ્તુતિક ગચ્છ ન્યારો છે ?

નેમિસૂરિજી—ગચ્છ તો એક જ છે. તપાગચ્છ છે. આ નામ લખાય એટલે બસ છે. પછી તો સહેલું છે. સર્વાનુમતનો અર્થ એ છે કે સામાન્ય બાબતમાં વસ્તુ બગડે નહીં.

વિદ્યાવિજયજી—મને લાગે છે કે સમુદાય દીઠ બે બે નામ લખવામાં આવે અને પછી ઉમેરવા હોય તો ઉમેરાશે.

નેમિસૂરિજી—એમ કરો. પહેલાં મારા બે આપું ?

એક સાધુ—પહેલાં **सर्वलब्धिसंपन्नाय श्री गौतमस्वामिने नमः ॥** લખો કે જેનું શાસન છે.

નેમિસૂરિજી—હા ભાઇઓ ! એમ કરો.

વલ્લભસૂરિજી—હું આટલો ખુલાસો કરવા ચાહું છું. સર્વ મુનિઓ જાણે છે કે કોઇ વ્યક્તિ ઉપર કોઈ આક્ષેપ કે કલંક

આવ્યું હોય તેને આ મંડળીમાં ન લેવો.

વિદ્યાવિજયજી—પૂજ્ય મુનિવરો ! આપણે કામ કરવું એ જરૂરનું છે. મોટાઓ ઉપર વિશ્વાસ રાખી નામ ઓછાં કરીશું તો વધારે સારું છે. મારી તો પ્રાર્થના છે કે આપણા વડીલો બેઠા છે તેમાંથી ૨૦–૨૫ ને કામ સોંપી દઈએ તો વધારે સારું છે.

ન્યાયવિજયજી—દયાનંદ અર્ધ શતાબ્દિમાં સાંભળ્યું છે કે ઉઘાડા માથાવાળા કંઇ કામ કરી શકવાના નથી. જૈન સાધુઓની ઇજ્જત હજી વધારે છે. માટે એવું કામ કરજો જેથી આપણું નામ થાય. આપણા વડિલોને સોંપી દઈએ તો વધારે સારું. આપણા ધર્મ પર જે આક્ષેપો થાય છે તે આપણે દૂર કરવા જોઇએ. દરેક દેશમાં ભૂખ તરસ વેઠી ચાંદલો કરનાર જૈન બનાવવા જોઇએ. મારવાડ વગેરે દેશમાં ૭૦૦૦ પલ્લીવાળમાંથી થોડા જ જૈન રહ્યા છે. આપ મારવાડમાં વિહાર કરો! આપ બધા વિદ્વાન છો!

(ત્યાર પછી નામો લખાવાં માંડયાં. જેમાં લગભગ ૮૦ નામો લખાયાં.)

લબ્ધિસૂરિજી—જેને શાસ્ત્રીય વિષયો સાંભળવાનો રસ હોય તે આવી શકે.

વિદ્યાવિજયજી—કોન્ફરન્સમાં સબજેક્ટ કમિટિમાં જે વિષયો ચર્ચાય છે, તેમાં બધા ન હોય.

કલ્યાણવિજયજીએ લબ્ધિસૂરિજીનો વિરોધ કર્યો.

વિદ્યાવિજયજી—ખાનગી મિટીંગમાં બધાએ રસ લેવાની કંઈ જરૂરત નથી.

(પં. રામવિજયજીની પાર્ટી તરફથી એ બાબતનો આગ્રહ ચાલુ રહ્યો ને શાસ્ત્ર શબ્દનો ભારપૂર્વક ઉપયોગ થયો.)

કલ્યાણવિજયજી—એનો અર્થ એ કે શાસ્ત્રનાં બધાં પોથાં લાવી અહીં મુકવાં ?

( કેટલાકનો વિરોધ અને હસાહસ થઇ )

કલ્યાણવિજયજી—આપણી અનુકુળતા હોય તે શાસ્ત્ર અને પ્રતિકુળતા હોય તે નહિ.

હેતમુનિજીએ એનો વિરોધ કર્યો.

કલ્યાણવિજયજી—જુઓને! આપણે તો છેદ સૂત્રો સુધી પહોંચી જઇએ છીએ.

હંસસાગરજી—અત્યારે આનો વિષય નથી. કોઇ માણસને બોલવા દેવો નહિ. બધા દૂર બેસશે પણ બોલશે નહિ.

ચરણવિજયજી—દૂર રહે તો પછી નજીકમાં પણ રહે તેમા શું વાંધો છે ? ખરી વાત એ જ છે કે આપણે જેમને નીમ્યા છે તે જ અહીં આવે! નિર્ણય કર્યા પછી બધા સાધુઓની સામે અને યોગ્ય લાગે તો ચતુર્વિધ સંઘ આગળ કહે.

પં. રામવિજયજી—પણ ગીતાર્થો કેવી શાસ્ત્રચર્ચા કરે છે તે સાંભળવાનું દરેકને મળે; તેથી નાના સાધુઓને સમજ પડે.

વિદ્યાવિજયજી—આપણે અહીં ૮૪ કે ૪૫ આગમોના જ્ઞાનની કલાસ ખોલી નથી.

પં. રામવિજયજી—જે વિષયોનો નિર્ણય કરવો છે તે શાસ્ત્રના આધારે કરવો છે.

વિદ્યાવિજયજી—આપણે તો જે કારણોથી છિન્નભિન્નતા થઇ છે તે દૂર કરવાં જોઇએ. આપણે શાસ્ત્રોના ઝઘડા કરીશું

તો ૨૪ વર્ષ સુધી મુનિસંમેલન ભરીશું તો પણ પરિણામ કંઈ નહિ આવે.

પં૦ રામવિજયજી—કામ પડશે તો શાસ્ત્રો લાવવાં પડશે.

વિદ્યાવિજયજી—આ વાણિયાઓનું ટોળું નથી. ત્યાગી વિદ્વાનોનું સંમેલન છે.

પ્રીતિવિજયજી—શાસ્ત્રોને આધારે કામ કરવું છે.

પં. રામવિજયજી—જ્યારે જ્યારે શાસ્ત્રાધારે કામ કરવું પડે ત્યારની વાત છે. આ કાંઇ પથરા રેડવવાની વાત નથી. આ કામ છુપાછુપીનું નથી. આપણે ઘરના ખુણામાં બેસી કામ કરવું નથી. કોંગ્રેસના કાયદા જુદા છે. ત્યાં પ્રપંચ હોય છે.

એક અવાજ—જો એ વાત છે તો કાલે આપણે શા માટે વિરોધ કર્યો હતો કે આપણી વાત પેપરોમાં ન આવવી જોઇએ?

પં૦ રામવિજયજી—એટલા માટે કે એકપક્ષીય વાત છપાય છે. જો સાચા સમાચાર આવતા હોય તો કાંઈ વાંધો નથી.

વિદ્યાવિજયજી—તો રિપોર્ટરોને આવવા દો!

આટલી ચર્ચા પછી કામ પૂર્ણ થયું હતું.

## સારાંશ

લગભગ ૮૦ જેટલા પ્રતિનિધિઓની એક સાધુ મંડળીને વિષયો નક્કી કરવા અને તેનો નિર્ણય કરવાનું એમ બને કામ સોપવામાં આવ્યાં. આ મંડળીએ જે ઠરાવો સર્વાનુમતીથી પાસ થાય તે જ પસાર થયેલા જાહેર કરવાના હતા.

## પ્રકીર્ણ

જૈન જ્યોતિના વધારાએ બધે ખૂબ ઉહાપોહ મચાવ્યો હતો. કેટલાક સાધુઓ આ સામે મોરચા માંડવા તૈયારી કરી રહ્યા હતા.

## દિવસ ચોથો

ફાગણ વદ ૬, બુધવાર

તા. ૭ માર્ચ, ૧૯૩૪

**અ**માસની અંધારભરી રાતમાં કોઇ માર્ગભૂલ્યો પ્રવાસી માર્ગની શોધમાં ભટકતો હોય, તેવું દશ્ય સાધુ સંમેલનની કાર્યવાહી જોતાં જણાઇ રહ્યું હતું. વર્ષોથી વરસી રહેલી વૈમનસ્યની વર્ષામાં સહુ એટલા તો તરબોળ થઇ ગયા હતા કે એક સામાન્ય બાબતમાં પણ તેઓ હજી એકમત થઈ શક્યા નહોતા. પ્રભુ મહાવીરના નિર્મોહી, નિર્મમત્વી, નિરભિમાની ને નિષ્કષાયી મુનિઓની આ દશા જોઇ દરેક હૃદયમાંથી ઊંડો ઊંડો આર્તનાદ ઊઠી રહ્યો હતો.

### વિજયનેમિસૂરિજીની અસ્વસ્થતા

આજરોજ શ્રી નેમિસૂરિજીને તાવ આવેલો હોવા છતાં તેઓ સંમેલનમાં બરાબર એકના ટકોરે આવી પહોંચ્યા હતા, પરંતુ સિદ્ધિસૂરિ—દાનસૂરિ ગ્રુપની ગેરહાજરી અનેક જાતની શંકાઓ ઉત્પન્ન કરાવી રહી હતી. ઘડિયાળ ધીમે ધીમે આગળ ચાલ્યું. દશ મીનીટ, પંદર મીનીટ, અર્ધો કલાક ને ઉપર બીજી વીસ મીનીટ વ્યતીત થઇ. એ વખતે બહારથી 'શાસનદેવ કી જે' અને 'સાચા દેવ કી જે' ના પોકારો સંભળાયા. સહુને લાગ્યું કે તેઓ આવી રહ્યા છે અને એ કલ્પના સાચી ઠરી. તેઓએ આવીને પોતાનું સ્થાન લીધું.

કાર્યવાહી

## પાંજરાપોળના ઉપાશ્રયે મંત્રણા

આજે પ્રાતઃકાળમાં પાંજરાપોળને ઉપાશ્રયે શ્રી વિજયનેમિસૂરિજી, શ્રી સાગરાનંદસૂરિજી, શ્રી વિજયવલ્લભસૂરિજી, મુનિશ્રી વિદ્યાવિજયજી, શેઠ કસ્તુરભાઈ લાલભાઈ, શેઠ પ્રતાપસિંહ મોહોલાલ વગેરે જૈનસમાજની આગળ પડતી વ્યક્તિઓ મળી હતી ને તેમણે કેશરિયાજી સંબંધી સઘળી વિગતોનો અભ્યાસ કર્યા પછી, તેને લગતા બે ઠરાવો આજના સાધુસંમેલનમાં પસાર થાય એવી ઇચ્છાથી ઘડી કાઢ્યા હતા.

પહેલો ઠરાવ ઉદેપુરના મહારાણાને પત્ર લખવા સંબંધીનો હતો. બીજો ઠરાવ શ્રી શાંતિવિજયજીના આત્મભોગને અભિનંદન આપવા સંબધીનો હતો. સહુ કોઇ એમ માનતું હતું કે આ ઠરાવો સંબંધમાં ભાગ્યે જ કોઈનો વિરોધ થશે; એથી એ ઠરાવો સૌથી પ્રથમ ઉપસ્થિત થયા હતા.

## પહેલો ઠરાવ સર્વાનુમતીથી પાસ

એક મુનિએ પ્રથમનો ઠરાવ વાંચી સંભળાવ્યો અને તે કેટલીક ચર્ચા પછી સર્વાનુમતીથી પસાર થયો. એ ઠરાવ તરત જ નગરશેઠને સુપ્રત કરવાનું નક્કી થતાં એક સાધુ તેમને બોલાવવા ગયા; પણ નગરશેઠ કાંઇક કામે બહાર ગયેલા હોવાથી તેમના પુત્રને બોલાવી એ ઠરાવ આપવામાં આવ્યો.

## બીજો ઠરાવ ને તેનો વિરોધ

ત્યારબાદ મુનિ વિદ્યાવિજયજીએ જણાવ્યું કેઃ

"મહારાણા ઉપરનો ઠરાવ મોકલવાનું નક્કી થયું તે ખુશ થવા જેવું છે. પરંતુ આપણો મુનિસમુદાય પૈકીના એક મુનિ, જે આત્મભોગ આપી રહ્યા છે; તેમને આપણા સમુદાયે અભિનંદન

આપવું જોઇએ. હું બીજો ઠરાવ રજુ કરું છું. આ પછી તેમણે બીજો ઠરાવ રજુ કર્યો હતો.

મુનિ ક્ષમાવિજયજીએ એ ઠરાવનો વિરોધ કરતાં જણાવ્યું:

'હું મારવાડમાં વિચર્યો છું ને તેથી જાણી શક્યો છું કે શાંતિવિજયજી ભોળા દિલના છે. હાલના સમયમાં અનશન થઇ શકતું નથી. છતાં એમના ઉપવાસ સંબંધી પ્રચારકામ કરનારા જણાવતા હતા કે આ ઉપવાસ ગાંધીજીના જેવા નથી કે જેમાં મોસંબીનો રસ કે બીજું કાંઇ ખવાય; પણ આ તો જૈન મુનિના ઉપવાસ છે: પણ તેઓ ધીમે ધીમે છુટ મૂકે છે ને ત્યાર પછી છાશ પીવાની શરૂ કરી છે. આપણે અત્યારે અનુમોદન કરીએ ને તેઓ દરબારને કંઈ લખી આપે તો આપણું તીર્થ જાય."

સાગરાનંદસુરિજી—આપણે તો બધાની દૃષ્ટિથી કામ કરવાનું છે.

ક્ષમાવિજયજી—તેમણે જે કર્યું છે તે માટે તેઓ જોખમદાર છે અને તેઓ જે ફેરફાર કરે તે માટે આપણું મુનિ-સંમેલન શા માટે જોખમદાર થાય?

## પુરુષાર્થની અનુમોદના કરો!

વિદ્યાવિજયજી—આમાં જોખમદારીનો કાંઇ સવાલ જ નથી. માત્ર તેમના પુરુષાર્થને અનુમોદન આપવાનું છે.

ઉ. દેવવિજયજી—આપણે તેમના કાર્યને જ અનુમોદન આપવાનું છે.

સાગરાનંદસૂરિજી—જો 'ભોગ' શબ્દ ભારે પડતો હોય તો તેની જગાએ બીજો શબ્દ મૂકો!

પં૦ રામવિજયજી—ભોગની પાછળ બીજું આવવાનું શું

છે? અનશન ને ઉપવાસ કે બીજું કંઈ?

વિદ્યાવિજયજી—તો આપ સુધારો સૂચવી શકો છો.

પં. રામવિજયજી—તમે સુધારાવધારાની શી વાત કરો છો? આપણે તો જુની પદ્ધતિ પ્રમાણે કામ કરવાનું છે.

વિદ્યાવિજયજી—આમાં અનશન કે તપની વાત નથી. માત્ર આત્મભોગની વાત છે.

ઉ૦ દેવવિજયજી—[રામવિજયજીને] તમે ભોગની વ્યાખ્યા કરો.

( આ સાંભળી ભારે હસાહસ થઇ ગઇ )

## તીર્થના ભોગે પણ....નહિ.

પં૦ રામવિજયજી—યત્ન, પ્રયત્ન આદિ ઘણા શબ્દો યોજીએ તોયે આવવાનું શાંતિવિજયજીનું અનશન કે તપ જ. તે અમને માન્ય નથી. અમે તો તીર્થના ભોગે પણ શાસ્ત્રનું ખૂન ન થવું જોઇએ; એમ માનીએ છીએ.

(આ શબ્દો સાંભળીને ભારે ગડગડ મચી હતી ને કેટલાક સાધુઓ તો ઉઠીને ચાલ્યા ગયા હતા.)

નેમિસૂરિજી—અમુક પ્રકારની આશા આપવાથી તેમણે છાશ લેવાનું નક્કી કર્યું છે, એમ મેં સાંભળ્યું છે. તારમાં તો માત્ર ઉપવાસ છોડયાના જ સમાચાર છે.

## ‘મારા હૃદયમાં ખંજર ભોંકાય છે.’

પં૦ રામવિજયજી—હું આ ઠરાવ સામે વિરોધ કરતો નથી. પરંતુ આવું અનુમોદન આપવું એ આ મુનિ સંમેલનને માટે ક્યાં સુધી યોગ્ય છે અને મુનિસંમેલન આવી જવાબદારી ક્યાં સુધી લઇ શકે એ જ વિચારવાનું છે. હું જાણું છું કે મારી આ વાતને વિરોધના રૂપમાં પ્રગટ કરવામાં આવશે. પરંતુ એવી

છાપાની નિંદા સાંભળી સાંભળીને તો હવે ઘરડા થવા આવ્યા છીએ: એટલે એની મને દરકાર નથી. પરંતુ એક પક્ષ કેવી રીતે વાતાવરણ ફેલાવે છે એ જોવાનું છે. આવી રીતની શાસ્ત્ર વિરૂદ્ધની પ્રવૃત્તિઓ જોઇને તો મારા હૃદયમાં ખંજર ભોકાય છે. પ્હેલાં હું દૂરથી સાંભળતો હતો પણ હવે હું નજરે જોઇ રહ્યો છું. છાપાઓમાં 'દેહગામનો વિજય' આદિ હેડીંગો આવે છે. પણ અહીં વિષય વિચારિણી સમિતિ ક્યાં નક્કી કરવામાં આવી છે? અહીં તો સાધુ મંડળી નક્કી કરવામાં આવી છે.

માણિક્યસિંહસૂરિજી–(જોરથી) ભગવાનના આગમને તમો જ માનો છો? અમો નથી માનતા? બોલો ભાઇઓ! આપણે માનીએ છીએ કે નહિ? (ચારે બાજુથી 'માનીએ છીએ,' 'માનીએ છીએ,' ના પોકારો થયા.) તમે વીરશાસન દ્વારા ઉત્તમ મુનિઓની નિંદા કરાવો છો, એ શું શાસ્ત્રસંમત છે?

પં૰ રામવિજયજી—અમે ક્યાં નિંદા કરાવીએ છીએ?

હંસસાગરજી—પૂજ્યપાદ રામવિજયજીએ આ મંડપમાં આવ્યા પછી કોઇની નિંદા કરી નથી!

## આ તમારે હાથે શું થયું છે?

માણિક્યસિંહસૂરિજી—આ તમારા હાથે શું થયુ છે?

(છાણી મુકામે થયેલી સાધુઓની મારામારીમાં હંસસાગરજીના હાથે ઇજા થઈ હતી ને તેથી હાથે પાટો બાંધીને જ તેઓ આવતા હતા. પરંતુ તે વખતે રામ પાર્ટીમાં ખૂબ કોલાહલ મચી ગયો.)

હંસસાગરજી–(મૂળ પ્રશ્નનો જવાબ ન આપતાં આગળ ચલાવ્યું):– (ચાંટો પાડીને) શાંતિવિજયજીના ઠરાવને

કાર્યવાહી

અંગે સંઘ મળ્યો નથી. સાધુ સંમેલન સાધુઓના મનમાં એકત્ર થયેલા અસંતોષને દૂર કરવા માટે છે. સાત્ર રામવિજયજીએ જે કહ્યું છે તે એ છે કે આપણા તીર્થની રક્ષાને માટે જે કર્યું છે તે યોગ્ય છે કે કેમ? શ્રી શાંતિવિજયજીએ જે કર્યું છે તે સામે આપણો વિરોધ નથી. તેમણે અત્યારે અનશન કર્યું પણ શાસ્ત્રમાં તે વિચ્છેદ છે. વળી તેમણે જણાવ્યું છે કે હું જે કરું છું તે મારા આત્માના ઉદ્ધારને માટે કરું છું. સાધુસંઘ એ પચીશમા તીર્થંકર સમાન છે. તે મળીને જે કરે તે વિચારપૂર્વકનું હોવું જોઇએ. માટે સહુ વિચાર કરો. વ્યક્તિ ઉપર ઢળી જઇ કોઇ ઠરાવ કરે એ કોઇ રીતે ઠીક નથી. કોઈ એવું નિયમન કરો જેથી તીર્થની રક્ષા થાય.

## બુલેટીન બહાર પાડો.

ન્યાયવિજયજી—અહીં કહેવાયેલી વસ્તુ બહાર જવી ન જોઇએ. કોંગ્રેસ આદિની ગુપ્ત કાર્યવાહીની કોઇને ખબર મળતી નથી. એક વખત અમૃતલાલ શેઠ કોંગ્રેસમાં ગયા ત્યારે તેમને જણાવવામાં આવ્યું હતું કે તમે સૌરાષ્ટ્રના તંત્રી તરીકે ન આવી શકો, પણ એક કાર્યકર્ત્તા તરીકે આવી શકો છો. આપણા તરફથી રિપોર્ટો જાય છે ત્યારેજ છાપામાં આવે છે. માટે આપણામાંથી બે સાધુને રિપોર્ટ લખવાનું સોંપવું જોઇએ અને બેઠક પૂરી થતાં પહેલાં તેમાંથી ટૂંક સમાચાર લઇ નગરશેઠને બુલેટીન બહાર પાડવા આપી દેવું જોઇએ. પણ લોકોને સમાચાર તો પહોંચાડવા જ જોઇએ.

માણિક્યસિંહસૂરિજી—શાંતિવિજયજીના અનશનની બાબતમાં છાપાંઓ સંબંધી વાતની શી જરૂર હતી?

મોહનસૂરિજી—કોઇ માણસ પોતાની ઇચ્છાથી ગમે તે કરે તે માટે તે જોખમદાર છે. આપણે તો માત્ર આત્મભોગને લગતો ઠરાવ કરવાનો છે.

જંબુવિજયજી—નગરશેઠને બોલાવીને છાપામાં હકીકતો છપાય છે તે ખોટી છે; એવી મતલબનો કરાવેલો ઠરાવ ન મનાયો તો બીજા ઠરાવો કઇ રીતે મનાશે?

ઉ૦ દેવવિજયજી—આપણી પાસે એવી કઇ રાજસત્તા છે?

જંબુવિજયજી—તો સંમેલને ઠરાવ કર્યો તેનો અર્થ શો?

હેતમુનિજી–મુખ્ય વાત લીધી તેનું કંઈ કરો! સ્વતંત્ર રીતે જે કરે તેમાં આપણે કશું જ ન કરવું. અહીં બેઠાં આપણે અનુમોદન કરો! જો મહાવીરનો સાચો ઓઘો લીધો હોય તો બધાએ કામ કરીને ઊઠવું. અત્યારે જે માટે આવ્યા છીએ તે કરો. તીર્થ માટે કરવું હોય તો ચાલો બધા સાથે ચાલીએ! જ્યારે આપણે બધા સાધુઓ એક થઈ જઇશું ત્યારે તીર્થનો દિવસ ઉજવીશું.

નેમિસૂરિજી–મારી તબિયત આજે બહુ નરમ છે. ચકરી આવે છે; છતાં આવ્યો છું.

પં. રામવિજયજી–ત્યારે બંધ રાખો!

નેમિસૂરિજી–તમે બધા કામ કરો! બીજા સાધુ મારી તરફથી રહેશે.

પં. રામવિજયજી–તમારા વિના કામ નહિ ચાલી શકે.

ત્રણ વાગે સાધુમંડળમાંના સાધુઓ સિવાયના સાધુઓ જવા લાગ્યા. એ વખતે જતાં જતાં કહેવામાં આવ્યું કે પોતાના તરફથી બીજો સાધુ મૂકીને જઇ શકાય છે.

## સાધુમંડળની ખાનગી બેઠક.

આ પછી સાધુમંડળની ખાનગી બેઠક શરૂ થઈ

મોહનસૂરિજી—આ મંડળી ઘણી મોટી છે. તેને બદલે ૧૫, ૨૦ ની મંડળી ચૂંટાય તો ઘણું જ સારું. અહીં ઘણા સાધુઓ છે તેને બદલે ઓછા થાય તો શાંતિથી કામ થઇ શકે.

વલ્લભસૂરિજી—કોઈને કાર્યક્રમ કંઈ મળેલો નથી. જે કંઈ ઠરાવ આવે છે તેને ઉડાડી મૂકવો છે. આ તો પાર્ટીભેદ થઇ રહ્યો છે. આનાથી તો બાંધી મૂઠી સારી છે.

ઉ. દેવવિજયજી—જે જે આત્મભોગનાં કાર્યો કરે તેને અનુમોદવું જોઇએ, પછી એનું પરિણામ ગમે તે આવે. હમણાં વડોદરાના ઠરાવને અંગે પંદર ઉપવાસ કર્યા હતા એનું શું ? એને વીરશાસન પત્રમાં કેટલું મહત્ત્વ આપવામાં આવ્યું હતું ?

વલ્લભસૂરિજી—હૃદયનો મેલ દૂર ન થાય ત્યાં સુધી કાંઇ ન થાય.

માણિક્યસિંહસૂરિજી—અનુમોદન આવવામાં વાંધો શો ?

ઉ. દેવવિજયજી—કુંભારિયાજીના ત્રણ આનાના ટેકસમાં કેવું અનુમોદન આપવામાં આવ્યું હતું ? શાંતિવિજયજીએ તો માર-વાડમાં લાખો માણસોને માંસમદિરા ખાતા રોકયા છે. માટે એમણે જે કર્યું તેમાં આપણે અનુમોદન આપવામાં વાંધો શો ?

સાગરાનંદસૂરિજી—સમુદાય મળીને કરો. સહુએ મારું સમ-જીને કામ કરવાનું છે.

માણિક્યસિંહસૂરિજી—હું કરું છું એ ખરું છે એ માન્યતા ન ભૂંસાય ત્યાં સુધી કાંઇ ન થાય.

ઉ૦ દેવવિજયજી—જે મુદ્દો મૂકાયો છે તે ચર્ચો!

માણિક્યસિંહસૂરિજી—જૈન હોય કે જૈનેતર ગમે તે હોય, તેમાં અનુમોદન કરવામાં વાંધો શો ?

ઉ० દેવવિજયજી—આ ઠરાવમાં અણગમતું શું છે ? અનુમોદનીય છે કે નહિ એ વિચારો !

વલ્લભસૂરિજી—આજ બધા પાંજરાપોળના ઉપાશ્રયમાં બેઠા હતા. એ લોકો પૂછશે કે તમે શું કર્યું તો શું કહેશો ? જેટલા દિવસો બેઠા એટલા દિવસો મુનિઓનાં દર્શન થયાં એ લાભ ! જ્યાં સુધી દિલનો મેલ નહિં જાય ત્યાં સુધી કંઇ નહિં થાય.

## નકામા બેસવા કરતાં કાઉસગ્ગ કરો !

સુરેંદ્રવિજયજી—આમ નકામા બેસીએ તેના કરતાં કાઉસ્સગ્ગ કરીએ તો સારું.

સાગરાનંદસૂરિજી—મ્યુનિસિપાલિટી તરફથી સૂચના મળી છે કે પચાસ કરતાં વધારે માણસ ન મળે; છતાં સંમેલનને અંગે છૂટ મળી છેઃ માટે કાંઇ કામ થાય તો સારું.

( મૌન )

થોડીવાર પછી સાધુમંડળીના સભાસદો ઓછા થાય તે માટે ચર્ચા ચાલી હતી. જે સાંભળીને એક સાધુએ જણાવ્યું કે 'આપણા લોકોના અહીં ઉપાશ્રય છે પણ જ્યાં બે કે ત્રણ દિવસ વધારે જશે કે દુનિયા કહેશે કે આટલા દિવસ રોટલા ટીચ્યા કે બીજું કંઇ ?'

## બન્ને માન્યતાઓ ભૂંસાવી જોઇએ.

વલ્લભસૂરિજી—જે ખાસ બંધારણ કરવા જેવું હોય તે કરી લો. અમુક શાસનવિરોધી કે આગમાનુસારી એ માન્યતા

ભૂંસાય નહિં ત્યાં સુધી કાંઇ નહિ થાય.

સાગરાનંદસૂરિજી—આ સંમેલન **ज्ञानदर्शनचारित्राणि मोक्षमार्गः** ના નિર્ણય માટે નથી; પણ પરસ્પરના વૈમનસ્યોને દૂર કરવા માટે છે.

લબ્ધિસૂરિજી–સિદ્ધાન્તની દોરી હૃદયને મેળવી આપશે તે માટે સિદ્ધાન્તથી નિર્ણયો કરવા જોઇએ.

આ વખતે ભાવનગરના એક ભાઇ તરફથી સાધુ સંમેલનમાં ચર્ચવા માટે ઠરાવોનું એક કવર આવ્યું હતું અને સાધુ મંડળીની બેઠક ભારે નિરાશા વચ્ચે વિખરાઈ હતી.

## સારાંશ

મુખ્યત્વે બે ઠરાવો આજે ચર્ચાયા. જેમાં પ્રથમ ઉદયપુરના મહારાણાશ્રીને પત્ર લખવાનો ઠરાવ સર્વાનુમતીએ પસાર થયો. બીજા, શ્રી શાન્તિવિજયજીના આત્મભોગને અંગે અભિનંદનના ઠરાવે ગંભીરરૂપ લીધું હતું. ખાસ કાર્ય કંઇ ન થયું.

## પ્રકીર્ણ

આ સાધુઓ જ્યારે પાછા ફર્યા ત્યારે ગઇ કાલની વિગતોથી ભરેલો ને આજની પણ કાર્યવાહીને ચર્ચતો જૈન જ્યોતિનો વધારો બહાર પડી ગયો હતો. જે વધારાએ છાપાઓમાં સમાચાર કેમ છપાય છે તે માટે અનેકની આંખ ઉઘાડી હતી.

## પાંચમો દિવસ

### ફાગણ વદ ૮, ગુરુવાર

### તા. ૮, માર્ચ, ૧૯૩૪

દિનપ્રતિદિન હજારો હૈયાને નિરાશા અને અશ્રદ્ધાથી ભરી દેતું, સાધુસંમેલનનું કાર્ય કીડી વેગે આગળ વધી રહ્યું હતું. તાજુબીની વાત તો એ હતી, કે પશ્ચિમના જે દેશોને જડવાદી ગણી, આ સાધુમહારાજાઓ પૈકીના ઘણાખરા પેટ ભરીને નિંદા કરતા હતા, તે દેશો મોટાં મોટાં કાર્યો બે કે ત્રણ દિવસમાં સમેટી લે છે, એટલું જ નહિ, પણ અમેરિકા જેવા દેશોની ક્રોડો ડોલરની ધીરધાર કરનારી બેન્કોના સરવાળા, અર્ધા કલાકમાં ડીરેકટરો પસાર કરી દે છે, ત્યારે એક સામાન્યમાં સામાન્ય બાબત, જે પાંચ મિનિટમાં પતાવવી જોઇએ તેને પાંચ દિવસ પસાર થઇ ગયા હતા!

### આજના સાધુઓની મનોદશા!

સાધુમંડળમાં થતી ચર્ચા સાધુઓની મનોદશા કયા પ્રકારની હતી તે સ્પષ્ટ બતાવી આપતી હતી. સભા કે પરિષદનું તેમને રજ માત્ર ભાન ન હોય તેમ કાર્યવાહી જોતાં દૃષ્ટિગોચર થતું હતું. તેમાંના ઘણા ખરા પોતાની જિંદગીમાં પહેલી જ વાર પરિષદમાં બેસનારા હતા અને આજની સાધુસંસ્થામાં છેલ્લા વર્ષોમાં થયેલી ભરતી એટલી સંસ્કારવિહીન દેખાતી હતી કે નથી તેમને ભાષા સમિતિનું ભાન, નથી તેમને વખતની કિંમત, નથી તેમને

નાના મોટાનો વિવેક કે નથી તેમને પ્રભુ મહાવીરના શાસનની દાઝ! એમના મનને તો આ એક જાતનું ટીંખળ જ હતું. કદી તેમના પોતાના મનમાં એ વસ્તુએ પ્રચંડ સંક્ષોભ ઉત્પન્ન નહોતો કર્યો કે જે ઘડીઓ વ્યતીત થઇ રહી છે; તેમાં આપણી સાધુતાનાં મૂલ અંકાઇ રહ્યાં છે.

'સમયં ગોયમ મા પમાયએ'નો પાઠ કરનારી સાધુ મંડળીમાં કોઇ આજે અર્ધો કલાક મોડું આવતું, તો કોઈ બીજા દિવસે મોડું આવતું. અને આમ સમયની કિંમત ન સમજવામાં પણ અમે તો પ્રાચીન પદ્ધતિ પ્રમાણે કામ કરનારા છીએ એવો દાવો કરવામાં આવે! કેટલું વિચિત્ર!

## વિજય નેમિસૂરિજીની ગેરહાજરી.

આજે 'નેમિસૂરિ—સાગરાનંદ પક્ષ' લગભગ પોણો કલાક મોડો આવ્યો હતો. શ્રી વિજયનેમિસૂરિજીને સખત તાવ આવેલો હોવાથી તેઓ જાતે આવી શક્યા ન હતા. લગભગ બે વાગતાં કાર્યનો પ્રારંભ થયો.

એક સાધુ—હવે તો કામની શરૂઆત થાય તો સારું.

ન્યાયવિજયજી—(જેઓ ૭૨ની કમીટીમાં નહોતા) કેવી રીતે કામ કરવું તેનો નિર્ણય નથી. ૭૨ની સમિતિ નીમી છે તે પણ સંદિગ્ધ છે. શ્રાવકોએ પોતાનો ધર્મ બજાવ્યો છે. ૪૦૦ સાધુઓને મહા મહેનતે એકત્ર કર્યા છે; હવે તો આપણે ગુરુપણું અદા કરવાનું છે. ૪૦૦માંથી ૭૨ જણા, જેઓ ચુંટાયા છે: તે દરેકના મનમાં શાસનની ભાવના છે; એમાં બે મત નથી. હવે તો તેમાંથી થોડા ચૂંટવા. ચારે દિશામાંથી. (સાધુઓ ચાર દિશામાં ચાર ગ્રુપમાં બેસતા હતા.) પાંચ પાંચ ચૂંટવામાં આવે. છેવટે ૨૫

થી કામ ચાલશે. તેમને બધું કામ સોંપી દો. આ પદ્ધતિ સ્વીકાર્ય હોય તો તેટલા ચૂંટો ! મોટા પર વિશ્વાસ રાખવો જોઇએ. કોઇપણ મંડળીએ આગ્રહ કરવો નહિ. અત્યારે તો શાસનનું જ હિત જોવું. હૃદયશુદ્ધિ નથી તો કામ નહિ થાય. માટે ૨૦-૨૫ સભ્યો નીમો !

સાગરાનંદસૂરિજી—મ્યુનિસિપાલીટીની નોટીસની ખબર હશે. વધુ વખત જશે તો સારું નહી દેખાય.

નીતિસૂરિજી—શાસ્ત્રનું જ્ઞાન હોય તેવાઓને ચૂંટવા. વિચારક હોવા જોઇએ.

લબ્ધિસૂરિજી—બીજા ગચ્છવાળાઓમાં બીજો વિચાર ન કરવો. એક એક ચુંટવા જ.

સાગરાનંદસૂરિજી—આગેવાન હોય કે વિચારક હોય.

તીર્થવિજયજી—પોતાનો ચેલો ગુરુનો વિશ્વાસ નથી કરતો તો પછી બીજા કેમ કરે ? વળી વિષયો ક્યા ચર્ચવાના છે એનો જ નિર્ણય નથી તો પછી નામ શી રીતે નોંધાય ?!

એક અવાજ—વિષય ચૂંટશે કોણ ?

તીર્થવિજયજી—વિષય જોવાથી ખાત્રી થાય છે કે આમાં કંઇ હરકત નથી, એટલે પછી વિશ્વાસ ઉત્પન્ન થાય ! પણ અહીં તો પ્રશ્ન છે કે વિષય નક્કી કોણ કરશે ?

એક અવાજ—૭૨ની કમીટી વિષય ચૂંટશે.

હર્ષસૂરિજી—૭૨ જણ વિષયો નક્કી કરે.

નંદનસૂરિજી—૭૨ જણ વિષયો નક્કી કરે અને પછી મેમ્બરો ઓછા કરવા, એમ કે ?

માણિક્યસિંહસૂરિજી—કામની શરૂઆત થાય તો સારું.

લાવણ્યવિજયજી—પહેલાં વિષયો કે પછી વિષયો ?

માણિક્યસિંહસૂરિજી—એક મોટો એક નાનો એમ લીધા છે. એમાંથી નાનો ઓછો કરવો. પછી ૨૯માંથી ઓછા કરવા એમ કહેવું છે ?

લાવણ્યવિજયજી—ત્રણમાંથી કયો ઉપાય લેવો ? (ત્રીજો ઉપાય આચાર્યમાત્ર એક્સ ઓફિસિયો તરીકે રાખવા)

લબ્ધિસૂરિજી—આચાર્યો અને વિચારકોનું મંડળ કરો. ગચ્છ કરો ! ગચ્છભેદની વાત નથી માટે શંકા ન કરવી. એક એક પ્રતિનિધિ એમનો રહે જ.

એક અવાજ—ભૂપેન્દ્રસૂરિજી આવવાના નથી ?

લબ્ધિસૂરિજી—આચાર્યો અને વિચારકોને જ રાખો !

એક અવાજ—વાતો કર્યા વગર કામ ચલાવોને ?,

પ્રીતિવિજયજી—પસંદ છે કે નહિ, બોલોને ?

માણિક્યસિંહસૂરિજી—વિચારકો ને આચાર્યો ૭૨ માંથી લેવા કે બીજામાંથી લેવા ? ૭૨ માં બધા આચાર્યો નથી ને બધા વિચારકો નથી.

લબ્ધિસૂરિજી—આચાર્ય પોતાનું નામ ન આપવા ચાહે, ને પોતાના શિષ્યને વિચારક સમજે તો કાંઈ વાંધો ખરો ?

વિદ્યાવિજયજી—વિચારક તરીકે સર્ટીફીકેટ કેટલાએ લીધું છે ? વિચારક છે કે નહિ તેનો વિચાર કોણે કર્યો છે ? નકામી આવી ચર્ચા કરી સમય શા માટે ગુમાવવો જોઈએ ?

લાવણ્યવિજયજી—પોતાનો સમુદાય જેને વિચારશીલ સમજે છે તેને જોડે.

વિદ્યાવિજયજી—તો પછી વિચારક લખવાની જરૂર નથી. જેનો સમુદાય જેને નીમે તે ચૂંટાય.

માણિક્યસિંહસૂરિજી—આ વાત સાચી છે.

## ગુરુચેલો એ જ નંગ !

ઉ૦ દેવવિજયજી—ગુરુચેલો એ જ નંગ (સંખ્યા) હોય તો એય ચૂંટવા.

એક સાધુ—નગરશેઠને બોલાવો ! જલદી નિવેડો આવે !

હિમાંશુવિજયજી—એ બહુ સારું છે. (હસાહસ) તે સિવાય નિવેડો આવવાનો નથી. સાધુઓ પોતાની મેળે કરે તેમ લાગતું નથી.

( સવા બે વાગે વિજયચંદ્રદર્શનસૂરિ વગેરે વિજયનેમિસૂરિજીના કેટલાક સાધુઓ મંડપમાં આવ્યા. અત્યારે અંદર અંદર ચૂંટણી સંબંધી વાતો ચાલતી હતી. )

લબ્ધિસૂરિજી—શુભ મુહૂર્તમાં ૭૨ નામો લખાયાં છે માટે એ જ રાખો.

એક સાધુ—હા, એમ જ ઠીક છે.

જયવિજયજી—એક સંપ્રદાયમાં ચાર ચાર પાંચ પાંચ આચાર્ય હોય છે તેમાંથી કોને લેવા ?

નંદનસૂરિજી—એક સંઘમાંથી બે બે આચાર્યો લેવા.

## આચાર્યો જ ન લેવા !

જયવિજયજી—ના એક નહિ ! સમાજમાં જે કાંઇ બગાડો થયો છે, જે કંઇ તકરારો થઇ છે તેના ઉત્પાદકો આચાર્યો જ છે. સમાજને છિન્નભિન્ન કરનારા પણ તેઓ જ છે અને આ સંમેલન પણ તેમના જ કારણે મળ્યું છે. માટે એક પણ આચાર્ય લેવો નહિ.

માણેકમુનિજી—એક સમુદાયમાં ત્રણ ત્રણ આચાર્યો થવાથી જ ઝઘડા થયા છે.

કરીએ તો નકામું છે. સંઘની સંમતિ લઇ કામ કરવું જોઇએ.

## કોન્ફરન્સ નહિં પણ મંડળ !

પં૦ રામવિજયજીની પાર્ટીના એક સાધુ—આ કોન્ફરન્સ નથી પણ મંડળ છે.

વિદ્યાવિજયજી—(હાથ જોડીને હસતાં હસતાં) લો ભાઇ મંડળ !

રવિવિજયજી—આજે પાંચ દિવસ થયા છે. વિષય વિચારિણી સમિતિ નીમવાની વાત મૂકાઈ હતી, તે વિષયો ક્યા ચર્ચવા તે માટે પણ સંઘને સોંપવાની વાત કેમ ન કાઢી ?

સાગરાનંદસૂરિજી—સંઘ ભેગો કર્યો હોય તેમાં બે માણસ ન હોય ત્યારે સંઘ નથી એમ ન કહેવાય ! તેમ ખરતરગચ્છના બે સાધુઓ ન આવ્યા હોય ત્યારે તેમની સંમતિ નથી એમ ન કહેવાય.

એક સાધુ—કાંટા કેમ નીકળે છે ?

## જ્યાં સુધી ફાંટા છે ત્યાં સુધી કાંટા જ છે.

વલ્લભસૂરિજી—જબતક ફાંટે હૈ તબતક કાંટે હૈં.

માણેકમુનિજી—કેટલાક ખરતરગચ્છી મુનિઓએ ના પાડી છે. તે આ મંડળના ઠરાવો કબૂલ કરશે કે કેમ એ સવાલ છે.

સાગરાનંદસૂરિજી—તમે ક્યા ગચ્છના છો ?

માણેકમુનિજી—હું તપાગચ્છની ક્રિયા કરું છું, પણ છું ખરતરગચ્છનો.

(ત્યાર પછી મોહનલાલજી મહારાજના સાધુઓમાં તપગચ્છ અને ખરતરગચ્છ વિષેના નિર્ણયની ચર્ચા થઇ હતી.)

હેતમુનિજી—અમે તો તપગચ્છના છીએ. જે કાર્ય કરવું હોય તે કરો. ચાર વાગ્યા છે.

વલ્લભસૂરિજી—આપને ખ્યાલ નથી. લોકો કેટલી નિંદા કરે છે? આપ હાંસી કરો છો?

માણિક્યસિંહસૂરિજી—લોકમાં રહી લોકની દરકાર કર્યા વિના ન ચાલે. આપણે લોકવિરુદ્ધ ન કરવું જોઈએ.

વલ્લભસૂરિજી—જો એમ જ છે તો પછી કાલના ઠરાવનો વિરોધ કેમ કર્યો? લોકવિરુદ્ધ નહિં કરવામાં પણ ભાવના છે તો કાલે ઠરાવ પાસ કરવો હતો. શેઠ આણંદજી કલ્યાણજી તરફથી એ ઠરાવ મૂકવામાં આવ્યો હતો. જે સાધુ તીર્થનું કામ કરે છે એને અનુમોદન આપવામાં શી હરકત હતી?

દેવવિજયજીએ ઉપરના કથનને ટેકો આપ્યો.

જસવિજયજી—એક આચાર્ય ત્યાસીને જીતી આવ્યા છતાં ત્રૈરાશિકની પ્રરૂપણા કરી એટલે માફી મંગાવી.

ઉ૦ દેવવિજયજી—આ વાત શાસ્ત્રથી વિરુદ્ધ છે એ તો સિદ્ધ કરો! શાસ્ત્રથી નક્કી કરો!

હેમેન્દ્રસાગરજી—આ વિવાદ સભા નથી.

ઉ૦ દેવવિજયજી—દીક્ષા પ્રકરણમાં વડોદરામાં કેટલાક સાધુ-ઓએ ઉપવાસ કર્યા એની અનુમોદના થઈ કે નહિ?

પં૦ રામવિજયજી—કઈ રીતે કર્યા હતા? ગુરુની આજ્ઞાથી કર્યા હતા કે અનશન કર્યું હતું એનો ખુલાસો કરો.

માણિક્યસિંહસૂરિજી—આ અનુમોદનની વાત છે. તીર્થને પાછું વાળે છે. આ વાત આપણને ગમતી છે કે નહિં? ઉત્તર આપો!

સાગરાનંદસૂરિજી—શાંતિવિજયજીને અનુમોદન આપી એના હાથમાં ગાડું સોંપીએ પણ કાલે શું થશે? સીધું પડશે કે ઉલટું? એટલે ગઈ કાલે આ ઠરાવ ઉડાવ્યો પણ ન હતો અને પાસ પણ કરતા નથી.

વલ્લભસૂરિજી—બે ઠરાવો આપની સમક્ષ મુકાયા; એમાં એક ઠરાવ પાસ થયો, હવે આ ઠરાવ પાસ થયા પછી જ બીજું કામ ચાલવું જોઈએ.

વિદ્યાવિજયજી—કાલના ઠરાવની આપને ખબર હશે. જ્યારે હું અને શ્રી વિજયવલ્લભસૂરિ શ્રી વિજયનેમિસૂરિજી પાસે ગયાઃ ત્યારે શેઠ કસ્તુરભાઇ લાલભાઇ, શેઠ પ્રતાપશી મોહોલાલ વગેરે હતા. પૂ૦ આ૦ શ્રી વિજયનેમિસૂરિજીની સૂચનાથી તેઓએ આ ઠરાવ લખી દીધો અને સાગરજી મહારાજ પણ હતા.

નંદનસૂરિજી—એક વાતનો ખુલાસો કરું કે આચાર્ય મહારાજે (શ્રી વિજયનેમિસૂરિએ) ઠરાવ માટે સૂચના કરી નહોતી. પણ ઠરાવ થાય તો મને વાંધો નથી, એમ કહ્યું હતું.

વિદ્યાવિજયજી—બરાબર, અને લખ્યો કોણે હતો?

નંદનસૂરિજી—પ્રતાપભાઇએ.

(આ પછી તરત જ વાતનું વહેણ બદલાયું)

સાગરાનંદસૂરિજી—ચોવીસ નામો નક્કી થાય છે.

લલિતસાગરજી—જે નામ લખવાં હોય તે લખી લો. ચાર વાગવા આવ્યા છે.

ચરણવિજયજી—સમય ઘણો નિકળ્યો પણ હજી એક પણ કાર્ય થયું નથી. (વચમાં બેસી જવા નંદનસૂરિની સૂચના થઇ)

બે મિનિટ ને ૭૨ ની ચૂંટણી થઇ છે. તેમાંથી ૨૪ કે ૨૬ ચુંટવા સર્વોત્તમ છે.

માણિક્યસિંહસૂરિજી—ગઇ કાલે મેં સૂચના કરી હતી કે કે ૭૨ માંથી ૩૬ કરો. ફરી આજે નવી યોજના કેમ કરો છો?

કીર્તિમુનિજી—વિદ્યાવિજયજી મહારાજે જે કહ્યું કે પાંચ પાંચ દરેક ગ્રુપમાંથી લેવા, તો ફરી વિરોધ શા માટે કરાય છે? તેમ શ્રી વલ્લભસૂરિ મહારાજે પણ કહ્યું હતું કે જેનો વિરોધ હોય તે હાથ ઊંચા કરે.

ચરણવિજયજી—વિરોધ નથી પણ ૭૨ માંથી લો એમ અમે કહીએ છીએ.

માણિક્યસિંહસૂરિજી—દરેક ગ્રુપમાંથી ૭૨માં જે ચૂંટાયા છે તેમાંથી પાંચ પાંચ લેવા.

ઉ૦ સિદ્ધિમુનિજી—પાંચ પાંચની સંમતિ આપી પણ ગ્રુપોમાં વાંધો આવે તો શું કરવું? ગ્રુપની સાથે બંધાઇ ગયા નથી.

માણિકસિંહસૂરિજી—૭૨ માંથી જ લેવા.

ઉ૦ સિદ્ધિમુનિજી—હું તો ગ્રુપમાં અથડામણ ન થાય તે માટે વાત કરી રહ્યો છું. આ પરિસ્થિતિ સુધારવી જોઇએ.

સાગરાનંદસૂરિજી—એથી ૬૨નું ધોરણ સ્વીકારવાનો પ્રસંગ આવી પડે છે.

માણિક્યસિંહસૂરિજી—તો પહેલાનું ધોરણ રાખવું.

આ પછી થોડી ચર્ચાને અંતે ગ્રુપની રીતિએ ચૂંટણીની શરૂઆત થઇ. તેમાં ચાર ગ્રુપ ચાર દિશામાં બેસે છે એ ધોરણથી દરેક ગ્રુપમાંથી પાંચ પાંચ અને શાખા તરીકે વિમલ, સાગર તથા મુનિ ગચ્છમાંથી એક એક એમ ચૂંટણી કરવામાં આવી. જેનું પરિણામ નીચે મુજબ આવ્યું.

## નેમિસૂરિ-સાગરાનંદસૂરિ ગ્રૂપ—૭

(૧) શ્રી વિજયનેમિસૂરિજી
(૨) શ્રી વિજયમોહનસૂરિજી
(૩) ઉપાધ્યાય દેવવિજયજી
(૪) પંન્યાસ કુમુદવિજયજી
(૫) પંન્યાસ લાવણ્યવિજયજી
(૬) મુનિ મનહરવિમલજી
(૭) આચાર્ય શ્રી સાગરાનંદસૂરિ.

## શ્રી સિદ્ધિસૂરિ-દાનસૂરિ ગ્રુપ—૫

(૧) શ્રી વિજયદાનસૂરિજી
(૨) શ્રી વિજયમેઘસૂરિજી
(૩) શ્રી વિજયલબ્ધિસૂરિજી
(૪) પંન્યાસ ભક્તિવિજયજી
(૫) પંન્યાસ રામવિજયજી

## હઠેગામ પરિષદ ગ્રુપ—૧૧

(૧) શ્રી વિજયનીતિસૂરિજી
(૨) શ્રી વિજયવલ્લભસૂરિજી
(૩) શ્રી વિજયમાણિક્યસિંહસૂરિજી
(૪) મુનિ શ્રી વિદ્યાવિજયજી
(૫) મુનિ શ્રી દર્શનવિજયજી ( દિલ્હીવાળા )
(૬) આચાર્ય શ્રી સિદ્ધિસાગરજી
(૭) આચાર્ય શ્રી વિજયભૂપેન્દ્રસૂરિજી
(૮) ઉપાધ્યાય શ્રી સિદ્ધિમુનિજી
(૯) પંન્યાસ શ્રી રંગવિમલજી

(૧૦) શ્રી માણેકમુનિજી
(૧૧) શ્રી સાગરચંદજી મહારાજ

પરચુરણ વિભાગ

(૧) શ્રી જયસૂરિજી
(૨) પંન્યાસ ખાંતિમુનિજી
(૩) પંન્યાસ તિલકવિજયજી
(૪) શ્રી ખાંતિમુનિજી
(૫) શ્રી ચંદ્રસાગરજી
(૬) પંન્યાસ શ્રી રવિવિમલજી
(૭) ધર્મસાગરજી

આ ત્રીસ સભ્યોની સમિતિને વિષયો નક્કી કરવાનું તથા નિર્ણય કરવાનું એમ બંને કામ સોંપાયાં છે. તેનો કંઇ નિર્ણય આવે તે બધાયે કબૂલ રાખવાનો છે એમ ઠર્યું હતું. પણ એ સમિતિ સર્વાનુમતે કોઈ પણ ઠરાવ કરી શકે એ ધોરણ ચાલુ રહ્યું હતું.

આ ત્રીશ સભ્યો કામ કરે તે જોવા માટે બીજા સાધુઓને છુટ રાખી હતી તથા તબિયતની અસ્વસ્થતા કે બીજા કારણે પોતાના સ્થળે બીજાને મુકી શકાય એ રીતિ પણ સ્વીકારવામાં આવી હતી. આ વેળા એક રસિક પ્રશ્નોત્તરે સૌનું ધ્યાન ખેંચ્યું હતું.

એક સાધુ—આ બીજા સાધુઓ વચમાં બોલશે તો?

લબ્ધિસૂરિજી—કાન પકડીને બહાર કાઢવામાં આવશે.

માણિક્યસિંહસૂરિજી—પણ કાન પકડશે કોણ?

(હસાહસ.)

## કાર્યવાહી

આટલી ચર્ચા થયા બાદ સભા ખતમ થઈ.

## સારાંશ

ત્રીસ સાધુઓની ચુંટણી અને તેમના હાથમાં બધો કારોબાર સોંપવાનો નિર્ણય થયો. એકંદર આજે કહેવા પુરતું કંઇ કામ થઇ શક્યું ગણાય.

## પ્રકીર્ણ

બહારથી આવેલા ગૃહસ્થો લગભગ અમદાવાદ છોડી ગયા હતા.

## દિવસ ૬ઠ્ઠો

ફાગણ વદ ૯ શુક્રવાર

તા. ૯ માર્ચ, ૧૯૩૪

આખા જૈન સમાજની દૃષ્ટિ જે સાધુ સંમેલન ઉપર ચોંટી રહી હતી, તે સાધુ સંમેલનનું કાર્ય કાંઇક સરાડે ચડશે એમ કેટલાક માનવા લાગ્યા હતા. પણ અંદરની પરિસ્થિતિ જાણનાર મંડળોમાં હજી તેવો કોઇપણ જાતનો ખ્યાલ બંધાયો ન હતો. એમનું તો સ્પષ્ટ કહેવું હતું કે જો ઉત્તરધ્રુવ અને દક્ષિણધ્રુવ ભેગા થાય, તો જ ચર્ચાસ્પદ બાબતોમાં આ બધા સર્વાનુમતે ઠરાવ પસાર કરી શકે!

જૈનેતર વિદ્વાનોમાં પણ સાધુ સંમેલનની આ કાર્યવાહી જોઇ ખેદની લાગણી પ્રસરી રહી હતી. તેઓ જણાવતા હતા કે પ્રભુ મહાવીર જેવા સમર્થ ધર્મનેતાના વારસદારોની આ દશા? જે કરવું હોય તે કરો પણ કંઇક સમજપૂર્વક કામ કરો.

### ભભુકતી આંતરકલહની આગ.

બીજી બાજુ અમદાવાદના સંઘે સાધુસંમેલનની કાર્યવાહી ઝડપી અને સરળ બને તે માટે વિચાર કરવાની જરૂર છે એવો લોકમત પ્રબળ થતો જતો હતો. ત્યારે હજી આ સાધુઓ પૈકીના કેટલાક પ્રપંચના પાસા ફેંકી રહ્યા હતા. આજની કાર્યવાહીમાં બનેલો ન ઇચ્છવાજોગ બનાવ એ વાતની સાક્ષી પૂરતો હતો.

કાર્યવાહી

## કાર્યનો પ્રારંભ

આજે સાધુસંમેલનનો છઠ્ઠો દિવસ હતો. તેમાં ધીમે ધીમે બધા સાધુઓ આવતાં દોઢ વાગે કાર્યનો પ્રારંભ થયો. આ ઐતિહાસિક" અને "અદ્વિતીય" સંમેલનમાં ૩૦ જણની જે ચૂંટણી થઈ હતી; તે પણ ખરેખર અદ્વિતીય ધોરણે જ થયેલી હતી. ચાર દિશામાં જે ચાર પાર્ટીઓ બેસતી હતી એ દિશાના ધોરણે પસંદગી થઇ હતી।

કાર્યના પ્રારંભમાં એ ચર્ચા ચાલી કે મંડપમાં ૩૦ જણની કમીટી બેસે કે બધા ? શ્રી વિજયવલ્લભસૂરિજીએ જણાવ્યું કે સાધુ મંડળીના ૩૦ સાધુઓ સિવાય બીજાઓએ બેસવું નહિ.

## બદલાના નિયમનો લેવાયલો લાભ.

એકના સ્થાને બીજા બેસી શકે, એ નિયમનો આજે મોટા પ્રમાણમાં લાભ લેવાયો હતો. વિજયનેમિસૂરિજી તબિયતની અસ્વસ્થતાને કારણે આવી શકયા ન હતા. તેમના સ્થાને નંદનસૂરિજી હતા. વિજયદાનસૂરિજીના બદલામાં ઉ૦ શ્રી પ્રેમવિજયજી હતા. મેઘસૂરિજીના બદલામાં મનોહરવિજયજી હતા. નીતિસૂરિજીના બદલામાં હર્ષવિજયજી હતા. રિદ્ધિસાગરસૂરિજીના બદલામાં કીર્તિસાગરજી હતા અને ભૂપેન્દ્રસૂરિજીના બદલામાં તીર્થવિજયજી હતા.

તીર્થવિજયજી—ટાઇમ ૧ થી ૪ છે. હું ૪ાા સુધી હતો. તે પછી ગઇ કાલે શું થયું તેની મને ખબર નથી. માટે તે વાત સમજાવવી જોઇએ.

ઉ૦ દેવવિજયજી—ભૂપેન્દ્રસૂરિજીનું નામ આપ્યું છે.

તીર્થવિજયજી—મારું નામ કેમ કાઢયું ? ગચ્છાન્તરમાં છું છું.

તો એ નામ કેમ નહિ? અને જે નામ હું મંજૂર કરું તે નોંધાય પરંતુ મંજૂર ન કરું તો? અમારો ગ્રુપ મોટો છે. તેમાં ચાર થાય તો શી હરકત છે?

## બહાર બેઠેલા સાધુઓનો વિરોધ.

સાગરાનંદસૂરિજી—બીજા ગ્રુપના વધારે તો શી દશા થાય?

અહીં તીર્થવિજયજી કેટલા વાગ્યા સુધી હતા તે સંબંધી ખૂબ ચર્ચા ચાલી. એજ વખતે બહારથી પોકાર આવ્યો કે પ્રીતિવિજયજી કેમ આવેલ છે?

એનો જવાબ આપતાં લાવણ્યવિજયજીએ કહ્યું કે 'અહીં બેઠેલા જ બોલી શકે.'

બહારથી અવાજ—અમારો વિરોધ છે. નહિ બેસવા દેવામાં આવે!

ઉ૦ દેવવિજયજી—એટલા માટે જ વલ્લભસૂરિજીએ કહ્યું હતું કે બીજા બેસી શકે નહિ. તે લોકો બોલ્યા સિવાય રહેવાના નથી.

સાગરાનંદસૂરિજી—એવી શરતે બેસવા દેવાનું હતું કે કોઈ બોલે નહિ.

સાગરચંદ્રજી—આપણે હાથે કરીને નાના સાધુઓને અવિનય શીખવી રહ્યા છીએ. પચાસ વર્ષના દીક્ષિતની સામે બે વર્ષનો દીક્ષિત યદ્વા તદ્વા બોલે છે.

સાગરાનંદસૂરિજી—ઠીક, હવે આ વાત જવા દો.

હર્ષસૂરિજી—બદલામાં પોતાના સંપ્રદાયના આવે કે બીજા પણ આવે?

સાગરાનંદસૂરિજી—મૂળ વાત એવી છે કે એક બીજાની જવાબદારી સ્વીકારવી.

પ્રેમવિમલજી—હું ચીઠ્ઠી લઈને હિંમતવિમલજી તરફથી આવ્યો છું. વિમલમાં ચાર શાખાઓ છે. આ નામ કેમ બાકી રહ્યું ?

ઉ૦ દેવવિજયજી—કાલે તમારે બોલવું હતું.

પ્રેમવિમલજીએ કાગળ વાંચી બતાવ્યો. રંગવિમલજીએ એ કાગળ લઈ ફાડી નાંખ્યો.

દેવવિજયજી—ગઈ કાલે કાં ન બોલ્યા ? નાહકનું ડોળાય છે.

## ત્રણના બદલે તેત્રીસ ને હું નહિ !

પ્રેમવિમલજી—ત્રણના બદલે તેત્રીસ ચુંટાય પણ મારું નામ કેમ નહિ ?

એક અવાજ—તમારા જેવા રખડેલને—

પ્રેમવિમલજી—તમને રખડેલ કહેવાનો હક્ક નથી.

રંગવિમલજી—શાન્તિ રાખો ને !

પ્રેમવિમલજી—મને રીતસર સમજાવો.

પ્રીતિવિજયજી—કામ શરૂ કરવું જોઈએ.

સાગરાનંદસૂરિજી—કેટલા વાગે કામ શરૂ કરવું ?

ઉ૦ દેવવિજયજી—એક વાગે કામ શરૂ કરવું.

સાગરાનંદસૂરિજી—સર્વમંગળ થયા વિના ન જવાય.

તીર્થવિજયજી—પહેલાં ૧ થી ૪ નો ટાઈમ હતો. હવે નવો નિયમ શા માટે ?

( રંગવિમલજીએ તેમને સમજાવ્યા )

સાગરાનંદસૂરિજી—બરાબર એક વાગે શરૂ થાય. કોઈ આવે કે ન આવે.

બાબત ઉપર ભારે ચર્ચા ચાલી.)

લબ્ધિસૂરિજી—નુકશાન નથી.

વલ્લભસૂરિજી—અવ્યવસ્થા એ જ નુકશાન છે.

## બોલવાનો હક્ક નથી !

પ્રીતિવિજયજી—અવ્યવસ્થા શી? ૨૯ થવાના નથી કે ૩૧ થવાના નથી.

વલ્લભસૂરિજી—તમારે બોલવાનો હક્ક નથી. તમે ચૂંટાઓ ત્યારે બોલો! ઇદંતૃતીયં કદી ન થઇ શકે.

પ્રેમવિમલજી—મને શા માટે રોકવામાં આવ્યો?

એક અવાજ—બરાબર છે. તમે તો ખોટા કાગળ લઇને આવ્યા છો.

બીજો અવાજ—ભાઇ ચૂપ રહે ને?

ઉ૦ પ્રેમવિજયજી—તમે ચાલ્યા જાવ. તમે કેમ બોલો છો?

(પછી બીજાને બદલે બીજો કયા ગ્રુપનો આવી શકે તે માટે ખૂબ ચર્ચા ચાલી.)

એક અવાજ—૭૨ ચૂંટાયા તે વખતે શો નિયમ હતો?

રંગવિમળજી—હીરમુનિને બેસાડો.

કીર્તિમુનિજી—એને ઉઠાડીને હું હીરમુનિને બેસાડું?

નંદનસૂરિજી—મને વાંધો નથી, પરન્તુ કોઇના બદલે કોઇ આવે તો વાંધો શો?

વલ્લભસૂરિજી—વાંધો ઘણો છે.

ઉ૦ દેવવિજયજી—આમાં દિશાનો વાંધો છે. કામ બધું અટકયું છે. ઉઠીને અલગ બેસને ભાઇ! (પ્રીતિવિજયજીને) ચીઠ્ઠીઓ આવી રહી છે.

વલ્લભસૂરિજી—પાસે શા માટે બેસવા દીધા છે? આપણે બેઅક્કલ છીએ, તેઓ અક્કલ આપે જ ને!

ગરમાગરમ વાતાવરણ

પ્રીતિવિજયજી—મારા લીધે અટકતું હોય, તો હું ઉઠી જઉં.

(આ પછી તેઓ ક્રોધમાં 'તમે બધા વફાદાર રહેજો' એમ કહીને ઊઠી ગયા.)

પં૦ રામવિજયજી—જયસૂરિની ચીઠ્ઠી વિના ન જવા દેવાય.

લાભવિજયજી—વડીલો બેઠા છતાં અમર્યાદિત બોલાય છે તે ઠીક નથી.

એક અવાજ—તું એમ સમજે છે કે તને કોઇ કહેનાર નથી?

વલ્લભસૂરિજી—ચીઠ્ઠી તે પોતે લાવે. જયસૂરિ મહારાજ પોતાના સમુદાયના કોઇને મોકલે યા તો આપણે ત્રીસે ઉઠી જવું. યા બાકીના બધાઓએ ચાલ્યા જવું જોઇએ.

અપાયેલી ધમકી

(પછી બધા યદ્વા તદ્વા બોલતા ચાલતા થયા. પ્રીતિવિજયજીએ મોટેથી બરાડા પાડયા અને વલ્લભસૂરિજી તથા વિદ્યાવિજયજીને 'હું જોઇ લઇશ' કહી ધમકી આપી.)

ઉ૦ દેવવિજયજી—આપણે પાસેના નાના રૂમમાં જઇશું.

વિદ્યાવિજયજી—આપણે નાનામાં જઇશું તો બધું ટોળું મોટામાં આવી બેસશે. (હસાહસ)

ઓઘો અને કપડાં છીનવી લીધાં!

બે સાધુઓ પાસેના નાના રૂમમાં સુતા હતા, એમને

વિદ્યાવિજયજીએ જઇને, ઉઠાડીને જવા વિનંતિ કરી. ત્યાર પછી બધી ઓરડીઓ વારંવાર તપાસવામાં આવી અને બધાને વિનંતિ કરી ચાલ્યા જવાનું કહ્યું: પરંતુ પ્રેમવિમળજી નામના સાધુ ત્યાં બેસી જ રહ્યા. છેવટે તેમને બહાર કાઢવા માટે નગરશેઠના પુત્રને બોલાવવામાં આવ્યા. તેમણે બે હાથ જોડી વિનંતિ કરી છતાં તેમણે ગણકાર્યું નહિં. ત્યારે સાગરજીએ તેમને બોલાવીને સમજાવ્યા. પણ વચ્ચે જ તે બોલી ઊઠ્યાઃ 'મને સંઘ બહાર કરશો તો તે સહન કરવા તૈયાર છું, પણ મને અન્યાય ન મળવો જોઇએ.' છતાં નગરશેઠના પુત્રે તેમને ઘણા વિનય પૂર્વક સમજાવ્યા. આખરે શ્રી રંગવિમલજીએ ઓઘો અને કપડાં છીનવી લીધાં અને શેઠને કહ્યું કે 'પટાવાળાને બોલાવીને બહાર કાઢો.' મુનિશ્રી વિદ્યાવિજયજીએ પાસે જઇ બંનેને છુટા કર્યા અને શાન્ત રાખવા જણાવ્યું. પરંતુ મુનિ પ્રેમવિમલજીએ ખૂબ બરાડા પાડ્યા અને ગમે તેમ બોલવા માંડ્યું, જે સાંભળી દૂર દૂર બેઠેલા સાધુઓ પણ ભેગા થઇ ગયા ને એ વિચિત્ર દૃશ્યોને નિહાળવા લાગ્યા.

## સાધુમંડળી ઉપર અરજી કરો !

ત્યાર પછી મુનિશ્રી વિદ્યાવિજયજીએ એને સૂચના કરી કે 'તમે નગરશેઠના મકાનમાં જઇને બેસો અને સાધુ મંડળી ઉપર અરજી કરો, જેના ઉપર વિચાર કરી જવાબ આપવામાં આવશે.'

પ્રેમવિમલજી—મારી અરજી ફાડી નાંખવામાં આવે તો ?

જવાબ—નહિં ફાડી નાખવામાં આવે !

(આખરે તે પણ રોતા રોતા ત્યાંથી ચાલ્યા ગયા.)

પ્રીતિવિજયજી અને પ્રેમવિમળજીના આ તોફાને ઘણા

કિમ્મતી સમયને બરબાદ કર્યો હતો અને નંદનવિજયજી તથા પં० રામવિજયજીએ પ્રીતિવિજયજીની તદ્દન અન્યાયી માગણીનો કેમ પક્ષ લીધો એ ભારે વિચારણીય પ્રશ્ન થઇ પડયો હતો.

## બંધારણને લગતા ઠરાવો

આ કોલાહલની શાન્તિ પછી સાધુ મંડળીએ પોતાનું કામકાજ શાન્તિથી શરૂ કર્યું. જેમાં પોતાના બંધારણને લગતા છ કે સાત ઠરાવો સર્વાનુમતે પસાર કર્યા. આ સાધુ મંડળી કેવળ વિષય વિચારિણી સમિતિ જ નથી, પણ તેનો નિકાલ કરનારી પણ છે એટલે ખરી રીતે કારોબારી મંડળ જ બની હતી.

## રસાકસી ભરી ચર્ચા

બંધારણને લગતા ઠરાવો પસાર થયા પછી બધા વિષયોની ચર્ચા કરી તેમાંથી ચૂંટીને વિષયો લેવા કે એક પછી એક લઇને તેનો નિકાલ કરવો એ વિષે ચર્ચા થઈ. આ ઉપરાંત આ સંમેલન કયાં સુધી ચલાવવું તે સંબંધમાં પણ ભારે રસાકસી વાળી ચર્ચા થઈ.

એક પક્ષનું કહેવું એવું હતું કે ભલે મહિનાઓ પસાર થાય પણ જ્યાં સુધી શાસ્ત્રાનુકુલ નિર્ણયો ન થાય ત્યાં સુધી સંમેલન પુરું ન કરવું; જ્યારે બીજા પક્ષે જણાવ્યું હતું કે જે સાધુઓ અમદાવાદમાં લાંબો વખત રહેવાને ટેવાયેલા છે, તેમને વાંધો નથી; પણ બીજાને એ જરાપણ ફાવશે નહિ. તેમ જ અમુક દિવસમાં આટલું પતાવવું છે એવો નિર્ણય કરી લેવો જોઇએ. ત્યારબાદ સાધુ મંડળીમાં ચર્ચવાના વિષયોની નોંધ કરવામાં આવી હતી. જેમાં

## કાર્યવાહી

લગભગ ૨૦ જેટલા વિષયો નક્કી થયા, જે પૈકી દીક્ષા, દેવદ્રવ્ય, સાધારણ દ્રવ્ય, સાધુઓનો અભ્યાસ, ઉપદેશ પદ્ધતિ, ધર્મોપદેશ અને અર્થોપદેશનું નિરાકરણ વગેરે છે. હજી આવતી કાલે બે વાગ્યા સુધીમાં જે જે વિષયો જેને આપવા હોય તે આપી શકશે, એટલું ઠરાવવામાં આવ્યું. આવતીકાલથી બરાબર ૧–૫ મિનિટે કામ શરૂ થવાનું પણ બંધારણ નક્કી થયું.

## સારાંશ

પ્રીતિવિજયજી અને પ્રેમવિજયજીના અનિચ્છનીય બનાવે આજે સંમેલનનો ઘણો સમય બરબાદ કર્યો કહેવાય, તેમજ સાધુસંસ્થાને અયોગ્ય દેખાવ કર્યો ગણાય. આ ઉપરાંત બંધારણ અંગેના ઠરાવો પાસ થયા અને ચર્ચવાના કેટલાક વિષયો પણ નક્કી થયા. કામના પ્રારંભ માટે પણ સમય નિયત થયો.

## દિવસ સાતમો

ફાગણ વદ ૧૦, શનિવાર

તા. ૧૦, માર્ચ, ૧૯૩૪

અનેક જાતની મુશ્કેલીઓ ઓળંગ્યા પછી સાધુસંમેલનનું સુકાન આખરે ૩૦ સભ્યોની કમીટીને સુપ્રત થયું હતું અને તે કમીટી ગમે તેવી ગરમ નરમ ચર્ચાઓ થવા છતાં પોતાનું કામ શાંતિપૂર્વક કરી રહી હતીઃ એ વાત અત્યારે મુનિસંમેલનની સફળતા સંબંધી વ્યાપેલા મજબુત સંશય રૂપી ગાઢ અંધકારમાં આશાનું એક કિરણ પ્રગટાવતી હતી.

મુનિ સંમેલનનો આજે સાતમો દિવસ હતો. ગઈકાલે થયેલી સૂચના પ્રમાણે આજે બે વાગ્યા સુધીમાં ઠરાવો રજુ કરવાનું હોવાથી પ્રાતઃકાળથી જુદાજુદા મુનિઓ ઠરાવોના ખરડા કરવામાં રોકાયા હતા. કેટલાક ઠરાવો રજુ કરવા માટે પોતાના ખાસ સલાહકારોની સલાહ લઈ રહ્યા હતા. જો કે પોતાના ઠરાવોનું શું થશે એ બાબતમાં સહુ સંશયાત્મક મનોદશામાં હતા.

બરાબર ૧—૫ મિનિટે આજે કાર્યનો પ્રારંભ થઈ ગયો અને જુદા જુદા મુનિરાજો તરફથી પોતાના લખેલા ઠરાવો વાંચવાનું શરૂ થયુ.

ઠરાવો વાચનારામાં મુખ્યત્વે મુનિશ્રી રામવિજયજી, શ્રી વિજયલબ્ધિસૂરિજી, શ્રી રંગવિમલજી, શ્રી સિદ્ધિમુનિજી; શ્રી વિજયહર્ષસૂરિજી, ઉ૦ શ્રી દેવવિજયજી, શ્રી ધર્મસાગરજી,

શ્રી હેતમુનિજી તીર્થવિજયજી વગેરે હતા. શ્રી વિજયવલ્લભસૂરિ તથા મુનિશ્રી વિદ્યાવિજયજી તરફથી એક પણ ઠરાવ રજુ કેમ ન થયો એ બાબતથી કેટલાકના મનમાં અનેક જાતની કલ્પનાઓ ઊઠી રહી હતી.

## "ફાડી નાખો આ બધાં કાગળિયાં !"

બધા મુનિરાજો તરફથી રજુ થયેલા ઠરાવોની સંખ્યા આશરે ૧૦૦ થી ૧૧૦ જેટલી થઈ હતી. આ વખતે શ્રી વિજયનેમિસૂરિજીએ પોતાની લાક્ષણિક શૈલીમાં કેટલાકને ઉદ્દેશીને જણાવ્યું કે 'આટલા બધા ઠરાવો શા ? આપણે તો મુખ્ય મુખ્ય બાબતોના નિર્ણય કરવાના છે. ફાડી નાખો આ બધા કાગળિયાં !'

આ પછી તેમણે દરેકની સલાહ લીધી હતી. થોડીવાર પહેલાં ઠરાવો પસાર કરાવવાની હોંશવાળા મુનિઓએ તેની હા પાડી અને થોડી જ વારમાં બધા કાગળો ફાટીને ત્યાં ઢગલો થયો. એમાં કેટલાક ઠરાવોની કોઇ પાસે બીજી નકલ પણ ન હતી !

## ચુંટવામાં આવેલા ૧૧ ઠરાવો

આ મહત્વ પૂર્ણ ક્રિયા થયા પછી તેમાંથી ૧૧ વિષયો ચુંટીને નક્કી કરવામાં આવ્યા.

(૧) દીક્ષા.
(૨) દેવદ્રવ્ય.
(૩) સંઘ.
(૪) સાધુઓની પવિત્રતા સંબંધી :
(૫) તીર્થો સંબંધી.

(૬) સાધુ સંસ્થામાં જ્ઞાનાદિની વૃદ્ધિ.
(૭) દેશના
(૮) શ્રાવકોન્નતિ
(૯) પરસ્પર સંપની વૃદ્ધિ
(૧૦) ધર્મ ઉપર થયા આક્ષેપોના અંગે
(૧૧) ધર્મમાં રાજસત્તાના પ્રવેશ સંબંધી

## પાછી એની એ રામકહાણી !

અગિયાર મુદ્દાઓ નક્કી થયા તરત જ પં૦ શ્રી રામવિજયજી તથા શ્રી સાગરાનંદસૂરિજી તરફથી વર્તમાન પત્રો સામે ઝુંબેશ ઉઠાવવામાં આવી હતી, અને તેમાં અગ્રભાગ શ્રી સાગરાનંદસૂરિજીએ લીધો હતો. તેમણે જણાવ્યું કેઃ-

"આપણી કમીટીમાં ના પાડવા છતાં આ વિષય પત્રોમાં શા માટે આવે છે? શું આપણને શાસનની એટલી પણ દાઝ નથી? આથી આપણી કેટલી બધી હિલણા થાય છે? આપણે એવા પત્રકારોને નોટીસ આપવી જોઇએ. વગેરે."

તેમના આ આવેશ ભર્યા ભાષણથી તેમણે બધાને ઉદ્દેશીને પ્રશ્ન કર્યો કે 'સમાચાર કોણ આપે છે તે પુરવાર કરવા હું તૈયાર છું. કમીટી તેને માટે શું કરવા માગે છે?'

એક અવાજ–તેને સમિતિમાંથી દૂર કરવા જોઇએ.

સાગરાનંદસૂરિજી—કેમ ભાઈ! આ બાબત બધાને કબૂલ છે?

બધાએ એ બાબતમાં પોતાની સંમતિ આપીને એ વાત ઠરાવવામાં આવી કે જો શ્રી સાગરનંદસૂરિ પત્રમાં લખનારનું નામ સિદ્ધ કરી આપે તો તેણે કમીટીમાંથી

બાતલ થવું કે બાતલ કરવા. આ સંબંધમાં પણ ઘણી રસાકસી ભરી ચર્ચા ચાલી. બધાએ ઉપરના નિર્ણયને પોતાની અનુમતિ આપી.

## હાથ ધરાએલો ૧૦ મો વિષય

ત્યારબાદ ૧૧ વિષયો પૈકીનો ૧૦ મો વિષય હાથ ધરવામાં આવ્યો હતો, જેમાં જુદા જુદા સંપ્રદાયો ને પક્ષો તરફથી જૈન ધર્મ ઉપર જે આક્ષેપો થઈ રહ્યા છે, તે વાત ચર્ચી તેનો યોગ્ય પ્રતિકાર કરવા માટે નીચેના પાંચ સભ્યોની એક એક કમીટી મુકરર થઇ હતી.

(૧) શ્રી સાગરાનંદસૂરિજી
(૨) શ્રી વિજયલબ્ધિસૂરિજી
(૩) પંન્યાસ શ્રી લાવણ્યવિજયજી
(૪) મુનિ શ્રી વિદ્યાવિજયજી
(૫) મુનિ શ્રી દર્શનવિજયજી. (દિલ્હીવાળા)

આ કમીટીમાં બીજાં નામો ઉમેરવાં કે કેમ તે સંબંધી પણ પ્રશ્ન ઉપસ્થિત થયો હતો, પણ આજનો વખત પૂરો થઈ જવાથી તે પ્રશ્નનો વિચાર આવતીકાલ ઉપર કરવાનો બાકી રાખી સભા વિસર્જન થઈ હતી.

## સારાંશ

બધા મુનિઓ પાસેથી આવેલા ૧૦૦–૧૧૦ ચર્ચા કરવાના વિષયોમાંથી કેવલ ૧૧ નક્કી કર્યા. શ્રી સાગરાનંદસૂરિજીએ પત્રોમાં સમાચાર આપનારને શોધી કાઢી કાલે નામ આપવાની ચેલેંજ સ્વીકારી અને તેમ થાય તો કમિટીમાંથી તેને રદ બાતલ કરવાનો ઠરાવ થયો.

## આઠમો દિવસ

### ફાગણ વદ ૧૧, રવિવાર

### તા. ૧૧ માર્ચ, ૧૯૩૪

**પ્રાત**:કાલમાં ગઈકાલના વાતાવરણથી કુતુહલવૃત્તિ ભર્યું વાતાવરણ ફેલાયેલું રહ્યું હતું. પરિણામે એક વાગતાં તો નગરશેઠના વંડા આગળ ત્રીશ ઉપરાંતના સાધુઓ તથા સંખ્યાબંધ ગૃહસ્થો પહોંચી ગયા હતા.

### કાર્યનો પ્રારંભ

૧–૫ મિનિટે બરાબર કાર્યનો પ્રારંભ થયો. શરૂઆતમાં શ્રી વિજયનેમિસૂરિજીએ જણાવ્યું કે 'આજે દીક્ષા જેવો મહત્ત્વનો પ્રશ્ન ચર્ચાવાનો હોવાથી બધા મુનિઓને સાંભળવા આપણે બોલાવવા જોઇએ !'

એ વાતનો સ્વીકાર થતાં સાઇક્લીસ્ટો છુટયા હતા અને થોડી જ વારમાં મંડપ સાધુઓથી ભરાઇ ગયો હતો. જેમને કાંઇ પણ ન બોલતાં શાંતિથી સઘળું કામ સાંભળવાની સૂચના થઇ હતી.

### સાગરાનંદસૂરિજીનું મૌન

પરંતુ સહુના મનમાં ગઇકાલે સાગરાનંદસૂરિજીએ કરેલી ચેલેંજનો શું ધટસ્ફોટ થાય છે, તે જાણવાની આતુરતા રમી રહી હતી. જો કે ખાનગી ભરોંસાદાર મંડળમાં દશ વાગ્યા પછી એ વાત બહાર આવી હતી કે આજે એ સંબંધી સાગરાનંદસૂરિજી મૌન

કાર્યવાહી

પડશે અને તે વાત જ આખરે સાચી ઠરી. શ્રી વિજયનેમિ-સૂરિજીએ ગર્ભ કાંઈ એવું એકનું કાર્ય થાય તેવાની સૂચના કરી અને તેથી પ્રતિકાર કમીટી સંબંધી આગળનો વિખવાદ અટક્યો.

એના પ્રારંભમાં શ્રી વિજયવિજ્ઞાનસૂરિજીએ જણાવ્યું કે આ કમીટીમાં બધા આચાર્યોનાં નામ આવે અને તે ઉપરાંત બાકી સાધુઓના નામ મૂકવાં. પરંતુ એ વસ્તુનો વિરોધ કરતાં મુનિશ્રી વિદ્યાવિજયજીએ એ આશયનું જણાવ્યું કે એવા કમીટીના નામોને માટે જ એ પાનાં રોકશે તેવું છે :

એ વખતે સામા પક્ષ તરફથી દલીલ કરવામાં આવી કે આચાર્યોના નામનો પ્રભાવ પડશે, પરંતુ એ વાતનું નિરસન કરતાં મુનિશ્રી વિદ્યાવિજયજીએ જણાવ્યું કે 'પ્રભાવ' તો લખાણોમાં જે વસ્તુ આવશે એના પરથી પડશે. બાકી કોઈ-દલવાળાઓ આપના એવા ક્યા નામમાત્રથી અંજાવાના છે?

પરંતુ આ ચર્ચાનો ટૂંક સમયમાં અંત આવ્યો ને મુનિશ્રી ચરણવિજયજીનું નામ ઉમેરાયું. ત્યારપછી બહારનાં નામો મૂકવાની શરૂઆત થઈ. એમાં પાંચમાંથી વધુ નામો બહાર જતાં કમીટી મોટી બની જશે એમ જણાયું અને આખરે ગચ્છવારનાં જ નામો કાયમ રાખવાનો ઠરાવ સર્વાનુમતિથી પસાર થયો.

આ પછી કમીટીએ કઈ પદ્ધતિએ કામ કરવું તે સંબંધી ચર્ચા ચાલી.

## દીક્ષાનો પ્રશ્ન હાથ ધરાયો

આ પછી દીક્ષાનો વિષય હાથ ધરવામાં આવ્યો હતો, જે વખતે વાતાવરણમાં ખૂબ શાંતિ છવાઈ ગઈ હતી.

## નવમો દિવસ

ફાગણ વદ ૧૨, સોમવાર

તા. ૧૨ માર્ચ, ૧૯૩૪

ગઈ કાલે દોઢ કલાકના એકધારા મૌને સાધુસંમેલનની કાર્યવાહી માટે સમાજમાં બહુ ચકચાર જગાડી હતી. અને તેથી આજે દીક્ષાનો પ્રશ્ન કોણ છેડશે, તે માટે ભારે અટકળો ચાલી રહી હતી. પ્રાતઃકાળથી તે માટે હસ્તલિખિત તથા મુદ્રિત ગ્રંથો ચૂંટીને સાધુસંમેલનના મંડપમાં પહોંચાડવામાં આવ્યા હતા. જ્યાં તે માટે જ ખાસ બે કબાટો મૂકાયા હતા.

૧-૦ વાગતાં આખો મંડપ સાધુઓથી ચિકાર ભરાઇ ગયો હતો, ને બરાબર ૧-૫ વાગતાં કાર્યનો પ્રારંભ થયો હતો. પ્રથમના દિવસોની ધમાલ અને ગરબડ હવે લગભગ અદ્રશ્ય થયાં હતાં ને ૩૦ જણની કમિટિ શાંતિપૂર્વક કામ કરી રહી દેખાતી હતી.

### ચર્ચાનો પ્રારંભ:

કાર્યના પ્રારંભમાં શ્રી રંગવિમલજીએ જણાવ્યું, કે 'જે લોકો દીક્ષા જેવી વસ્તુને અયોગ્ય અયોગ્ય કહીને પોકારે છે, એવા સાધુઓ અને ગૃહસ્થો પાસે આપણે જવાબો માગવા જોઇએ, કે તમે દીક્ષાને અયોગ્ય શા માટે કહો છો? અને તેના ઉપર વિચાર કરવો જોઇએ.'

એક અવાજ—જે વિષયો આપણે ચર્ચવાના છે, તે જ વિષયો ચર્ચો તો ઘણા છે.

## બાળદીક્ષાનો પૂર્વપક્ષ

આ સાંભળ્યા પછી શ્રી સાગરાનંદસૂરિજીએ લગભગ એક કલાક સુધી શાંતિપૂર્વક બાળદીક્ષાનો પૂર્વપક્ષ લઈ, પોતાના મન્તવ્યોનું પ્રતિપાદન કર્યું હતું; જેનો સારાંશ નીચે મુજબ હતો :

"કાલે દીક્ષાની ઉંમર સંબંધમાં આપણે ત્યાં પ્રશ્ન ઉપસ્થિત થયો છે. આ સંબંધમાં એ વસ્તુ વિચારવાની છે, કે દીક્ષાની ઉત્કૃષ્ટ અને જઘન્ય ઉંમર કેટલી? તેમ જ બાળવય કોને કહેવી? આ માટે વ્યવહારિક અને શાસ્ત્રીય બન્ને દૃષ્ટિએ બાળવયનો નિર્ણય થવો જોઈએ. શાસ્ત્રદૃષ્ટિએ અષ્ટવર્ષીયૌ શબ્દથી આઠ વર્ષથી માંડીને બાળવય બતાવી છે. જ્યારે વ્યવહારદૃષ્ટિએ અમુક અપેક્ષાએ ૧૬, અમુક અપેક્ષાએ ૧૮ અને અમુક અપેક્ષાએ ૨૧ પણ મનાય છે.

"શાસ્ત્રદૃષ્ટિએ બાળ શબ્દનો જે પ્રયોગ કર્યો છે, તે બાળક માટે જ છે, અજ્ઞાન માટે નહિ; કારણ કે જો બાળકનો અર્થ અજ્ઞાની એવો કરવામાં આવે, તો અયોગ્ય દીક્ષાના જે અઢાર પ્રકારો ગણાવવામાં આવ્યા છે, તેમાં મૂઢ શબ્દ નિરર્થક થાય.

"બાળદીક્ષા પ્રાચીનકાળથી થતી આવી છે અને તે વખતે પણ કોલાહલો, આજના કરતાં પણ ઘણા મોટા પ્રમાણમાં થતા હતા; પરન્તુ આજે જે કાંઈ કોલાહલ સમાજમાં દેખાય છે, તે ફક્ત છાપાવાળાઓને લીધે જ છે."

## ઉલટ-સુલટ વાતો :

આ પ્રસંગે તેમણે પૂર્વકાળમાં કોલાહલોનાં દૃષ્ટાન્ત આપતાં, તેમણે શ્રી વજ્રસ્વામીના જીવનના દરેક પ્રસંગનું રૂપકદૃષ્ટિએ ખૂબ લાંબુ વર્ણન કર્યું હતું; જેમાં પોતાના

મતની પુષ્ટિનો ઉલ્લેખ કરતાં, કેટલેક પ્રસંગે અતિશયોક્તિ કિંવા ઉલટસુલટ વાતો પણ જણાવી હતી. દાખલા તરીકે, શ્રી વજ્ર-સ્વામીને તેમના પિતા ધનગીરીને સોંપી દેવામાં આખું ગામ વિરુદ્ધ હતું, એમ જણાવી; તેમણે એ સિદ્ધ કરવા પ્રયત્ન કર્યો હતો, કે પૂર્વે પણ બધો લોકમત વિરુદ્ધ હોવા છતાં આચાર્યો બાળદીક્ષા આપતા, ને ગમે તેવો કોલાહલ થતો તેને ગણકારતા નહિ. જ્યારે વાસ્તવિક રીતિએ ચતુર્વિધ સંઘ એમના પક્ષમાં હતો. આવી જ રીતે બીજાધાન રુપે ચારિત્ર આપવાની લાયકા-તમાં અતિશયજ્ઞાનીનું શાસ્ત્રમાં જે નિરૂપણ થયું છે, તે વાતનો ઉલ્લેખ ન કરતાં; તેમ જ વજ્રસ્વામી કેટલા પ્રકારની વિશિષ્ટ શક્તિવાળા હતા, તે પણ ન જણાવતાં, ફક્ત બાળવયમાં દીક્ષા લીધી હતી, તેમ જણાવ્યું હતું. મુખ્યત્વે અપવાદના પ્રસંગો તેમણે પોતાના મતની પુષ્ટિમાં લઇ, તે જાણે ઉત્સર્ગ માર્ગ હોય તેમ બતાવવા પ્રયત્ન કર્યો હતો. અને તેમાં તેમણે આગમ, પૂર્વકાલીન આચાર્યો વગેરેનો પ્રથમ આશ્રય ન લેતાં, શ્રીમદ્ યશોવિજયજી મહારાજના પ્રસંગે બગડેલી સ્થિતિ સુધા-રવા 'ગુરુતત્ત્વ વિનિશ્ચય' નામનો ગ્રંથ–જે અમુક અપેક્ષાએ લખાયો છે, તેનો આશ્રય લઇ એક પાઠ આપ્યો હતો. એ પાઠ બોલતી વખતે તેમાં એમણે એમ બતાવવા પ્રયત્ન કર્યો હતો, કે શાસ-નની રક્ષા બાળકોથી જ થઇ શકે છે, અને ૬ા થી ૮ વર્ષની બાબતમાં તેમણે જણાવ્યું હતું, કે આ બન્ને ભિન્ન મતો છે. પણ હું અત્યારે આઠ વર્ષનો પક્ષ લઇને જ બોલી રહ્યો છું.

જ્યારે તેઓ પોતાનું આ પ્રતિપાદન કરી રહ્યા હતા, ત્યારે શ્રી સાગરચંદ્રજી મહારાજે એક પ્રશ્ન કર્યો:

"ઉપાધ્યાયજી મહારાજ કઇ અપેક્ષાએ બોલ્યા છે, એનો નિર્ણય આપ શા ઉપરથી કરો છો?"

કાર્યવાહી

એનો જવાબ વાળતાં સાગરજીએ જણાવ્યું હતું, કે "ભોગમાં ખરડાઈને નીકળવું એના કરતાં ભોગનો અનુભવ કર્યા પહેલાં નીકળવું એ વધારે સારું છે. અને એવા જ બાળકો શાસનની રક્ષા કરી શકે છે."

ત્યારપછી તેમણે પોતાનું મન્તવ્ય પ્રતિપાદન કરવાનું ચાલૂ રાખ્યું હતું. અને જણાવ્યું હતું, કે "અત્યારે તો એવા ભાગ્યશાળીઓ પણ છે, કે જેઓ પોતાના બાળકોને ખુશી થઈને સાધુઓને સોંપી દે છે અને જે લોકો સ્વયં દીક્ષા નથી લઈ શકતા, તેઓ પોતાને અંતરાય સમજે છે. અત્યારે થતા કોલાહલથી આપણે કાંઈ ગભરાવા જેવું નથી. જેઓ ધર્મમાર્ગના રાગી ન હોય તેઓ જ આવા કોલાહલ કરે છે."

માણેકમુનિજી—કંકોત્રીમાં લખવા પ્રમાણે અનિચ્છનીય વાતાવરણની જે કલ્પના કરવામાં આવી છે તે શા માટે?

## 'સિદ્ધચક્ર' શા માટે?

સાગરાનંદસૂરિજી—ધર્મમાર્ગમાં નહિ સમજનારા માટે.

સાગરાનંદસૂરિજીનો આ ઉડાઉ જવાબ સાંભળી, માણેકમુનિજીએ બીજો પ્રશ્ન કર્યો, કે 'જો છાપાંઓ જ વાતાવરણ બગાડે છે અને તેથી જ કોલાહલ થાય છે; તો પછી આપે સિદ્ધચક્ર શા માટે કાઢ્યું? અને કોલાહલ કરતા પત્રોમાં વીરશાસન ખરું કે નહિ?'

આ પ્રશ્ન પૂછાતાં ખૂબ હસાહસ થઈ રહી હતી. સાગરાનંદસૂરિજીએ એનો ઉત્તર આપતાં જણાવ્યું, કે 'હું તો માત્ર મારા વિચારો જાહેર કરવા માટે કાઢું છું.'

પરન્તુ તેમણે વીરશાસન પત્ર માટે પૂછાયેલા સવાલનો

કાંઇપણ જવાબ ન આપ્યો; જેથી તેમની આ દલીલની પોકળતા માટે લગભગ બધાના મનમાં એકસરખો ખ્યાલ આવી ગયો.

## પાઠ બરાબર નથી, શાસ્ત્ર કાઢો !

આમ સાગરાનંદસૂરિજી બાળદીક્ષા સંબંધમાં પોતાનો પૂર્વપક્ષ પૂરો કરી રહ્યા કે તરત જ મુનિ શ્રી વિદ્યાવિજયજીએ જણાવ્યું, કે "આપે આપના મન્તવ્યની પુષ્ટિ કરતાં ગુરુતત્ત્વ વિનિશ્ચયનો જે પાઠ આપ્યો છે તે બરાબર નથી, માટે મૂળ શાસ્ત્ર કાઢો !"

આ ઉપરથી તે મૂળ શાસ્ત્ર કાઢવામાં આવ્યું હતું; જેમાં **अपि**ના સ્થળે સાગરાનંદસૂરિજીએ **एव** શબ્દ વાપર્યો હતો, એમ પૂરવાર થઇ ગયું. શ્રી સાગરાનંદસૂરિજીનો મત એવો હતો, કે આવા ગુણવાળા બાળકો હોય તેને બીજાધાન કરી શકાય. **नान्ये** એટલે વૃદ્ધ અથવા યુવાન નહિ પણ બાળક જ. તીર્થપ્રવૃત્તિને માટે.

આ સામે શ્રી વિજયમાણિક્યસિંહસૂરિએ જણાવ્યું હતું, કે '**नान्ये** શબ્દ આપ ક્યાં લગાવો છો? **नान्ये** શબ્દની વ્યાખ્યા કરો.'

સાગરાનંદસૂરિજી—આપને એ શબ્દ એક વખત કહી સંભળાવ્યો છે; છતાં કહી સંભળાવું છું.

સાગરાનંદસૂરિજી—ગુરુતત્ત્વ વિનિશ્ચયનો બધો પાઠ ફરી બોલી ગયા.

માણિક્યસિંહસૂરિજી—**नान्ये**નો જે અર્થ આપ કરી રહ્યા છો તે યુક્ત નથી. **नान्ये** બાળકની સાથે જ લાગે છે. એનો અર્થ એવો છે કે આવા આવા ગુણવાળા બાળકને પણ ચારિત્ર આપી શકાય. મતલબ, કે અપવાદ માર્ગ છે. **अपि** શબ્દ એ જ અર્થમાં વપરાયો છે. વગેરે.

આ સંબંધમાં ઉત્તર પક્ષ શ્રી વિજયમાણિક્યસિંહસૂરિજી,

## કાર્યવાહી

આચાર્ય શ્રી વિજયવલ્લભસૂરિજી અને મુનિરાજ શ્રી વિદ્યાવિજય-જીએ લીધો હતો અને અન્યે શબ્દ ક્યાં લાગી શકે તે સિદ્ધ કરવામાં જ બાકીનો વખત પુરો થયો હતો. જે વખતે પંચા-શકજીના એક પાઠ ઉપર વિવેચન થયું હતું કે જેમાં દીક્ષાને માટે પ્રતિમાવહનનો કાળ બતાવવામાં આવ્યો છે અને તે જ વાતની પુષ્ટિમાં ત્યાં હિંદુઓના ચાર આશ્રમોનું પણ પ્રતિપાદન કરવામાં આવ્યું હતું. આટલા કાર્ય પછી આજનો સમય પૂરો થતો હતો.

## સારાંશ

'નાન્યે' શબ્દની ચર્ચામાં જ આજે વખત પસાર થયો. શ્રી સાગરાનંદસૂરિજીના શાસ્ત્રજ્ઞાનની પ્રતીતિ સાથે, કેટલીકવાર પાઠો સહેજ પરિવર્તિત કરી લેવાની કુનેહ ખાસ તરી આવતી દેખાઈ.

## પ્રકીર્ણ

જૈન જ્યોતિના વધારાએ સાધુસંમેલનના સમાચારો મેળ-વવાનું એકમાત્ર સાધન બની, જૈન જગતમાં ખૂબ આકર્ષણ કર્યું હતું. તેમાં પણ સાગરાનંદસૂરિજીએ જ્યારે તે સમાચારો અંગે સ્વીકારેલી ચેલંજનો કંઇ પણ જવાબ ન આપી શક્યા ત્યારે તો સુજ્ઞ જનતામાં ખૂબ ચર્ચા ચાલી રહી હતી.

મધ્યસ્થ વગરનું આ મુનિમંડળ કામ ક્યારે પાર પાડશે, તે માટે દરેકને શંકા થઇ હતી. મેનીનજાઇટીસનો ચેપી રોગ શહેરને ઘેરી રહ્યો હતો.

## દશમો દિવસ

ફાગણ વદિ ૧૩, મંગળવાર

તા. ૧૩ માર્ચ, ૧૯૩૪

ગરબડ અને અશાંતિ વટાવી ગયેલું મુનિસંમેલનનું નાવ હવે કાંઇક વહન કરવા લાગ્યું હતું, જો કે નિશ્ચિત અને વ્યવસ્થિત કાર્ય પ્રણાલિકાને અભાવે, તેમ જ મધ્યસ્થ સત્તા વગર, કોઇ એક જ વિષય લઇને તેને પુરો કરવામાં આવતો નહોતો.

આજે અધુરી રહેલી શાસ્ત્રચર્ચા આગળ ચાલવાની વકી હતી. પરંતુ પ્રારંભમાં જ ગઇકાલના પૂર્વપક્ષ કે ઉત્તરપક્ષ તરફથી શરૂઆત ન થતાં ઉપાધ્યાયશ્રી દેવવિજયજીએ જણાવ્યું કે—

"આપણે અહીં શાસ્ત્રાર્થ કરવાને ભેગા નથી થયા. અશાંત વાતાવરણ શાંત કરવું અને વડોદરામાં જે કાયદો બન્યો છે, તેવા જ કાયદા બીજા સ્થળે ન બને, એવા ઉપાયો યોજવા માટે આપણે એકત્ર થયા છીએ. ફેબ્રુઆરી માસમાં મી. રીસાલદાર મુંબાઇ ધારાસભામાં દીક્ષાનો કાનુન પાસ કરાવવા માટે લાવવાના હતા; પરંતુ મુનિસંમેલન થવાનું છે, એ કારણે કે પછી બીજા ગમે તે કારણે, તે વખતે એમણે ઠરાવ મૂક્યો નથી. પરંતુ હવે ચોક્કસ ખબર મળે છે કે તેઓ અથવા કોઇપણ આ ઠરાવ ધારાસભામાં લાવનાર છે. આવી જ રીતે સિંધિયા અને હોલ્કર સ્ટેટોમાં પણ આવા ઠરાવો આવશે, એ નક્કી જણાય છે. હવે જો આપણે આવી જ રીતે શાસ્ત્રચર્ચામાં દિવસો વ્યતીત કરીશું, તો તેથી આપણું કામ સરવાનું નથી.

માટે આપણું કાર્ય જલદી પતે અને જેમ બને તેમ વહેલો નિવેડો આવે એમ કરવાની જરૂર છે.”

વલ્લભસૂરિજી—બરાબર છે. આ તો નકામો સમય કાઢવાનું થાય છે. માટે આનો નિર્ણય જલદી કરવો જોઈએ.

તીર્થવિજયજી—બિલકુલ ઠીક છે. ખાલી સમય શા માટે વ્યતીત કરો છો ?

## શાસ્ત્રાર્થો કરવાની જરૂર નથી

વિદ્યાવિજયજી—આજે દશમો દિવસ છે. દશ દિવસમાં આપણે શું કરી શકયા છીએ તે કોઈથી અજાણ્યું નથી. પૂ. ઉપાધ્યાય શ્રી દેવવિજયજી મહારાજે કહ્યું છે તેમ આપણું આ સંમેલન શા માટે બોલાવવામાં આવ્યું છે, એ લગભગ વિસરાતું જાય છે. શાસનની છિન્નભિન્ન દશા થઈ ગઈ છે. ગામે ગામ અને ઘેરે ઘેર કલેશો થઇ રહ્યા છે. રાજસત્તા આપણી ધાર્મિક બાબતોમાં હસ્તક્ષેપ કરી રહી છે અને હમણાં આપણે સાંભળ્યું તેમ, બીજી રાજસત્તાઓ હસ્તક્ષેપ કરવાની તૈયારીમાં છે. આ બધું આપણે નથી ચાહતા, પરંતુ આ બધાનો અટકાવ શાથી થાય, સમાજમાં શાંતિ કેમ ફેલાય, દીક્ષાના નિમિત્તે થતા કલેશો કેમ અટકે, આના માટે આપણે વ્યવહારુ ઉપાયો લેવાની જરૂર છે. શાસ્ત્રાર્થો કરવાની કોઈ જરૂરત નથી. સહુ પોતપોતાના ક્ષયોપશમ પ્રમાણે શાસ્ત્રાર્થ કરી શકે છે. પરંતુ આવા શાસ્ત્રાર્થ ૨૪ વર્ષ સુધી કરીએ તો પણ કાંઈ વળવાનું નથી. કોઇ પોતાની હાર કબૂલ કરવાનો નથી. સમાજ આપણી પાસે એવો નિર્ણય માગે છે, કે જેથી સમાજમાં શાંતિ ફેલાય. શાસ્ત્રો કોણ નથી માનતું ?

ઉત્સર્ગ અને અપવાદ બધુંયે શાસ્ત્રોમાં છે. હવે આપણે જેમ બને તેમ જલદી નિર્ણય ઉપર આવવાની જરૂર છે. જે કારણોથી અનિચ્છનીય વાતાવરણ ઉત્પન્ન થયું છે, એ બાબતોમાં આપણે કાંઈ વચલો માર્ગ કાઢી શકીએ છીએ કે કેમ, એ જ માત્ર વિચારવાનું છે.

પં. રામવિજયજી—જ્યાં શાસ્ત્રોની ચર્ચા ચાલે છે ત્યાં આવી બાબતો શા માટે મૂકવામાં આવે છે ? જે ચર્ચા હમણાં ચાલે છે તેને ચાલવા દેવી અને પછી જે કાંઈ નિર્ણય કરવો હોય તે કરવો.

## બાળદીક્ષાનું ખરું રહસ્ય

માણેકમુનિજી—વડોદરા રાજ્યનો કાયદો શાથી બન્યો એ હું જાણું છું. બાળદીક્ષાઓ શાથી અપાય છે, એનું ખરું રહસ્ય જાણવું હોય તો પાંચ વૃદ્ધપુરુષો જરા બહાર ચાલો ! હું બધું સમજાવું.

ઉ૦ દેવવિજયજી—હવે આટલું કહો છો; તો બાકીનું અહીં જ પુરું કરોને !

માણેકમુનિજી—અહીં કહેવામાં મને હરકત નથી, પરંતુ આ નાના નાના સાધુઓ ઉપર ખરાબ અસર થશે.

પં૦ રામવિજયજી—વડોદરાનો કાયદો બનવામાં ખાસ સાધુઓ કારણભુત છે. સાધુઓ રાજ્યાધિકારીઓને ન મળ્યા હોત અને એમને ખોટી રીતે ન સમજાવ્યા હોત તો આ કાયદો ન જ બનત. એટલે ખરી રીતે આવા કાયદા બનવામાં સાધુઓ કારણભુત થાય છે.

સાગરાનંદસુરિજી—સાધુઓમાંથી જો મંતવ્યભેદ નીકળી જાય તો હમણાં શાંતિ થાય.

વિદ્યાવિજયજી—કેવળ સાધુઓમાં મતભેદ નથી. ગૃહસ્થોની સાથે દીક્ષાનો ઘનિષ્ટ સંબંધ છે. અને જ્યાં સુધી આપણે ગૃહસ્થોનો સહકાર ન સાધીએ ત્યાં સુધી આપણું એકલાનું કરેલું વ્યર્થ છે. આપણે ગમે તે કરીશું તે ગૃહસ્થો માનશે ખરા ? અને નહિ માને તો કલેશો ઊભા જ છે. આપણે માનીએ છીએ કે રાજ્યની દખલગીરી અનુચિત છે, પણ આપણે આપણું બંધારણ કરીને વ્યવસ્થાસર કામ ન ચલાવીએ; ત્યાં સુધી રાજ્ય ઉપર કાંઇપણ અસર પડશે નહિ. જો તમને એમ લાગતું હોય કે દીક્ષાના સંબંધમાં માત્ર સાધુઓમાં જ મતભેદ છે અને રાજ્યના કાયદા આપણને કાંઇ હરકતકર્તા નથી અને ગૃહસ્થોનો કોલાહલ પણ નકામો છે, અને તેનું કાંઇ મહત્ત્વ નથી, કે તેથી કાંઇ નુકશાન નથી; તો આપણે આ વિષયને આટલું બધું મહત્વ આપવાનું શું પ્રયોજન છે ? જેમ ચાલતું હોય તેમ ચાલવા દો. જે તોફાનો થતાં હોય તે થવા દો. ભૂલવું જોઇતું નથી, કે જ્યારે બધાની પાસેથી વિષયો માગવામાં આવ્યા હતા, તે વખતે વિષયોનો એક મોટો થોકડો થયો હતો. આ બધા થોકડાઓને ફાડી નાખી, માત્ર અનિચ્છનીય વાતાવરણમાં ક્યાં કારણો છે, એ કારણોની શોધ કરવામાં આવી અને સહુથી પહેલાં દીક્ષાને જ પ્રધાનપદ આપ્યું. આ શા માટે ? આનો અર્થ એ જ છે કે દીક્ષાના નિમિત્તે આજે જે કાંઇ થઇ રહ્યું છે, એ તરફ આખા સમાજનું ધ્યાન ગયું છે. અને તેટલા જ માટે આ દીક્ષાને અનિચ્છનીય ગણવામાં આવ્યું છે.

## રાજ્યના કાયદા અનુચિત નથી :

માણેકમુનિજી—કોણ કહે છે કે રાજ્યે કાયદા કર્યા છે, તે

અનુચિત છે? હું તો કહું છું કે રાજ્યે જે કાંઇ કર્યું છે, તે સારું જ કર્યું છે.

વલ્લભસૂરિજી—આઠ વર્ષ પહેલાં જ બાળ ગણાય છે; તો પછી બાળદીક્ષાની વાત જ ક્યાં રહે છે? લોકવ્યવહારથી જો બાળ કહેવાય છે; તો લોકવ્યવહારને માનવો જોઇએ; માટે આઠ વર્ષની અંદરના બાળકને દીક્ષા અપાય કે નહિ તે વાતનો વિચાર કરો.

પં. રામવિજયજી—આઠ વર્ષની અંદરનો બાળક દીક્ષાને યોગ્ય નથી, અને ઉપરનો યોગ્ય છે એમ જ ને?

સાગરાનંદસૂરિજી—આઠ વર્ષની અંદરનાને શાસ્ત્રો બાળ કહે છે. **आषोडशाद् भवेद् बालः** એ વ્યવહારિક છે; જન્મથી આઠ વર્ષ સુધી અહીં બાળ કહેવાય છે. ઉપમિતિમાં બાળસાધુ તરીકેનો ઉલ્લેખ છે. માટે આઠ વર્ષ કરતાં વધુ ઉમ્મરવાળો બાળ નથી એમ પણ ન કહેવાય. એટલે આઠ વર્ષ પછી પણ દીક્ષા આપવામાં બાળ કહી શકાય.

વલ્લભસૂરિજી—વ્યવહારથી કે નિશ્ચયથી?

સાગરાનંદસૂરિજીએ આ વખતે શાસ્ત્રો કાઢયાં. વિજય-વલ્લભસૂરિજીએ આ વખતે આચારાંગ સૂત્રનો એક પાઠ કાઢી આપી, એમ જણાવ્યું કે યુવા, મધ્યમ અને વૃદ્ધ એ ત્રણ ( **त्रीणि वयांसि** ) વય ધર્માચરણને યોગ્ય બતાવવામાં આવી છે.

સાગરાનંદસૂરિજી—પહેલાં આ કયો અધિકાર છે, એ નક્કી કરવું જોઇએ,

વલ્લભસૂરિજી—ગઈ કાલે તમે જ આ અધિકારને દીક્ષાધિકાર કહ્યો હતો.

શ્રી પુણ્યવિજયજી જેઓ દર્શનવિજયજીના સ્થાને હતા, તેમણે આ વખતે પ્રશ્ન કર્યો કે '**समुत्थित** શબ્દ જે ઉપર્યુક્ત પાઠમાં વપરાયો છે તેનો અર્થ શું કરો છો ?'

સાગરાનંદસૂરિજી—**संयम प्रति उत्थितः** અર્થાત દીક્ષિત.

પુણ્યવિજયજી—જુઓ **धर्माचरणाय उत्थितः** એવો પાઠ છે.

અહીં વિજયનેમિસૂરિજી, સાગરાનંદસૂરિજી તથા શ્રી ઉદયસૂરિજી વગેરે પાનાં લઇ પરસ્પર વિચારમાં પડયા.

(ઉપરના પાઠની મતલબ એ છે કે આચારંગમાં યુવા, મધ્યમ અને વૃદ્ધ આ ત્રણ વયવાળા ધર્માચરણ માટે ઉત્થિત કહેવાય છે, એટલે બાળક દીક્ષાને યોગ્ય નથી એનો નિશ્ચય થાય છે).

સાગરાનંદસૂરિજી—તમારું કહેવું શું છે ?

વલ્લભસૂરિજી—આચારાંગમાં ત્રણ વય ગણાવી છે, તે ત્રણ વયવાળા જ ધર્માચરણને માટે ઉત્થિત ગણાય.

## આઠ વર્ષની ઉપરનો યુવાન છે !

સાગરાનંદસૂરિજી—કલ્પસૂત્રમાં **उन्मुक्तबालभावः जाताष्टवर्षः**નો પાઠ છે, ત્યાં આઠ વર્ષની ઉંમરથી યુવાવસ્થા ગણી છે.

(અહીં આઠ વર્ષની આગળ યુવાન જ કહેવાય એમ સાગરાનંદસૂરિજીએ પ્રતિપાદન કર્યું ).

વિદ્યાવિજયજી—આ અર્થ તમે શા આધારે કરો છો ? આઠ વર્ષની ઉંમરથી યુવાન જ કહેવાય એ તમારો અર્થ છે કે શાસ્ત્રનો ?

સાગરાનંદસૂરિજી—આઠ વર્ષ સુધી બાલ્યકાળ છે, એમ પણ કલ્પસૂત્રની સુબોધિકામાં કહ્યું છે.

વલ્લભસૂરિજી—તો પછી બાળદીક્ષાનો પ્રશ્ન ઊડી જાય છે. આઠ વર્ષથી ઉપરનાને યુવાન કહો.

સાગરાનંદસૂરિજી—યુવાન પણ કહેવાય, અર્થાત આઠ વર્ષની વયવાળાને બાળ પણ કહેવાય, યુવાન પણ કહેવાય.

## ભિક્ષા અને દીક્ષા

પં. રામવિજયજી—અહીં ભિક્ષાની વાત છે.

ઘણા સાધુઓ—અહીં દીક્ષાની વાત છે. ધર્માચરણાય એ શબ્દ દીક્ષા માટે જ સૂચવ્યો છે.

વિદ્યાવિજયજી—દીક્ષા અને ભિક્ષા લગભગ એક સરખાં હોવાથી એમને સાંભળવામાં કાંઈક ગોટાળો થયો હશે.

સાગરાનંદસૂરિજી—આચારાંગનો આ ત્રીજો ઉદ્દેશ એકાકી વિહાર માટે છે.

વિદ્યાવિજયજી—આપ જે વાત કરો છો તે દીક્ષિત માટે કે એકાકી વિહારી માટે?

માણિક્યસિંહસૂરિજી—આ પાઠની મતલબ એવી છે કે મધ્યમ વયવાળો દીક્ષાને યોગ્ય છે, યુવા અને વૃદ્ધ પ્રાયઃ યોગ્ય છે.

પં૦ રામવિજયજી—શાસ્ત્રકારો આઠની અંદરના બાળકને અયોગ્ય કહે છે. અને આઠથી વધુ ઉમરવાળો યોગ્ય છે, એમ મુનિસંમેલન માને છે. બોલો ભાઈઓ, એમાં કોઈનો વિરોધ છે?

વિદ્યાવિજયજી—અમારો વિરોધ છે.

પં૦ રામવિજયજી—શો વિરોધ છે?

તીર્થવિજયજી—દેશકાળનો વિરોધ છે

માણેકમુનિજી—જેમાં ઘણાનો વિરોધ છે, તે કામ ન કરવું જોઇએ.

પં० રામવિજયજી—આઠ વર્ષની ઉપરનો દીક્ષાને યોગ્ય છે, એ નિર્ણય થયો છે.

વિદ્યાવિજયજી—નિર્ણય ક્યાં થયો છે? તમારે જેટલું લખવું હોય તેટલું લખી લો. પરંતુ જ્યાંસુધી આચારાંગનો જે પાઠ આપવામાં આવ્યો છે, તેનો નિર્ણય ન થાય ત્યાં સુધી અમે સંમત નથી.

માણિકયસિંહસૂરિજી—નક્કી કરો કે યુવાવસ્થા ક્યાંથી ગણવી?

સાગરાનંદસૂરિજી—હું કલ્પસૂત્રનો પાઠ કહી ગયો છું.

વિદ્યાવિજયજી—સોળવર્ષ સુધી બાળ કેમ નહિ? તે જ આચારાંગ સૂત્રમાં **आषोडशाद् भवेद् बालः**નો પાઠ છે.

માણિકયસિંહસૂરિજી—સોળ વર્ષ સુધી બાળ, ત્રીસ વર્ષ સુધી યુવા, ૫૫ વર્ષસુધી મધ્યમ અને પછી વૃદ્ધ કહેવાય એમ લૌકિક શાસ્ત્રોમાં કહ્યું છે.

સાગરાનંદસૂરિજી—હું કલ્પસૂત્રમાંથી આઠ વર્ષની ઉંમર જોડું છું.

વિદ્યાવિજયજી—તો પછી આચારાંગ સૂત્રનો ૧૬ વર્ષનો પાઠ કેમ જોડતા નથી?

આ પછી થોડી ચર્ચા ચાલતાં શ્રી વિજયવલ્લભસૂરિએ જણાવ્યું કે 'જો તમારે નોંધ લેવી જ હોય તો આટલી નોંધ લો કે શાસ્ત્રદૃષ્ટિએ આઠ વર્ષની ઉપરનો બાળક દીક્ષાને માટે અનધિકારી નથી. મતલબ કે વ્યવહારિક દૃષ્ટિ સાથે રાખતા તે દીક્ષાને માટે અધિકારી છે કે કેમ? અને શાસ્ત્રદૃષ્ટિએ

પણ તે ઉપરાંતનો બાળક ક્યારે અધિકારી થાય તે નિર્ણિત કરવું જોઇએ.

વિદ્યાવિજયજી—પણ આઠ વર્ષ ગર્ભથી ગણવાં કે જન્મથી ગણવાં ?

નેમિસૂરિજી—એ ચર્ચા કાલ ઉપર રાખો.

સમય પૂરો થયેલો હોવાથી એ અધુરી ચર્ચા આવતી કાલ ઉપર મુલતવી રાખી હતી.

## સારાંશ

'બાળ' કોણ કહેવાય, એ બાબતમાં રસિક ચર્ચા ચાલી. શાસ્ત્રીયજ્ઞાનનો આજે ઠીક પરચો રજૂ થયો ગણાય. પણ કામમાં કંઇ થયું ન જ ગણાય.

## પ્રણકી

કેટલાક સાધુઓએ એવી અફવા ઉડાવવી શરૂ કરી હતી કે 'સંમેલનમાં આઠ વર્ષની દીક્ષા થઇ શકે તેવો કાયદો થયો છે.' અને આ કારણે ખૂબ ઉહાપોહ જાગ્યો હતો, પણ જૈન જ્યોતિના વધારાએ એ બધી વાતનું નિરસન કર્યું હતું.

# અગિયારમો દિવસ

## ફાગણ વદ ૧૪, બુધવાર

## તા. ૧૪ માર્ચ, ૧૯૩૪

મંગળવારની સાંજથી શહેરમાં દીક્ષાના મંતવ્ય સંબંધમાં જુદી જુદી અફવાઓ ફેલાઇ હતી, અને ખાસ કરીને 'આઠ વર્ષ પછી દીક્ષા આપી શકાય' એવો ઠરાવ સાધુ સંમેલનમાં થયો છે એમ કેટલાક માનવા લાગ્યા હતા. એથી આજે ચર્ચા આગળ વધે અને શું પરિણામ આવે છે, તે જાણવા લોકો ભારે આતુર જણાતા હતા.

શરૂઆતના બે દિવસોમાં ૧–૫ વાગે નિયમિત કામ શરૂ થયા પછી હવે વળી ૧૦–૧૫ મિનિટ મોડું થવા લાગ્યું હતું. આજે લગભગ ૧–૧૫ વાગે બધા હાજર થયા હતા. શરૂઆતમાં મૌન વ્યાપી રહ્યું હતું. સહુ એક બીજાના મુખનું દર્શન કરી રહ્યા હતા. આખરે રંગવિમલજી બોલ્યાઃ 'આજે મુહુર્ત ૧ાા વાગ્યાનું છે?'

નેમિસૂરિજી—ખબર નથી.

વળી થોડીવાર મૌન ચાલ્યું અને એ મૌનનો ભંગ કરતાં સાગરાનંદસૂરિજી બોલ્યાઃ "ગઇ કાલે આઠ વર્ષની ઉંમર ગર્ભથી ગણવી કે જન્મથી તેનો વિચાર આજ ઉપર રાખ્યો હતો. પ્રવચનસારોદ્ધારના મત મુજબ જન્મથી શરૂ કરીને આઠ વર્ષ સુધી દીક્ષા પ્રસંગે બાળ ગણાય છે. આઠથી ઓછા વર્ષ વાળો દેશ–સર્વ વિરતિ પામી શકતો નથી."

આ વખતે ઉ૦ દેવવિજયજીએ એક પ્રશ્ન કર્યો હતો.

સાગરાનંદસૂરિજી—યશોવિજયજી મહારાજે આઠ વર્ષના બાળકને દીક્ષા આપવાનું કહ્યું, ત્યારે તેને કેટલું જ્ઞાન હોય કે ન હોય તે માટે વિચાર કરી ન શકાય.

ઉ. દેવવિજયજી—વજ્રસ્વામી, નંદિષેણ વગેરેના ગુરુ જ્ઞાની હતા, માટે જ્ઞાની પુરુષો દીક્ષા આપી શકે.

સાગરાનંદસૂરિજી—એવું કંઈ નથી. ધર્મબિન્દુ તથા પ્રવચનસારોદ્ધાર ઈત્યાદિમાં યોગ્યાયોગ્યનાં જે લક્ષણો બતાવ્યાં છે; તેના પરથી પ્રશ્નો પૂછીને આપણે પરીક્ષા કરી શકીએ.

ભૂપેન્દ્રસૂરિજી—માતાપિતાને દુઃખી કરીને, ઝઘડીને વગેરે રીતે દીક્ષા આપવામાં કોઇ વખત આવી છે? અને રાજાઓએ અટકાવ્યા હોય—રાજાઓ કાયદા કરે અને તે માટે સંમેલન ભરવું પડે એવા કોઇ પ્રસંગો શાસ્ત્રમાં બન્યા છે? નગરશેઠ તો કહેતા હતા કે 'પધારો સબ ઠીક હો જાયગા' મગર એ સબ ગોટંગોટા થા! અમને શાસ્ત્રદૃષ્ટિએ આઠ વર્ષની ઉંમરનાને દીક્ષા આપવી મંજુર છે, પણ રાજા હસ્તક્ષેપ કરે તથા માતાપિતાને દુઃખી કરી દીક્ષા આપવી તે વ્યાજબી નથી. માટે અત્યારે જે નોબત આવી છે તેને માટે શું કરવું તેનોજ વિચાર કરો. મોટાઓના પૂછ્યા વિના કાર્યની શરૂઆત કરવાથી આવું પરિણામ આવ્યું છે. છતાં હવે આપણાથી બને તેટલો વિચાર કરીએ. માતાપિતાના રોવા છતાં, રાજાના અટકાવવા છતાં અને સંઘના રોકવા છતાં, દીક્ષાઓ આપવી તે વ્યાજબી છે કે કેમ?

શ્રી ભૂપેન્દ્રસૂરિજીના આ ધડાકાથી આખી સભા સ્તબ્ધ બની ગઈ હતી અને પાંચ મિનિટ સુધી અખંડ શાંતિ જળવાઇ રહી હતી.

## યાદગાર પ્રવચન

ત્યારપછી વિજયવલ્લભસૂરિજીએ પોતાનું પ્રવચન શરૂ કર્યું હતું, જે અત્યાર સુધીના બધા પ્રવચનોમાં યાદગાર ગણાય. તેઓએ પોતાની જોશીલી વાણીમાં જણાવ્યું કે,

"દીક્ષા ન દેવી એવું કોઇ કહેતું નથી, પરંતુ આજકાલ જે પ્રકારે દીક્ષા અપાય છે તે વ્યાજબી છે? જો ઠીક હોય તો બધા મંજુર કરી લો! જો ન ઠીક હોય તો તેના માટે વ્યવસ્થા કરો, તેવું શ્રી ભૂપેન્દ્રસૂરિજીનું કહેવું છે. હું પૂછું છું કે આ સંમેલન કર્યું છે તે શાંતિને માટે કે શાસ્ત્રાર્થને માટે?

"દીક્ષાના સંબંધમાં મારે કહેવું જોઇએ કે દીક્ષાઓ રાત્રે અપાઈ છે, ચોમાસામાં અપાઇ છે, અધિક માસમાં અપાઇ છે, મુહૂર્ત વિના અપાઇ છે, ભગાડીને અપાઈ છે. આ અનુચિત પ્રવૃત્તિ માટે લોકો સામે આવે છે. જો આપણી પ્રવૃત્તિ ઉચિત હોય તો કોઇ બોલી શકે નહિ.

"મ્યુનિસિપાલિટી આપણું સંમેલન કેટલા દિવસ ચાલશે તેની તપાસ કરી રહી છે. તેના તરફથી રોકવાનો પ્રસંગ આવે તેના કરતાં પહેલાંથી જ આપણે ચેતવું જોઇએ. જેઓ અહીં શાસ્ત્રાર્થ કરવા એકઠા થયા હોય તેમણે તે માટે જ જુદા દિવસો નક્કી કરવા અને ચોમાસા પર્યંત રહીને તે નક્કી કરવું. શાસ્ત્રમાં લખેલું કોણ નથી માનતું? જન્માષ્ટ અને ગર્ભાષ્ટ માટે જેને વાંધો હોય તે ભલે શાસ્ત્રાર્થ કરે. અમને તે માટે વાંધો નથી.

"આજકાલ દીક્ષાની જે પ્રવૃતિ ચાલી રહી છે તે ઠીક છે કે કેમ તે આ સંમેલન નક્કી કરે. આનો ખુલાસો નહિ થાય ત્યાં સુધી સંઘોમાં પક્ષો પડેલા છે, અશાંતિ થઇ રહી છે તેની

શાંતિ નહિ થાય. ગવર્ન્મેન્ટની સત્તા માટે કોને એ મત છે? છતાં તેની પ્રવૃતિ માટે ચર્ચા ચાલે છે; તો આપણી પાસે કંઇ સત્તા છે ?, આપણામાં દીક્ષા માટે કોઇને વિરોધ નથી પણ તેની પ્રવૃત્તિ માટે જ ચર્ચા છે. માટે આપણે એવો ઠરાવ કરો કે સર્વ સંઘ માન્ય કરે. યાદ રાખવું જોઇએ કે શાસ્ત્રાર્થથી શાંતિ નહિ થાય. આ સંમેલનનો બધો ભાર હવે તો ૩૦ મુનિઓ ઉપર છે. અને આપણે સરકારી કાયદા સામે થવું છે માટે વિચાર કરો."

## શ્રાવકોને બેસાડવામાં આવે તો કેમ ?

ઉ૦ દેવવિજયજી—બે ચાર શ્રાવકોને બેસવા દેવામાં આવે તો કેમ? -

વલ્લભસૂરિજી—બેચાર શા માટે? ઘણાઓને સાંભળવા માટે આવવા દો. બેચારને બોલવાની સત્તા આપો. આખરે તો તેમની પાસે જ ઠરાવો પસાર કરાવવાના છે. ગૃહસ્થોથી ન્યાય કરાવવો હોય તો તમારી મરજી! અન્યથા સંમેલનમાં આપણે જ સુંદર ઠરાવો કરવા, જે સર્વમાન્ય થાય અને દીક્ષાની અનુચિત પ્રવૃત્તિ ઉપર અંકુશ મુકાય. મારા ઉપર 'એ તો દીક્ષાનો વિરોધી છે, શાસ્ત્રને જાણતો નથી, શાસ્ત્રને માનતો નથી' વગેરે અનેક આક્ષેપો હતા. પરંતુ સંમેલનમાં આવવાથી તે બધા દૂર થઇ ગયા છે. હું હવે શુદ્ધ થઇ ગયો છું.

વલ્લભસૂરિજીના આ લાગણીભર્યા પ્રવચનથી પાંચ મિનિટ સુધી શાંતિ છવાઇ ગઇ. ફરી પણ તેમણે જ પોતાનું કથન આગળ લંબાવ્યું.

"બધાની સંમતિ લો કે આજની દીક્ષાની પ્રવૃત્તિમાં

તેઓ સંમત છે કે કેમ? આ બાબતમાં મારા ઉપર જેટલું વીત્યું છે તેટલું બીજાને નહિ વીત્યું હોય. મુંબઈથી મારે જ્યારે વિહાર કરવાનો હતો; ત્યારે જ મારા પર આ બાબતમાં સમન્સ બજાવ્યા, જેમાં કોર્ટમાં હાજર થવાનું મને ફરમાન થયું હતું: પણ મોતીચંદભાઇના પ્રયત્નથી મારે તત્કાલ તો હાજરીમાંથી મુક્ત થવું પડયું, પણ હવે કોર્ટોમાં જવાનું ચાલુ થઇ ગયું છે."

એક અવાજ—સાધુના હાથમાં કડીઓ પડવાનું પણ ચાલુ થઇ ગયું છે.

વલ્લભસૂરિજી—પાટણનો કિસ્સો જુઓ! કરે કોઇ ને માથે આવે વલ્લભસૂરિને. પ્રવર્તક કાંતિવિજયજી જેવા વૃદ્ધ સાધુની પર્યુષણામાં સાક્ષી લેવાણી! નીચે કલ્પસૂત્રનું વ્યાખ્યાન ચાલતું હતું અને ઉપર જબરદસ્તી સાક્ષી લેવરાવી. આ પ્રવૃત્તિ કયા શાસ્ત્રની છે, તે અમારા ધ્યાનમાં આવતું નથી.

સાગરચંદ્રજી—નિર્નાયકતા હોવાથી આવી પ્રવૃત્તિઓ થઇ છે.

વલ્લભસૂરિજી—ગઈ વાત જવા દો, પણ હવે તો ૩૦ નાયક બન્યા છે.

સાગરચંદ્રજી—ગચ્છનો એક અધિપતિ હોય તો જ કામ ઠીક થાય.

વલ્લભસૂરિજી—મુનિમંડળમાંથી એવો નાયક થાય તો ઠીક, નહિતર ગૃહસ્થોનું મંડળ અધિપતિ તરીકે સ્વીકારવું. અથવા દશ–વીશ મુનિઓનું મંડળ અધિપતિ તરીકે બનાવવું.

માણેકમુનિજી—સંમેલન થવાથી બધાનો મેળાપ તો થયો ને!

વલ્લભસૂરિજી—દષ્ટિઓ મળી પણ મત મળ્યાં નથી. પાંજરા-

પોળમાં ઠલ્લે ગયા, ત્યાં બીજા સાધુઓ બોલતા હતાઃ 'કેમ દેખા? કાનખુટ્ટી પકડાય કે મનાયા ને?' મેં જવાબ આપ્યો, કે 'કુછ દે કે ગયા હૈ ને?' રોગ નાનામાં જ હોય છે, મોટામાં નહિ. આ પરિણામ દીક્ષાની અનુચિત પ્રવૃત્તિનું છે, કે એકબે નાનાઓના કામનો આખી મંડળી ઉપર આરોપ આવી રહ્યો છે. એક શ્રાવક કહેતો હતો, કે હવે તો આ ઠરાવથી કોર્ટો પણ અમારા છોકરા માટે જલદીથી હૂકમનામાં કરશે, કે મુનિમંડળે આવો ઠરાવ કર્યો છે; માટે અમારે અત્યારથી જ ખૂબ સાવધાની રાખવી.

ઉ૦ દેવવિજયજી—૧૭ મી ફેબ્રુઆરીએ પ્રસ્તાવ મૂકાવાનો હતો, પણ નહોતો મૂકાયો, તે હવે જલદી મૂકાશે. ભીંત પડ્યા પછી માથું ફૂટશે ને?

વલ્લભસૂરિજી—દિવાલ પડ્યા પહેલાં ટેકો મૂકવો જોઇએ. મુંબઇ સમાચારના પંચાંગમાં એક તારીખ હવે છપાવા લાગી છે, કે આ તારીખે વલ્લભસૂરિ અને રામવિજયજી વચ્ચે ઝગડો શરૂ થયો. એક જ ગુરુના ચેલા છીએ. બંનેનું નામ પ્રસિદ્ધ થયું. અમારા ગુરુમહારાજની રૂબરૂમાં ઠરાવો થયા, પાસ થયા, છપાયા. તેના ઉપર પણ જેઓ કાયમ ન રહ્યા, તે મહાપુરુષના વચનો ઉપર જો કાયમ રહ્યા હોત, તો પણ અમારા માટે આ દિવસ ન આવત. ઘણા કહે છે કે તમારા ઘરનો ઝઘડો છે. તમે મળી જાઓ તો બધું ઠીક થઇ જાય. વિગેરે.

આ પછી લગભગ ૨૫ મિનિટ સુધી નીરવ શાંતિ છવાઈ રહી હતી. કોઇ કાંઈ બોલતું નહિ. એ જોઈ શ્રી રંગવિમળજીએ જરા રંગનાં છાંટણાં નાખ્યાંઃ

"૨૦ લોગસ્સનો કાઉસ્સગ થઈ ગયો. કહો તો વોલેન્ટિયરને મોકલી ૧૫૦ નવકારવાળી મંગાવું. ચૌદશ છે. રીકતા તિથિ છે, એથી ધ્યાન થવું જોઈએ. અરે! ૫–૭ વરડાઓ એકાંતમાં જઈને વિચાર કરો."

પછી નેમિસૂરિજી પ્રત્યે કહ્યું:—"પહેલો જેમ એક ડુંગરો તોડયો તેમ બીજો પણ તોડો."

(વળી પાછું પંદર મિનિટ મૌન ચાલ્યું.)

વલ્લભસૂરિજી—કોઈ ને કોઈ રસ્તો કાઢયા સિવાય આગળ કામ નહિ ચાલે. ત્રીસમાથી ચાર પાંચ કે સાત જણા અને ગૃહસ્થોમાંથી પાંચ–સાત ગૃહસ્થો જુદા બેસીને વિચાર કરો.

નેમિસૂરિજી—પહેલાં ત્રીસમાંથી પાંચ સાત બેસીને વિચાર કરો કે જેથી કાંઈ યોજના થાય. જે થવાનું હતું તે થઈ ગયું, પણ હવે આગળને માટે વિચાર કરવાનો છે. બને તેટલો પ્રયત્ન કરો, બાકી તો જ્ઞાનીએ દીઠું હશે તેમ થવાનું છે. અવ્યવસ્થા અટકે તેવો પ્રયત્ન કર્યા વિના કશું વળવાનું નથી. શાંતિને કોણ ન ઇચ્છે? પાંચ સાત જણે વિચાર તો કરવો પડશે ને?

ભૂપેન્દ્રસૂરિજી—પોત પોતાના પક્ષના આગેવાને આદેશ દેવો જોઈએ, જેથી સર્વમાન્ય થશે.

માણેકમુનિજી—પાંચ સાત જણે મળવું તો પડશે જ મળો.

નેમિસૂરિજી—પાંચ નહિ, દશ મળોને! દુઃખ ટાળવું હોય તો જ વિચાર કરવો. **मुखमस्तीति वक्तव्यं** નો ન્યાય લાગુ કરવાનો નથી. વિચારીને બોલવું. આપણી ભાવી પ્રજાને દુઃખ થાય તેવું ન કરવું.

ડૉ૦ દેવવિજયજી—બે તરફથી કોઈ બોલતું નથી.

નેમિસૂરિજી—ભલા માણસ એમાં શું છે ? હું કોઇ તરફથી બોલતો નથી.

વલ્લભસૂરિજી—પક્ષ તરફથી હશે, તો મનાશે પણ નહિ.

નેમિસૂરિજી—શાંતિ થાય તેમ કરો. સાચા કે ખોટા ભાવિ આક્રમણો અટકે તેવી રીતે કરો.

વલ્લભસૂરિજી—પાંચની જુદી કમીટી નીમી લો.

નેમિસૂરિજી—બધાને પૂછી લો કે આવી કમીટી કરવી બધાને સંમત છે કે નહિ ? પાંચ કરો, દશ કરો, પંદર કરો. મને કાંઇ વાંધો નથી.

( આ પછી ઘડી ભર મૌન છવાઇ ગયું. )

નેમિસૂરિજી—સાંજે વિચાર કરી લેશું અને પછી કાલે કમિટિ નિમીશું.

પં૦ રામવિજયજી—મને વાંધો નથી.

નેમિસૂરિજી—સર્વ મંગળ કરું.

પં૦ રામવિજયજી—ત્રીસની કમીટી નીમી, હવે પાંચની નીમો. ભવિષ્ય પુરાણ કહેવાઇ ગયું. અમારી પાસે રદિયા ભર્યા છે. એકપક્ષીય બોલાય તે અમને ઇષ્ટ નથી. જેને જેમ ફાવે તેમ બોલે, અંકુશ ન મુકાય, વૃદ્ધપુરુષો પણ બોલે નહિ, તે ઠીક નહિ. હું મારા ઘરની ભવાઇ કહેવા ચાહતો નથી. છતાં જો વિગ્રહની વાત સાંભળવી જ હોય તો સંભળાવું. અમે તો શાસ્ત્ર સિદ્ધાંતની વાતો કબૂલ કરીએ. શાસ્ત્રના નામે ખોટા ઉલ્કાપાત થઇ રહ્યો છે. તેનો નિકાલ કરીએ તો નિકાલ થાય. વાણિયામાં વિગ્રહ નથી, આપણામાં નથી, પણ એકપક્ષીય વાત કરવામાં આવે છે.

નંદનસૂરિજી—એકતરફી સાંભળવામાં આવે છે, એમ કોના માટે કહેવાય છે?

(અહીં આગળ બંને વચ્ચે ખૂબ રસાકસી થઈ હતી.)

નેમિસૂરિજી—(બુલંદ અવાજે) એકપક્ષીય કહેવાની શી જરૂર પડી? હવે એક પાક્ષિક રહેવા દો. રસ્તે ચાલો. અમે એકપક્ષી વાત કરતા હોઈએ તો અમારે બેસવાની શી જરૂર છે? અમે ઊઠી જઈએ. તમે કરી લો. અમે એકપક્ષી કરીએ છીએ ને?

પં૦ રામવિજયજી—નહીં, બિલકુલ નહીં.

નંદનસૂરિજી—ત્યારે કોને માટે તે શબ્દ બોલાયો?

પં૦ રામવિજયજી—દીક્ષાની પ્રવૃત્તિમાં અનુચિત શું થાય છે તે માટે મારું સાંભળવું જોઈએ.

સાગરાનંદસૂરિજી—માંહોમાંહે એ વાત ચાલી તેમાં આપણે શું?

નેમિસૂરિજી—અમે એક પાક્ષિક હોઈએ, તો મારે બોલવું જ નથી.

નંદનસૂરિજી—એકપાક્ષિક સાંભળવામાં આવે છે એમ બોલ્યા જ છે.

પં૦ રામવિજયજી—હું નથી બોલ્યો. જો એમ જ હોય તો અમે ભાગ નહીં લઈએ.

નંદનસૂરિજી—તમારા વિના પણ સંમેલન કાર્ય કરી શકે છે તે બતાવીશું.

આ વખતે નેમિસૂરિજીએ નંદનસૂરિજીને જણાવ્યું કે 'જો મુનિ રામવિજય આપણને નથી કહેતા તો આપણે એ વાત મૂકી દેવી જોઈએ.'

નેમિસૂરિજી—આપણામાં કજીયા કંકાસ કે રાજદ્વારી પ્રકરણ ઉપસ્થિત ન થાય એ માટે કમીટીની વાત છે.

લાવણ્યવિજયજી—કમીટી નીમવાની નથી. પાંચ જણ ઉઠીને વિચાર કરો. વાટાઘાટ કરીને કમીટીમાં મૂકો.

નંદનસૂરિજી-(રામવિજયજીને) તમારે બોલવું હતું કે પસંદ નથી.

પં૦ રામવિજયજી—મને તો બધુંય પસંદ છે.

સાગરાનંદસૂરિજી—કાલે આપણે નિર્ણય કર્યો, સર્વ સંમતિથી. કઇ રીતે કરીએ તો સારો નિકાલ થાય એ માટે પાંચની કમીટી નીમવી એ વાત થઇ હતી. નીમવી કે ન નીમવી તે કાલ ઉપર રાખો.

વલ્લભસુરિજી—કોર્ટમાં વકીલો લડે છે પણ બહાર નીકળે છે ત્યારે હાથે હાથ મેળવે છે, તેમ આપણે પણ કરવું જોઇએ.

## સારાંશ

દીક્ષાનો પ્રશ્ન ખૂબ રસાકસીએ ચઢયો હતો. આજે નિર્ણયો કરવા માટે ત્રીસમાંથી પાંચ કે સાતની કમીટી કરવાની ચર્ચા ચાલી. શ્રી વિજયવલ્લભસૂરિજીની નિભર્યતા ને સ્પષ્ટસત્ય કહેવાના પરિણામે સાધુઓ પર સારી અસર પડી હતી. વિજયનેમિસૂરિજી પણ પોતાની તટસ્થ વૃત્તિનું બરાબર સંરક્ષણ કરી રહ્યા હતા.

## પ્રકીર્ણ

શ્રી વિજયનંદનસૂરિજી અને પં. રામવિજયજીની ટપાટપીએ સાધુઓમાં ઠીક ચકચાર જગાવી હતી. જનતા તેનું હાર્દ શોધી રહી હતી.

## બારમો દિવસ

ફાગણ વદ ૩૦, ગુરુવાર.

તા. ૧૫ માર્ચ, ૧૯૩૪.

આજે શ્રી વિજયનેમિસૂરિજી લગભગ દોઢ વાગે આવ્યા હતા; એટલે કામનો પ્રારંભ મોડો થયો હતો. શરૂઆતમાં શ્રી વિજયવલ્લભસૂરિજીએ જણાવ્યું કે અહીં થયેલા ઠરાવો પળાવવા સંબંધમાં શું? કારણ કે અમારા ગુરુએ જે ઠરાવો કરેલા તે પણ પળાયા નથી.

રવિવિમલજી—અમારે વિહાર કરવો છે, તેથી અમારી શાખામાંથી મારે બદલે કોઈ બેસે તેમ નથી. તો મારા બદલે મારા ગ્રુપમાંથી કોઈને બેસાડી શકાય?

માણેકમુનિજી—કેમ રામવિજયજી! હવે આપણે શું કરવાનું છે? કાલે સાંજે કમીટી નીમવાનો વિચાર થયો હતો. વૃદ્ધ ધર્માત્માઓ નામ આપો.

પં. રામવિજયજી—ઠીક છે. મને વાંધો નથી.

ત્યારબાદ માણેકમુનિજી બેત્રણ નામો બોલ્યા.

રંગવિમલજી—ચારની કમીટી કામ નહીં કરે તો દોઢની કમીટી નીમવી કે? બધા આગેવાનો બેઠા છે. જે કહે તે આપણને કબૂલ છે.

ધર્મસાગરજી—જે જે પદ્ધતિ કાલે બોલાણી છે, તે અહીં મૂકાય અને તેને માટે વિચાર થાય.

સાગરાનંદસૂરિજી—દીક્ષામાં કોઇનો વિરોધ નથી. દીક્ષાની પ્રવૃત્તિમાં વિરોધ છે. કેમ બરાબર ને?

વલ્લભસૂરિજી—ભૂપેન્દ્રસૂરિએ વાત કરેલી તે બધી સાંભળવા બધા તૈયાર છે કે?

લબ્ધિસૂરિજી—વાતાવરણ બગડતું હોય ત્યારે દીક્ષા આપવી કે કેમ? અને ૨૫૦૦ વર્ષમાં આવો કોઇ દાખલો બન્યો છે કે કેમ, એવું ભૂપેન્દ્રસૂરિજીનું કહેવું હતું. તો નંદિષેણ, ભવદેવ, ભાવદેવ વગેરેનાં દ્રષ્ટાંતો તો એવાં છે કે જેમાં માતાપિતા રોયાં હોય, આક્રંદ કર્યા હોય અને છતાં દીક્ષા અપાઇ હોય.

ઉ૦ દેવવિજયજી—તેવા દાખલા મળ્યા તો તે પ્રમાણે દીક્ષા આપવી કે કેમ?

સાગરાનંદસૂરિજી—માટે વિચાર કરવો.

અહીં આગળ શ્રી સાગરાનંદસૂરિજીએ તેની પુષ્ટિમાં મહાકવિ ધનપાળના ભાઇ શોભનને વર્દ્ધમાનસૂરિએ (અહીં મહેન્દ્રસૂરિ જોઇએ પણ સાગરાનંદસૂરિજી વારંવાર વર્દ્ધમાનસૂરિ બોલતા હતા; તેથી સહુને આશ્ચર્ય થતું) દીક્ષા આપી અને સંઘનો વિરોધ થયો વગેરે વાતો જણાવી હતી.

માણેકમુનિજી—તમે ચરિત્રની વાત કરો છો તે અધુરી અને એકતરફી કરો છો. કારણ કે ઉપરના દ્રષ્ટાંતમાં નિધાનના બદલામાં તેના પિતાએ એક છોકરો આપવાનું કબૂલ કર્યું હતુ. જેનામાં નિધાન શોધવાની શક્તિ છે, તેનામાં ગુણ પારખવાની પણ શક્તિ છે. આવી આપણામાં કેટલી શક્તિ છે? માટે આવો દાખલો લઇને આજે દીક્ષા ન અપાય.

સાગરચંદ્રજી—આ બધું મૂકીને શાંતિ થાય તેમ કરો

તો જ સફલતા છે. શ્રાવકોના મનને શાંત કરવાની જરૂર છે. શ્રાવકોના મનમાં ઘણો જ ખેદ થઇ રહ્યો છે.

માણેકમુનિજી—મેં કાલે કહ્યું હતું કે પાંચ વૃદ્ધોની કમીટી કરીને મારી વાત સાંભળવા તૈયાર છો કે કેમ? તેમ નહિ કરો તો અઢારની અંદરનાને દીક્ષા આપવાનો ઠરાવ થશે તો હું કબૂલ નહિ કરું.

સાગરાનંદસૂરિજી—પાંચની કમીટી નિમાય તો મને વાંધો નથી.

વલ્લભસૂરિજી—દીક્ષાના સંબંધમાં જેટલી વાતો હોય તેનો નિર્ણય થયા પછી જ કોઇપણ ઠરાવ લાવી શકાશે.

સાગરાનંદસૂરિ—દીક્ષાના વિષયમાં બીજો ઠરાવ મૂકો. માતાપિતાઓના રડવા છતાં અને ક્લેશ થવા છતાં દીક્ષા આપવી એ શાસ્ત્રસંમત છે.

ભૂપેન્દ્રસૂરિ—તેમાં હું સંમત નથી. શાસ્ત્રમાં તેવી દીક્ષાઓ થઇ છે પણ તે ગુરુઓ અતિ જ્ઞાની હતા.

વલ્લભસૂરિજી—હું પણ તેમાં સંમત નથી.

આ વખતે માણેકમુનિજીએ દીક્ષા ઉપર પોતાના અનુભવની વાત કરી હતી; જે સાંભળી ભારે હસાહસ થઇ હતી.

સાગરચંદ્રજી—કાલકાચાર્યે રજા વગર દીક્ષા આપી તો શું ફલ નીકળ્યું? દેશવટો થયો.

સાગરાનંદસૂરિજી—પણ દીક્ષા તો આપી!

વલ્લભસૂરિજી—માતાપિતા અને બીજાઓની રજા સિવાય દીક્ષા આપી શકાય નહિં; કારણ કે સાધુઓને અદત્તાદાનનો દોષ લાગે છે.

આ વખતે સાગરાનંદસૂરિજીએ છેદસૂત્રનો આધાર લઇ જણાવ્યું કે 'બૃહત્કલ્પમાં સચિત્તનું અદત્તાદાન વગેરે ત્રણ બાબતો જણાવી છે. અને જેઓને આવશ્યક વગેરેનો અભ્યાસ હશે તે સારી રીતે સમજતા હશે કે છેદસૂત્રો બધામાં પદવિભાગ સમાચારીના હોવાથી શ્રેષ્ઠ છે. સોળ વર્ષની નીચેનો અવ્યક્ત કહેવાય. તેને અંગે અદત્તાદાન લાગે. વ્યક્તને અંગે અદત્તાદાન ન લાગે.'

માણેકમુનિજી—છેદસૂત્રને વાંચ્યા સિવાય દીક્ષા આપે તેણે ભગવાનના વિચારોનો લોપ કર્યો કહેવાય કે કેમ ?

વલ્લભસૂરિજી—ગઇકાલે (સાગરાનંદસૂરિજી તથા લબ્ધિ-સૂરિજી તરફથી) કહેવામાં આવ્યું હતું કે મુસલમાની કાળમાં સાધ્વીઓ ચારિત્ર પાળી શકે નહિ, તેથી હીરવિજયસૂરિજીએ ૩૯ વર્ષના પટ્ટકો બનાવ્યા હતા. પરંતુ અકબરના વખતમાં તો સ્થિતિ સારી હતી. ખરી રીતે તો તે સમયના સાધુ સાધ્વીઓની અંદરની સ્થિતિ જોઈને જ તે પટ્ટકો બનાવવામાં આવ્યા હતા. એ જ રીતે આજના બાળકોની સ્થિતિ જોઈ દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ પ્રમાણે ફેરફારો થઇ શકે છે. શ્રી હીરવિજય-સૂરિએ દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ જોઇને જ કામ કર્યું હતું.

ત્યારબાદ સંમતિનો પ્રશ્ન ચર્ચાતાં શ્રી વિજયવલ્લભસૂરિજીએ જણાવ્યું કે 'જ્યારે આર્યરક્ષિતને માતા અને રાજાને પૂછ્યા સિવાય દીક્ષા આપવામાં આવી, ત્યારે શાસ્ત્રોમાં લખવામાં આવ્યું કે આ મહાવીરના શાસનમાં પ્રથમ શિષ્યચોરીનો પ્રસંગ છે.'

સાગરાનંદસૂરિજી—શય્યંભવને સ્ત્રીની રજા સિવાય દીક્ષા આપવામાં આવી હતી. તેને પણ ચોરી ગણવામાં આવે તો?

વલ્લભસૂરિજી—આપ ભલે ગણો. હું નથી ગણી શકતો. ચારિત્રના એક પ્રસંગની વાત કરવા કરતાં જીવનના બધા પ્રસંગોને મૂકવામાં આવે તો ઘણા ખુલાસા થઇ શકે.

## હું ચોરીમાં નથી માનતો

સાગરાનંદસૂરિજી—હું ચોરીમાં નથી માનતો, પણ તમારા આર્યરક્ષિતના દૃષ્ટાંતના બદલામાં બોલ્યો હતો.

વલ્લભસૂરિજી—સોળ વર્ષ પછી રજા વિના દીક્ષા આપવાથી ચોરીનો દોષ લાગે છે કે નહિ?

આ વખતે સાગરાનંદસૂરિજીએ નિશિથચૂર્ણિમાંથી એક પાઠ આપી જણાવ્યું કે 'અપ્રતિપૂર્ણ બાળક એટલે સોળ વર્ષથી ઉણ હોય અને માતાપિતાએ ન દીધેલો હોય એવાને દીક્ષા દેવી ન કલ્પે. માતાપિતા ન હોય તો તેનું રક્ષણ કરનાર વાલી ગણાય.'

રંગવિમળજી—પહેલાં દીક્ષા આપીને પછી રજા લેવાય તો ચાલે ને?

વલ્લભસૂરિજી—નહીં. પાઠ શું કહે છે? પહેલેથી જ રજા લેવી જોઈએ.

સાગરાનંદસૂરિજી—સોળ વર્ષ ઉપરનાની રજા લેવી એવો કયા શાસ્ત્રમાં પાઠ છે?

વિજયવલ્લભસૂરિજીએ આ વખતે શ્રી હરિભદ્રસૂરિકૃત ધર્મબિન્દુ મંગાવ્યું ને તેમાંથી દીક્ષા લેવાને યોગ્ય કોણ અને દેવાને યોગ્ય કોણ, એના ઉત્સર્ગના પાઠો બતાવ્યા. ત્યારે સાગરાનંદસૂરિજીએ **અથાપવાદઃ** સૂત્ર પછી શરૂ થતો પાઠ વાંચી સંભળાવ્યો હતો.

વલ્લભસૂરિજી—આતો ગડબડ થઈ રહી છે. જ્યાં અનુકુળ હોય ત્યાં શાસ્ત્રની વાતો થાય અને પ્રતિકુળ હોય ત્યાં

શાસ્ત્રો કોરે મૂકાય છે. ઉત્સર્ગ માર્ગ તો એ જ છે કે **ગુરૂજનાનુજ્ઞાતઃ** માતા, પિતા, ભાર્યા, ભગિની વગેરેની રજા લઇને દીક્ષા લેવી. અને અપવાદ માર્ગ જ્યારે અનેક ઉપાયો કરવા છતાં રજા ન મળે ત્યારે દીક્ષા લેનાર માતા પિતાને સમકિત પમાડે, ધર્મના રાગી બનાવે, જૈન ધર્મ ઉપર તેમનો અભાવ કે અપ્રીતિ ન થાય તેવું કરે; તેમ જણાવ્યું છે.

સાગરાનંદસૂરિજી—એ જ ધર્મબિંદુમાં માતાપિતા રજા ન આપે તો પ્રપંચ કરવાનું કહ્યું છે.

વલ્લભસૂરિજી—એ સાધુ માટે નથી. દીક્ષા લેનાર, જે હજી ગૃહસ્થાવસ્થામાં છે, તેના માટે છે.

માણેકમુનિજી—સાધુઓએ માયા કેળવવી નહીં. માયા કેળવવાનો નિષેધ છે,

સાગરાનંદસૂરિજી—અમને શ્રી હરિભદ્રસૂરિજી શિખવે છે.

વલ્લભસુરિજી—શ્રી હરિભદ્રસૂરિ આજે હોત તો આપણી આ સ્થિતિ ન હોત ! આજે તેમની ગેરહાજરીમાં આપણે શાસ્ત્રોના મન ફાવતા અર્થ કરી રહ્યા છીએ.

ભુપેન્દ્રસૂરિજી—જ્ઞાનાદિ યોગથી જે ગુરુ વિશેષ લાભ જોઇ શકે એ જ દીક્ષા આપી શકે. પ્રાભાવિક જીવ હોય તેને માટે એ પ્રપંચ કરવાનો કે બીજાને માટે ?

આ વખતે માણેકમુનિજીએ દીક્ષા સંબંધનો એક બીજો અનુભવ કહ્યો હતો અને પહેલાના જેવી જ હસાહસ થઇ રહી હતી.

## દીક્ષા કેમ આપવી ?

વલ્લભસૂરિજી—હરિભદ્રસૂરિએ કહ્યું છે, તેમ દીક્ષા

આપવી કે અત્યારે ચાલે છે તેમ આપવી ? ( સાગરાનંદસૂરિ પ્રત્યે ) તમે તમારો સ્વભાવ નહિ છોડો અને હું મારો અભ્યાસ નહી છોડું, માટે મુનિમંડળને શું પસંદ છે ?

માણેકમુનિજી—દીક્ષા અપાય છે અને પોલીસ આવે છે.

વલ્લભસૂરિજી—દ્રવ્યક્ષેત્રાદિ વિચાર કરીને દીક્ષા અપાય તે જ અમને માન્ય છે. બાકી આમની વાતો આમ ને આમની વાતો આમ, એમ ગોટાળાપંચક કરી અપાતી દીક્ષા અમને માન્ય નથી. જેને માન્ય હોય તે ભલે આપે ! દરેક વખતે શાસ્ત્રના પાઠ અપાય છે, શાસ્ત્રનો આધાર લેવાય છે ને પછી મનમાન્યું કરાય છે. તમારી પદ્ધતિ બધા પાસે કબૂલ કરાવવા ચાહતા હો તો કબૂલ કરાવો. અમને તે મંજુર નથી. દ્રવ્યક્ષેત્ર વગેરેનો વિચાર કર્યા વિના દીક્ષા આપવી હોય તો જાવ વડોદરામાં જઇને દીક્ષા આપો ! તમારી બહાદુરી તો ત્યારે જ સમજાય. બાકી અહીં મુનિમંડળમાં કબૂલ કરાવવાથી કાંઇ વળવાનું નથી.

માણેકમુનિજી—બે વરસ સુધી પાલીતાણા કોઇ કેમ ગયું નહિ ? કોઈ બહાદુર નથી.

વલ્લભસૂરિજી—તમે આપણી સત્તા ખોઇ, સંઘની સત્તા ખોઈ અને સરકારની સત્તા કાયમ કરાવી. તમે તમારી સત્તા નક્કી કરો તો ઠીક છે. નહિ તો સંઘ, સત્તા નક્કી કરીને સરકાર પાસે જશે અને ન્યાય મેળવશે.

## કાન પકડીને બહાર કાઢો

આ પ્રસંગે ત્રીશ સિવાયના પણ કેટલાક સાધુઓ બોલી ઊઠયા અને સાગરાનંદસૂરિજીથી છુટી પડેલી ટુકડીમાં ગરબડ થઇ

રહી. એ વખતે ચરણવિજયજીએ પડકાર કર્યો કે 'અહીંઆ ત્રીશ સિવાય કોઈએ બોલવું નહિ એવી પ્રતિજ્ઞા લેવાઇ છે છતાં બોલાય છે; એને કાન પકડીને બહાર કાઢો.'

આ વખતે એક અવાજ થયો—આઠ વર્ષની ઉંમરનો જે ઠરાવ થયો છે તે તમોને માન્ય છે ને?

વલ્લભસૂરિજી—દીક્ષાના ઠરાવમાં અનેક વસ્તુઓ છે. જ્યાં સુધી તેનો નિર્ણય ન આવે ત્યાં સુધી તે વિષે ઠરાવ થઈ શકે નહિ. સંઘના વિરોધો અને સરકારી કાયદાઓની જેમને દરકાર ન હોય તેઓ ભલે ગમે તેમ કરે, પણ હું તેમાં સામેલ થઈ શકતો નથી.

એક અવાજ—સંઘોને સંતોષવા માટે વચલા માર્ગનો નિર્ણય તો કરવો જ પડશે ને?

સાગરાનંદસૂરિજી—જે સર્વે શાસ્ત્રોને ન માને તેને પાખંડી ગણવામાં આવે છે. તીર્થંકર મહારાજ જે વખતે યોજનગામિની વાણીથી દેશના આપતા તે વખતે કેટલાક લોકો વચન સાંભળી શંકા અને વિરોધ કરતા, તેમને નિન્હવ ગણતા.

માણેકમુનિજી—સંઘને નિહ્નવ ન ગણાય.

## શાસ્ત્રોના મરજી મુજબ અર્થ

વલ્લભસૂરિજી—આજે આપણે ભગવાન નથી. આપણે શાસ્ત્રોના અર્થો આપણી મરજી મુજબ કરીએ છીએ. સંઘો પોતાને નુકશાન થાય તે સામે વિરોધ કરે. તેને નિંદવો કે પાખંડી કહેવામાં આવે તે ઠીક નથી. ભગવાનની આજ્ઞા બહાર હોય તેને હાડકાનો માળો કહી શકો. આવી જ રીતે પાટણ

અને જામનગરના વિરોધો ઉત્પન્ન થાય છે, સંઘો, શાસ્ત્રવિરુદ્ધ છે. એમ કશું કહી શકાય નહિ.

એ વખતે સાગરાનંદસૂરિજીએ એકદમ નવીન પ્રકરણ ઉઘાડયું.

સાગરાનંદસૂરિજી—તમે ક્રાન્તિના લેખો વાંચ્યા છે?

વલ્લભસૂરિજી—ના,

સાગરાનંદસૂરિજી—તમે તે જોયા છે?

વલ્લભસૂરિજી—ના. મારે તેની સાથે સંબંધ નથી. જો તમારે એ વિષે નિર્ણય કરવો હોય તો તેમને બોલાવી શકો છો.

## તમે સંમતિ આપો કે?

સાગરાનંદસૂરિજી—કદાચ તેમને સંઘ બહાર મૂકવામાં આવે તો તમે સંમતિ આપો ખરા કે?

વલ્લભસૂરિજી—જો તે શાસ્ત્રવિરુદ્ધ હોય તો મારો વિરોધ પણ તમારા જેટલો જ હોય. પણ યાદ રાખો કે તમે કોઈને સંઘબહાર કહી ન શકો. સંઘનું કામ સંઘ કરશે. તમોને કોઈ પણ સંઘે સત્તા આપી નથી. જો દ્રવ્ય–ક્ષેત્રાદિનો વિચાર કરીને કાંઇક કરો તો સંમેલન સફળ છે, નહિ તો નિષ્ફળ છે. તમે કાંઈ નહિ કરો તો પછી શ્રાવકો કરશે અને તમને નહિ પૂછે. રાજ્યે તો સત્તા જમાવી છે. હવે સંઘ સત્તા જમાવશે. જામનગર અને પાટણના સંઘોએ ઠરાવ કર્યા તેને બીજા કોઇ સંઘોએ સંઘબહાર કર્યા નથી. ગામે ગામનો સંઘ સ્વતંત્ર છે.

સાગરાનંદસૂરિજી—એમાં બંને છે.

વલ્લભસૂરિજી—હા, એ રીતે દરેક સંઘમાં બે ભાગ પાડવામાં આવે છે, તે ઇષ્ટ નથી.

ધર્મસાગરજી—ભાગલા પાડનારાઓ તો ભાગ્યશાળી છે. સડેલા અંગને તેઓ ફેંકી દે છે.

વલ્લભસૂરિજી—સડેલી વસ્તુને ફેંકી દેવી તેમાં સલામતી છે, પણ જે સડેલા છે તે પોતાના હાથે પોતાનું ઓપરેશન કરી શકતા નથી. એ ઓપરેશન તો સારો માણસ જ કરે. માટે મુનિ સંમેલનમાં પણ સડેલા હોય તેને દૂર કરવા જોઇએ.

આ શબ્દો બોલતાં બહુ જ ગંભીર વાતાવરણ છવાઇ રહ્યું. એવામાં એક રજીસ્ટર્ડ પત્ર મળ્યો. જે શ્રી વિજયનેમિસૂરિજીએ સાગરાનંદસૂરિજીને વાંચવાનું કહ્યું. તેમણે પત્ર ફોડી પ્રશ્ન કર્યો કે વાંચુ કે કેમ ? કેટલાકે તે વાંચવા આગ્રહ કર્યો, ત્યારે શ્રી વિજયવલ્લભસૂરિજીએ જણાવ્યું કે અગાઉ ઘણા પત્રો આવ્યા છે તે બધા વંચાવા જોઇએ. એટલે તે પત્રને પણ પડતો મૂકવામાં આવ્યો અને નગરશેઠને આપવા જણાવ્યું.

આ પછીથી વિજયવલ્લભસૂરિજીએ જણાવ્યું કે 'બપોરે ગરમી પડવા લાગી છે ને તે વખતે સડક ઉપરથી આવતાં પગ બળે છે, તો હવેથી સવારના ૮ થી ૧૦ નો સમય રાખવો, પણ આવતી કાલે બુટેરાયજી મહારાજની જયંતી છે, એટલે પરમ દિવસથી રાખો.'

નેમિસૂરિજી—હજી કાલનો દિવસ છે ને ? તો કાલે એ બાબતનો વિચાર કરીશું.

સર્વ મંગલ બોલાયું ને બધા સાધુઓ છુટા પડયા.

## સારાંશ

ગઇકાલ સરખી જ ચર્ચા આજે ચાલી.

## તેરમો દિવસ

ચૈત્ર સુદ ૧, શુક્રવાર

તા. ૧૬ માર્ચ, ૧૯૩૪

આજે શ્રી વિજયનેમિસૂરિજી કાંઇક મોડા આવતા, કાર્યનો પ્રારંભ નિયત સમય કરતાં મોડો થયો હતો. શરૂઆતમાં ઉપાધ્યાય શ્રી દેવવિજયજીએ ત્રણ પ્રશ્નો રજુ કર્યા હતા.

(૧) શ્રી હરિભદ્રસૂરિજી પછી બીજાધાન માટે અષ્ટાધિક વર્ષમાં દીક્ષા આપવામાં આવે છે, તે ઉત્સર્ગથી કે અપવાદથી?

(૨) આજ્ઞા વગર શિષ્યનિષ્ફેટિકા દોષ લાગે કે નહિ?

(૩) માબાપની રજા વગર તેમને રોવડાવી દીક્ષા અપાય છે, તે શાસ્ત્રસંમત છે કે કેમ?

માણેકમુનિજી—આવી રીતે ચર્ચામાં દિવસોના દિવસો વીતી જશે, તો પણ પાર નહિ આવે.

સાગરાનંદસૂરિજી—આ પ્રશ્ન ચાલુ દીક્ષાવિષયક હોવાથી, શાસ્ત્રદૃષ્ટિએ તેનો નિર્ણય થવો જોઇએ. એ ત્રણે પ્રશ્નોનો ઉત્તર આ છે:

(૧) આઠ વર્ષ પછી બીજાધાન માટે દીક્ષા આપવી ઉત્સર્ગ છે.

(૨) સોળ વર્ષ પહેલાં દીક્ષા આજ્ઞા વગર અપાય તો શિષ્ય નિષ્ફેટિકા દોષ લાગે, પણ ૧૬ વર્ષ પછી તે દોષ લાગતો

નથી. છતાં અનુજ્ઞા મેળવવા ઉદ્યમ તો કરવો જોઇએ. પરંતુ ૧૬ વર્ષ પહેલાં તો આજ્ઞા લેવી જ પડે.

આ પછી તેમણે સૂત્રકૃતાંગ સૂત્રનો આધાર લઈ દીક્ષા લેતા અથવા દીક્ષા લીધેલાને માબાપો ગમે તેવા કરુણપ્રધાન વચનો કહે, તો પણ જો તે દૃઢ વિચારવાળો હોય તો ચલાયમાન ન થાય તે માટે એક લાંબું પ્રવચન કર્યું હતું; જે ખૂબ જાણીતી વાત સાંભળતાં ઘણા ખરા મુનિઓ કંટાળી ગયા હતા. ત્યાર પછી એમના છેદસૂત્રની ચર્ચાનો શોખ બહાર આવ્યો હતો. સાધુઓ આ અનેકવાર રટાઇ ગયેલી વાતો સાંભળી કંઇક નિરસ બનતા હતા.

રંગવિમલજી—આ સિદ્ધાન્તના પાઠોથી તો શ્રી હરિભદ્રસૂરિજીનાં વિધાનો ખોટાં પડે છે. પછી ૧૮ દોષ બતાવવાની શી જરૂર હતી?

સાગરાનંદસૂરિજી—જેના ઉપર માબાપનો આધાર હોય તે માટે અઢાર દોષ શ્રી હરિભદ્રસૂરિજીએ બતાવ્યા છે.

રંગવિમલજી—ભવિષ્યમાં આધાર હોય તો? બંને સૂત્રો અને ધર્મબિંદુમાં બાધ ન આવે તેમ રસ્તો કાઢો ને? ત્રણ દિવસ પૂરા થઇ ગયા છે.

સાગરાનંદસૂરિજી—આ તો શાસ્ત્રીય વાતો છે. આવી વાતોમાં વચલો રસ્તો કઢાય કે નહિ, એ વિચારવા જેવું છે.

રંગવિમલજી—એ તો રસ્તો કાઢતા આવ્યા છો, માટે કાઢવો જ જોઇએ.

સાગરાનંદસૂરિજી—પુત્ર, અગર માબાપ અનર્થ કરે, તો પણ પાછો ફરે નહિ.

કાર્યવાહી

માણેકમુનિજી—શાસ્ત્રની વાતો તો કરો છો, પણ બિચારા સાધુઓની શી દશા છે તેનો મને ઘણો અનુભવ છે. પાંચ જણાની કમીટી કરો. હું બધી સ્થિતિ સંભળાવું.

રંગવિમલજી—શાસ્ત્રને અંગે કોઇનો મતભેદ નથી. પરન્તુ જે બગડયું છે તે સુધારવું હોય તો સુધારો, નહિતર રહેવા દો!

સાગરાનંદસૂરિજી—જ્યાં સુધી શાસ્ત્ર પ્રરૂપણાકારોમાં ભિન્નતા નહોતી, ત્યાં સુધી ઠીક હતું, પછી બગડયું છે.

રંગવિમળજી—બગડવાનું કાંઈ કારણ તો હશે ને?

## પાછી એની એ ચર્ચા

એક સાધુ—આજે સાધુસંસ્થાની હિલણા કરાવવા માટે છાપાઓમાં જુદા જુદા રિપોર્ટો છપાય છે, દૂર દૂર છાપાથી લોકો અધર્મ પામે છે. આજે શ્રી સાગરાનંદસૂરિએ જે કંઇ કહ્યું, તે કાલે છાપાઓમાં મોટા હેડીંગથી તમે વાંચશો. આજ સુધી જેમણે છાપાઓમાં લખ્યું છે, તેમને દંડ આપવો જોઇએ; અથવા શબ્દો પાછા ખેંચાવવા જોઈએ.

ભક્તિવિજયજી—છાપાઓમાં તોછડા શબ્દો આવે છે. 'નેમવિજયજી' 'સાગરાનંદજી' વગેરે એવા તોછડા શબ્દો લખવા સારા નથી.

સાગરાનંદસૂરિજી—એ વાત નક્કી છે, કે અહીં મંડપમાં કોઇ ગૃહસ્થ નથી; એટલે સાધુ તરફથી અર્ધા સમાચારો-કોઈ વખતે તો વિપરીત સમાચારો છપાય છે.

આ વખતે માણેકમુનિજી કાંઇ બોલવા જતા હતા, પણ કીર્તિમુનિજીએ જણાવ્યું કે 'વચમાં બોલવું સારું નહિ, માટે એક સભાપતિ નીમાવા જોઇએ.'

પં૦ રામવિજયજી—છાપાંઓમાં એવો સમાચાર કમિટિના ત્રીશ સભાસદોની સહીથી બહાર પાડવા જોઇએ કે 'અમારી સહી વગરના સમાચાર ખોટા સમજવા.' વગેરે.

ઉ૦ દેવવિજયજી—છાપાવાળાઓ કહે છે કે તમને જેના ઉપર શક હોય તેમને કમિટિમાંથી કાઢી નાંખો, પછી પણ અમે સમાચાર છાપીએ છીએ કે નહિ તે જોઇ લો!

સાગરાનંદસૂરિજી—સંમેલન પૂરું થયા પહેલાં અથવા વચમાં રોજના રોજ સાચો રિપોર્ટ નગરશેઠની સહીથી છાપાઓમાં છપાય તો સારું થાય.

ઉ૦ દેવવિજયજી—છાપાવાળાઓ તો શું પણ સામાન્ય લોકોએ કેટલું કહે છે? આપણે શું કામ કર્યું છે?

## પહેલાં સહી હું કરું?

પં૦ રામવિજયજી—ત્રીશની સહીથી વાત બહાર પાડવી જોઇએ. પહેલા સહી કરું?

ઉ૦ દેવવિજયજી—સહી તો હું પણ કરું. પણ છપાવવું બંધ થશે નહિ!

હેતમુનિજી—આપણા ત્રીશને માથે ભાર છે. ત્રીશને ખોટી મદદ દેનારા ઘણા પાપી છે. શાસનનો દ્રોહ કરવો મહાપાપ છે. બધાને પ્રાર્થના કરું છું કે ત્રીશની સહીથી છાપામાં બહાર પાડો કે સમાચારો ખોટા સમજશો.

સાગરાનંદસૂરિજી—છાપાઓમાં કાં તો અત્યાર સુધીનો પૂરો રિપોર્ટ બહાર પાડો, કાં તો છાપાઓમાં એવું જાહેર કરો કે અમારી ત્રીશની સહી વગર જે લખાણ આવે તે સત્તા વગરનું, અયોગ્ય અને એકપક્ષીય છે.

હર્ષસૂરિજી—અત્યાર સુધી એકે રિપોર્ટ પુરો લખાયો નથી. કોનો કયો રિપોર્ટ સાચો છે એ કેમ કહેવાય? ત્રીશ વગરના છાપાઓમાં બહાર પાડે તો તેમાં વાંધો નથી ને? અને વાંધો ન હોય તો પછી ત્રીશે શો ગુનો કર્યો?

પં૦ રામવિજયજી—પછી એકપક્ષીય ખરાબ અસર નહિ થાય?

વલ્લભસૂરિજી—વારંવાર એકપક્ષીય, એકપક્ષીય કહેવાય છે, પણ કોણ કોના પક્ષમાં છે તે નક્કી કરો. અને પછી મધ્યસ્થ નીમી શાસ્ત્રાર્થ કરો, અને વાદી પ્રતિવાદી નીમી વિષય નક્કી કરો. સાગરજી મહારાજે જે રીતે પાઠો સંભળાવ્યા તે બધા માની લો તો સારું એમ તમારું કહેવું છે?

ધર્મસાગરજી—છાપાઓમાં વાતો આવે છે, તે તમે સારું માનો છો?

## જુનાં છાપાં કાઢો!

વલ્લભસૂરિજી—છાપાં છાપાં શું કરો છો! આજ સુધી નીકળેલાં જુનાં બધાં છાપાં કાઢો અને જુઓ કે વીરશાસન, જૈન પ્રવચન, સિદ્ધચક્ર વગેરેમાં શું લખાયું છે! છાપાઓથી શું કામ ડરો છો?

પં૦ રામવિજયજી—સંઘપતિએ વાતાવરણને સુધારવા માટે આપણને બોલાવ્યા છે.

વલ્લભસૂરિજી—સંઘપતિ ક્યાં છે? એ હોત તો પછી કામ પૂરું થઈ જાત. એમને તો ઊભા કરવામાં આવ્યા છે.

ઉ૦ દેવવિજયજી—છાપાથી શા માટે બીઓ છો? ક્રોધ કરશો તો કાલે બમણું આવશે.

## ચેલેન્જની ચર્ચા

ભક્તિવિજયજી—પણ ત્રીશની સહી વગરની અસર નહીં થાય. આ લખ્યું છે કે 'ચેલેન્જ ફેંક્યું છે.' ક્યાં ચેલેન્જ છે? (એમ કહી તેમણે સંદેશ પેપર બહાર કાઢયું.)

ઉ૦ દેવવિજયજી—શ્રી વિજયવલ્લભસૂરિજી ગઇ કાલે જે બોલ્યા હતા, એનો અર્થ ચેલેન્જ જ થાય.

પં૦ રામવિજયજી—સાધુઓમાં એકમતી હોય તો સારું થાય.

વલ્લભસૂરિજી—ક્યાં છે એકમતી? પોતાના ચેલામાં પણ ક્યાં એકમત છે?

(આ વખતે શ્રી રંગવિમળજીએ રિપોર્ટર રાખી બધા સમાચારો પ્રકાશિત કરવા કહ્યું.)

વલ્લભસૂરિજી—શાસ્ત્રોમાં લખ્યું છે તે બધાંને મંજૂર છે, પણ દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવથી પરિવર્તન કરવા લાયક હોય તે તે પરિવર્તન કરો. નાહક સમય ખરાબ કરવો યોગ્ય નથી. સાધુઓ માંદા છે. શાસ્ત્ર બધાએ માને છે, પણ વર્તમાનને યોગ્ય કામ કરવું હોય તો કરો, નહિ તો પછી તમે જાણો! અમે તો કંટાળ્યા છીએ.

પં૦ રામવિજયજી—દીક્ષા માટે વડોદરા દીક્ષાના કાયદા પ્રસંગે કેટલાક આપણા સાધુઓએ બાળદીક્ષાની વિરુદ્ધ લખાણો કર્યાં છે.

રંગવિમલજી—જેણે લખ્યું હોય તેમનાં નામો રજૂ કરો.

પં૦ રામવિજયજી કાંઇ પણ બોલ્યા નહિં.

## દ્રવ્ય-ક્ષેત્ર કાળ-ભાવથી કામ કરો!

વલ્લભસૂરિજી—વડોદરાના કાયદા પહેલાં શું તોફાનો-ક્લેશો

નહોતા થતા? હું હજુ જ્યારે ગુજરાતમાં નહોતો આવ્યો, ત્યારે દૂર પંજાબમાં રહી સાંભળતો હતો કે અમદાવાદમાં દીક્ષાની અનુચિત પ્રવૃત્તિ માટે ખૂબ ક્લેશો થયા છે. માટે દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવથી કામ કરવું.

લબ્ધિસૂરિજી—શાસ્ત્રના પાઠો બતાવો.

પં૦ રામવિજયજી—શાસ્ત્રથી નિશ્ચિત કરવું જોઇએ.

વલ્લભસૂરિજી—તમને છદ્મસ્થોને નિર્ણય કરવાનો કંઇ અધિકાર નથી.

પં૦ રામવિજયજી—સર્વાનુમતે જે કામ થાય તે કામ કરવું. પરમ દિવસે આઠ વર્ષની દીક્ષા આપવી શાસ્ત્રસિદ્ધ થઇ છે. ઠરાવ થયો છે.

## સર્વાનુમતની ચર્ચા

વલ્લભસૂરિજી—નહિ, નહિ, નહિ. કાંઇ ઠરાવ થયો નથી. હજુ તો ઘણી વાતો બાકી છે. મનમાં ફૂલાશો નહિ.

તીર્થવિજયજી—સર્વાનુમતે પાસ થયો નથી. હું આઠ વર્ષની દીક્ષાનો વિરોધી છું.

એક સાધુ—તમે મત બોલો.

તીર્થવિજયજી—ભૂપેન્દ્રસૂરિજી તરફથી બોલીશ. તેર દિવસ થયા તમે શું કર્યું?

આ વખતે ત્રીશ સિવાયના પણ કેટલાક બોલવા લાગ્યા હતા.

સાગરાનંદસૂરિજી—પહેલાં એ થયું હતું કે શાસ્ત્ર શું કહે છે તે નક્કી કરી, પછી અનિચ્છનીય વાતાવરણ સંબંધી વિચાર કરવા ઉપર રાખ્યું હતું.

વલ્લભસૂરિજી—જેટલી શાસ્ત્રની વાતો છે, તે બધી આપને

માટે જ છે. ધર્મબિન્દુની વાત તો તમે વિશેષપુરુષ માટે બતાવી છે, પણ તે ઠીક નથી. મારા મત પ્રમાણે તો ધર્મબિન્દુની વાતો સામાન્ય દીક્ષા માટે છે. શાસ્ત્રો બધાં માન્ય છે. હવે તો આગળ વિચાર કરવો હોય તો કરો.

પં० રામવિજયજી—ધર્મબિંદુના પાઠને માન્ય રાખી શાસ્ત્રના પાઠો સંગત કરાય તો સારું. સોળ વર્ષ પછી દીક્ષા આપવામાં દોષ નથી. સોળ વર્ષ પહેલાં માતાપિતાને સમજાવવા પ્રયત્ન કરે છતાં ન માને તો દીક્ષા લે, એમ માનવામાં આપને કંઇ હરકત છે? (સાગરાનંદસૂરિજી પ્રતિ) આપ આ માટે કાંઇક વ્યવસ્થા કરો અને આજે પ્રશ્ન દ્રવ્ય. ક્ષેત્ર, કાળ, ભાવનો કરાય છે તે પણ શાસ્ત્રની દૃષ્ટિએ વ્યવસ્થિત કરો.

સાગરાનંદસૂરિજી—દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ કોણ નથી માનતું? મહાવ્રતમાં પણ દ્રવ્યક્ષેત્ર કાળભાવ છે.

થોડીવાર બધાએ મૌન રહ્યા. આ વખતે પં० ધર્મસાગરજી અને પં० રામવિજયજીએ ફરી છાપાંઓના વિરોધ માટે ત્રીશની સહી કરવાની વાત ઉપાડી.

## અઢાર વર્ષની ઉમર જ જોઇએ

માણેકમુનિજી—તમે સોળ કે ગમે તેમ કરો, પણ હું તો અઢાર વર્ષ પહેલાંની ઉંમરવાળાને દીક્ષા ન આપવાના વિચારનો છું. તેમ થશે તો હું સહી કરીશ. શાંતિવિજયજીને માટે ઠરાવ થયો તેમાં બધાનો મત હતો, પણ તમે વિરોધ કર્યો તેથી ઊડી ગયો.

ભૂપેન્દ્રસૂરિજી—ભગવાનના વચનને વાંધો ન આવે અને સર્વાનુમતે પાસ થાય તે કરો. બાકી થોડાં પુસ્તકોનાં પ્રમાણ

આપવાં ને થોડાં મૂકી દેવાં ઉચિત નથી. તીર્થંકર, ગણધર, પૂર્વધરોના વાક્યોમાં વિરોધ ન આવે અને વર્તમાનના લોકો પણ સંતુષ્ટ થાય તેમ કરવું જોઇએ. વિલંબ શા માટે કરો છો ? તડકામાં રોજ આવવું મુશ્કેલભર્યું છે. દિવસો જવાથી લોકો પૂછે છે તો ઉત્તર આપતાં પણ શરમ આવે છે. બધા અહીં આવ્યા ત્યારે લાભ લેવાની અનેક વાતો મનમાં હતી, પણ હવે ગભરાઇને ચાલ્યા જશે.

આ પછી થોડી વાર મૌન રહ્યું હતું ને સમય પૂરો થતાં સહુ વિખરાયા હતા.

## સારાંશ

સંમેલનની કાર્યવાહીથી સાધુઓમાં અને ખુદ આચાર્યોમાં નિરાશા ફેલાઇ હતી. સહુ પોતપોતાના મંતવ્ય તરફ બધું બળ વાપરી રહ્યા હતા. હાથ મીલાવવા થોડા થોડો આગ્રહ મૂકવાની તૈયારી બહુ ઓછામાં જોવાતી હતી. છાપાવાળાંઓ સામે નિરર્થક બખાળા કાઢવામાં વખત પસાર થયો.

## પ્રકીર્ણ

સંમેલનમાંથી વિખરાયા પછી શ્રી વિજયસિદ્ધિસૂરિજી પાંજરાપોળ ખાતે શ્રી વિજયનેમિસૂરિજી પાસે ગયા હતા. પણ તેમણે તો તટસ્થવૃત્તિ દેખાડી હતી. પરન્તુ રાત્રે પાંજરાપોળમાં અગત્યની વ્યક્તિઓ એકઠી થતાં કેટલીક ઉપયોગી વાટાઘાટો થઇ હતી. સવાર પર તેનું ભાવિ નિર્ણીત હતું.

થોડા દહાડા પહેલાં મુનિસંમેલન અંગે યાત્રાળુઓની હારો ઉભરાતી હતી, ત્યાં બધું શ્મશાન દેખાતું હતું. સંમેલનમાં આઠ વર્ષની દીક્ષાનો ઠરાવ નથી થયો, એ સમાચાર બહાર પડતાં જનતામાં આશ્ચર્ય ફેલાયું હતું.

## ચૌદમો દિવસ

ચૈત્ર સુદ ૨, શનિવાર

તા. ૧૭ માર્ચ, ૧૯૩૪

આજે સવારે પાંજરાપોળના ઉપાશ્રયમાં ઘણા સાધુઓ એકઠા થયા હતા. લગભગ ત્રણ કલાક સુધી અહીં વાટાઘાટ ચાલ્યા બાદ, સંમેલનમાં ચર્ચવાના અગિયાર મુદ્દાઓ નવ જણની કમિટિને સોંપી દેવા, અને તેઓ ઠરાવનો ખરડો ઘડી, ત્રીશની કમિટિ આગળ રજૂ કરે એમ ઠરાવ્યું હતું. આ નવ વ્યક્તિઓ નીચે મુજબ હતી.

(૧) શ્રી વિજયનેમિસૂરિ
(૨) શ્રી સાગરાનંદસૂરિ
(૩) શ્રી વિજયનીતિસૂરિ
(૪) શ્રી વિજયવલ્લભસૂરિ
(૫) શ્રી વિજયભૂપેન્દ્રસૂરિ
(૬) શ્રી સાગરચંદ્રજી (પાયચંદ ગચ્છવાળા)
(૭) મુનિ શ્રી વિદ્યાવિજયજી
(૮) શ્રી વિજયસિદ્ધિસૂરિ
(૯) પં૦ રામવિજયજી.

### પ્રારંભ

આજે લગભગ દોઢ વાગે બધા સાધુઓ મંડપમાં આવી ગયા હતા. પ્રારંભમાં શ્રી વિજયનેમિસૂરિજીએ સાગરાનંદસૂરિજીને

સવારની હકીકત જાહેર કરવાનું સૂચન કર્યું હતું. એથી શ્રી સાગરાનંદસૂરિજી ધીમે ધીમે તે વાત કહેવા લાગ્યા, પરંતુ જોઇએ તે રીતે વાત કહેવાતી નહિ હોવાથી, શ્રી વિજયનેમિસૂરિજીએ વચમાં જ વાત ઉપાડી લીધી. દરમ્યાન મુનિ શ્રી વિદ્યાવિજયજી સામે દૃષ્ટિ પડતાં, તેમને જ બધી હકીકત જણાવવાની સૂચના કરી. આથી મુનિ શ્રી વિદ્યાવિજયજીએ બધાને સવારની હકીકત ટૂંકમાં સ્પષ્ટ ભાષામાં સંભળાવી દીધી હતી.

ત્યારબાદ શ્રી વિજયનેમિસૂરિજીએ નામો જણાવવાની સૂચના કરતાં નામ બોલાયાં. એ જ વખતે પરસુરણ ગ્રુપ પૈકીનાં ચંદ્રસાગરજી જેઓ પાંચ વર્ષ પૂર્વે સાગરાનંદસૂરિના શિષ્ય થયેલા ને છાણી મુકામે થયેલી મારામારી દરમ્યાન છુટા પડેલા હતા, તેઓ બોલી ઉઠયા કે 'આ ગ્રુપનો એક પણ સભાસદ કમીટીમાં કેમ નથી? અને પેલા એક જ ગ્રુપમાંથી પાંચ જણ છે, જ્યારે બાકીના બધામાંથી ચાર જણા છે. માટે અમારો આ સામે વિરોધ છે. ત્રીશની અનુમતિ સિવાય તમે કોઈ ઠરાવ કરી શકતા નથી.'

## ખરડો ઘડનારી કમીટી

શ્રી વિજયનેમિસૂરિજીએ આથી જણાવ્યું કે 'ઠીક ભાઇ! તમને આ કમિટિ પસંદ ન હોય તો તમારી જુવાન પાર્ટીમાંથી આ કમિટિ બનાવો. લો, હું પોતે જ નામો કહું.'

(૧) પુણ્યવિજયજી

(૨) રામવિજયજી

(૩) ચંદ્રસાગરજી

(૪) નંદનસૂરિજી

એક અવાજ—વિદ્યાવિજયજીનું નામ પણ રાખો.

નેમિસૂરિજી—ના, એ જુવાન નથી. એના દાંત પડી ગયા છે. કેમ વિદ્યાવિજય!

વિદ્યાવિજયજી—જી, હા. એ દાંતો બાકી છે, તે પણ પડાવી નાંખવાનો છું.

નોંધવા લાયક વાત તો એ હતી કે સવારે જ્યારે પાંચ નામો વધારીને નવ કરવામાં આવ્યા હતા, ત્યારે તેમનું તથા પં. રામવિજયજીનું નામ જુવાન તરીકે દાખલ કરવામાં આવ્યું હતું. પરંતુ આ ચારની નિમણુંક સામે કોઇને વાંધો ન હતો. એટલે બધાએ તેમને ખરડો ઘડનારી કમીટી તરીકે સ્વીકાર્યા.

## નવભારતમાં સમાચાર કોણે મોકલ્યા?

ત્યારબાદ એક સાધુએ જણાવ્યું કે હંમેશાં એકપક્ષીય સમાચારની બૂમો આવે છે, પણ આજના નવભારતમાં કેવા સમાચાર છપાયા છે? 'બાળદીક્ષાનો ઠરાવ પાસ થઇ ગયો.' આ સમાચાર અમદાવાદથી મોકલાયા છે અને તેની મૂળ નકલ અમારી પાસે આવી છે. માટે નિશ્ચિત કરો કે એવા એકપક્ષીય સમાચાર આપનારને શું પ્રાયશ્ચિત આપવું?

એક અવાજ–મૂળ નકલ બતાવો જોઇએ?

પ્રત્યુત્તર–પહેલાં પ્રાયશ્ચિત નક્કી કરો. હજી તો સંમેલન ચાલે છે. સહુ જાણે છે કે ઠરાવ પસાર નથી થયો; છતાં આવા જૂઠા સમાચાર કેમ છપાય?

## સમાચાર છપાવવાની તરફેણ!

આ વખતે ભારે કોલાહલ મચી ગયો અને 'સહુને મન

ફાવતું લખવાની છૂટ છે.' એ મતલબના બંને પક્ષમાંથી ઉદ્ગારો નીકળવા લાગ્યા. હજી આગલા દિવસ સુધી છાપામાં ત્રીસની સહી વિના આવનારા લખાણને અયોગ્ય, એકપક્ષી અને બિન-જવાબદાર ઠરાવી દેવાનો ઝંડો પકડનારાઓ, પોતે જ આમ છાપામાં એકપક્ષીય સમાચાર છપાવવાની તરફેણમાં કઇ રીતે બોલે છે, તે સમજી શકાતું નહોતું.

એક કલાકની આવી ભાંગતોડ પછી, ને આજકાલના એક સાધુના ડોકું ધુણાવવા માત્રથી, ચાર ઉપર વિશ્વાસ મૂકી, સહુ હતાશ હૃદયે મંડપમાંથી બહાર નીકળી ગયા. એ વખતે લગભગ અઢીનો સુમાર થયો હતો. હવે ચારની કમિટિ ઠરાવો ઘડીને લાવે ત્યારે જ બધાને મળવાનું હતું.

## સારાંશ

ખરડો ઘડનારી કમિટિ નીમાઇ.

આમ મોટાઓએ પોતાના માથેથી ભાર ઉતારી નાખ્યો, અને જુવાન ટોળીને માથે નાંખ્યો.

## પ્રકીર્ણ

છાપા સામેની જેહાદનો ભંગ જેહાદ કરનારાઓને હાથે જ થયો, એટલે છાપાના સમાચાર સામે સંમેલનમાં જેહાદ જગવનારાઓ 'નવભારત'માં પ્રગટ થયેલ સમાચારે ચૂપ થયા, પણ કેટલાક ગૃહસ્થો દ્વારા, અત્યાર સુધી એકધારી વિગતો જનતા સામે રજૂ કરનાર 'જૈન જ્યોતિ'ના દૈનિક વધારાઓ સામે પ્રચારકાર્ય થવા માંડયું.

## પંદરમો દિવસ

ચૈત્ર સુદ ૩, રવિવાર

તા. ૧૮ માર્ચ, ૧૯૩૪

આજે સવારે આઠ વાગે ખરડો ઘડનારી સમિતિ પાંજરાપોળમાં મળી હતી, અને અઢી કલાક સુધી અંદર વાટાઘાટ ચલાવી હતી. આ સમિતિએ સાધુસંમેલને નક્કી કરેલા અગિયારેય મુદ્દાઓ ઉપર ખરડો કરવાનો હતો. તેમાં દીક્ષાનો પ્રશ્ન જે અગાઉ હાથ ધરાઈ ગયો હતો તે જ પ્રશ્ન અહીંપણ ચર્ચાયો હતો.

આ ચારની કમિટિ પૈકી નંદનસૂરિજી, ચંદ્રસાગરજી અને રામવિજયજી તદ્દન જૂની ઘરેડના અને વાતવાતમાં 'અવિચ્છિન્ન પ્રભાવશાળી ત્રિકાલાબાધિત વીતરાગશાસન' બોલનારા હતા. જ્યારે મુનિ શ્રી પુણ્યવિજયજી શાસ્ત્રના સમર્થ જ્ઞાતા હોવા છતાં ખૂબ સરળ અને દ્રવ્યક્ષેત્રકાળભાવને ઉચિત પરિવર્તનમાં માનનારા હતા.

શાસ્ત્રીય પાઠો ઘણાખરા મોઘમ હોવાથી તેના અર્થોમાંથી પણ સહુ પોતપોતાના મત પ્રમાણેનો ભાવાર્થ ખેંચતા હતા. સવારની અઢી કલાકની ચર્ચા ખતમ થયા પછી ફરી પાછા તેઓ દોઢ વાગતા મળ્યા હતા. એ વખતે દીક્ષા સંબંધી અધૂરી રહેલી ચર્ચા આગળ ચાલી હતી; પરન્તુ કોઈ પણ જાતનું પરિણામ આવ્યું નહોતું.

## સોળમો દિવસ

ચૈત્ર સુદ ૪, સોમવાર

તા. ૧૯ માર્ચ, ૧૯૩૪

સોળમા દિવસે સાધુસંમેલનની ચાલુ બેઠક બંધ હતી, પણ ઠરાવોનો ખરડો ઘડનારી ચારજણની કમિટિ ઝપાટાબંધ કામ કરી રહી હતી. લગભગ સાંજે શહેરમાં એવી હવા પ્રસરી હતી, કે એ કમિટિ કાલે પોતાનો રિપોર્ટ રજૂ કરવાની શક્તિમાં આવશે. અને પાછળથી દરેક ઉપાશ્રયે સાધુઓને આવતીકાલે મંડપમાં ભેગા થવાના સમાચાર પહોંચાડવામાં આવ્યા હતા.

### પ્રકીર્ણ

શ્રી વિજયનીતિસૂરિજીના શિષ્ય ઉપા૦ દયાવિજયજી તથા બીજા ત્રણ સાધુઓ રવિવારને રોજ વિહાર કરી ગયા હતા. આવતી કાલે પણ કેટલાક સાધુઓ વિહાર કરવાના હતા. શ્રી વિજયનીતિસૂરિજી ટૂંક સમયમાં જ મુંબઈ તરફ વિહાર કરવાનો વિચાર કરી રહ્યા હતા. મુનિશ્રી જયંતવિજયજી આદિ થોડા દિવસમાં જ રાધનપુર તરફ વિહાર કરે તેવી સંભાવના હતી અને એ જ રીતે સહુ ઓળી પહેલાં વિખરાવા લાગે તેવો સંભવ પેદા થયો હતો.

## સત્તરમો દિવસ

### ચૈત્ર સુદ ૫, મંગળવાર

### તા. ૨૦ માર્ચ, ૧૯૩૪

આઈ કાલની પરિસ્થિતિ ઉપર આજે સત્તરમા દિવસે ભારે અટકળો ચાલી રહી હતી. ચારજણની કમિટિ પોતાનો રિપોર્ટ તૈયાર કરવાને નગરશેઠના વંડે ઝપાટાબંધ કામ કરી રહી હતી, અને વિજયમુહૂર્ત્તમાં તેઓએ પોતાનો ખરડો તૈયાર કરી છેવટની સહીઓ મૂકી, એ સમાચારે વાતાવરણમાં કાંઇક અંશે આશાનો સંચાર થયો હતો.

એક વાગ્યાથી સાધુઓ મંડપમાં આવવા લાગ્યા હતા. તે છેક પોણાબે વાગ્યા સુધી આવ્યા કર્યા, ને એ વખતે સભાનું કામકાજ શરૂ થયું.

પ્રારંભમાં શ્રી વિજયનેમિસૂરિજીએ ત્રણ નવકારથી મંગળાચરણ કર્યું. આજે વાતાવરણમાં ગંભીરતા તથા ઉત્સુકતા વિશેષ જણાતી હતી. સહુના મનમાં એક જ પ્રશ્ન હતો, કે સોળ-સોળ દિવસો પસાર થવા છતાં આપણે કાંઇ ન કર્યું, ને આ ચાર જણની કમિટિએ અઢી દિવસમાં પોતાનું કામ પતાવ્યું, તે એમાં શું કર્યું હશે? મંગળાચરણ પૂરું થયા પછી શ્રી વિજયનેમિસૂરિજીએ શ્રી નંદનસૂરિજીને ખરડો વાંચી સંભળાવવાની સૂચના કરી. શ્રી નંદનસૂરિજીએ નીચેના સારાંશનો ખરડો સભા સમક્ષ વાંચી સંભળાવ્યોઃ—

॥ श्री शंखेश्वरपार्श्वनाथाय नमः ॥
पान्तु वः श्री महावीरस्वामीनो देशनागिरः ।
भव्यानामान्तरमलप्रक्षालनजलोपमाः ॥

"રાજનગરમાં એકત્રિત થયેલ જૈનશ્વેતામ્બર મૂર્તિપૂજક મુનિસંમેલને જરૂરી વિષયો ચર્ચીને નિર્ણીત કરવા માટે ત્રીસની મંડળી નીમી હતી. એ ત્રીસની મંડળીએ ચર્ચીને નિર્ણીત કરવા માટે નિર્ણીત કરેલા અગિયાર વિષયો ચર્ચા, તેનો ખરડો કરવા માટે અમારા ચારની મંડળી નિયત કરી. તે સત્તાની રૂઇએ અમે ચારે, એ વિષયો ઉપર, નીચે પ્રમાણેનો જે ખરડો તૈયાર કર્યો છે, તે ત્રીસની સમક્ષ જાહેર કરીએ છીએ.

## ૧. દીક્ષા

૧. વયની અપેક્ષાએ આઠ વર્ષથી અતિશય વૃદ્ધાવસ્થા ન થાય ત્યાં સુધી દીક્ષાની યોગ્યતા સ્વીકારી છે.

૨. સોળ વર્ષની અંદરનાને યોગ્ય તપાસ અને માતાપિતાદિ વાલીની સમ્મતિની ચોકસાઈ કરી દીક્ષા આપવી જોઇએ.

૩. સોળ વર્ષની અંદર, માતાપિતાની આજ્ઞા વિના દીક્ષા આપવામાં આવે તો શિષ્યનિષ્ફેટીકા લાગે, પણ સોળ વર્ષથી ઉપર લાગે નહિ.

૪. સોળ વર્ષ પછીની ઉમ્મરવાળો દીક્ષા લેનાર માતા, પિતા, ભગિની, ભાર્યા વિગેરે જે નિકટસંબંધવર્ત્તી હોય; તેની અનુમતિ મેળવવા માટે, તે તે પ્રયત્નો કર્યા છતાં પણ, અનુમતિ ન મળે તો દીક્ષા લઇ શકે છે.

૫. દીક્ષા લેનારે પોતાની સ્થિતિને અનુસારે પોતાનાં વૃદ્ધ માતા, પિતા, સ્ત્રી અને નાના પુત્રપુત્રીના નિર્વાહનો પ્રબંધ કરેલો હોવો જોઇએ.

૬. દીક્ષા લેવા આવનારની યોગ્ય પરીક્ષા કર્યા પછી જ તેને દીક્ષા આપવી જોઇએ.

૭. દીક્ષા માટે મુહૂર્તાદિ જોવાનો વિધિ છે.

૮. ચોમાસામાં દીક્ષા આપવાના સંબંધમાં શ્રી નંદનસૂરિજી અને પૂણ્યવિજયજી જણાવે છે કે-નિશિથભાષ્ય તથા ચૂર્ણી વિગેરે પાઠોથી, જે અપવાદથી કે ઉત્સર્ગથી વિધિ કે નિષેધ છે તે સમ્મત જ છે, પણ આપણી સામાન્ય રીતે ચાલી આવતી પરિપાટી પ્રમાણે ચોમાસામાં દીક્ષા ન અપાય તે ઠીક લાગે છે.

આ સંબંધમાં પં૦ શ્રી રામવિજયજી જણાવે છે કે શ્રી પ્રવચન સારોદ્ધારવૃત્તિ, દશવૈકાલીકચૂર્ણી, દશાશ્રુતસ્કંધચૂર્ણી, દશવૈકાલિક હારિભદ્રીવૃત્તિ, શ્રુતિકલ્પવૃત્તિ, સ્થાનાંગીસૂત્રવૃત્તિ, દશાશ્રુતસ્કંધના ચોથા અધ્યાયની વૃત્તિ, આદિ અનેક શાસ્ત્રોમાં ચોમાસાની દીક્ષાના નિષેધનો સ્પષ્ટ વિધિ હોવાથી નિશિથ ભાષ્ય અને નિશિથચૂર્ણીમાં પુરાણ અને ભાવિત શ્રાદ્ધને દીક્ષા આપવાનું કરવામાં આવેલું વિધાન, આપવાદિક હોય, એમ લાગે છે; અને એ વિધાન મુજબ અતિશ્રદ્ધાળુ રાજા અને અમાત્ય આદિને આપવા યોગ્ય દીક્ષા અટકાવી શકાય નહિ.

આ સંબંધમાં શ્રી ચંદ્રસાગરજી જણાવે છે કે-નિશિથ ભાષ્ય તથા ચૂર્ણી વગેરે પાઠોથી, જે અપવાદથી કે ઉત્સર્ગથી વિધિ કે નિષેધ છે તે સમ્મત જ છે, પણ ભાવિત શ્રાદ્ધાદિને આપવામાં હરકત નથી

૯. રાત્રિએ દીક્ષા આપવાના સંબંધમાં શ્રી નંદનસૂરિજી, શ્રી પુણ્યવિજયજી તથા શ્રી ચંદ્રસાગરજી જણાવે છે કે-તે સંબંધમાં સૂત્રોક્ત વિધિ કે નિષેધ જે કાંઇ છે તે સમ્મત જ છે, પણ રાત્રિએ દીક્ષા ન આપવી તે ઠીક લાગે છે.

આ સંબંધમાં જ પં૦ રામવિજયજી જણાવે છે કે–દીક્ષા આપવામાં પ્રશસ્ત દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવ જોવાનો વિધિ હોવાથી રાત્રિએ દીક્ષા આપવાનો વિધિ હોઇ શકે નહિ.

તા૦ ક૦ શ્રી પૂણ્યવિજયજી જણાવે છે કે–ઉપર્યુક્ત વસ્તુને સ્વીકારવા છતાં દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવને આશ્રીને અને ધર્મની સંભાવ્યમાન હાનિને આશ્રીને, પ્રવજ્યાના વિષયમાં વિવિધ ફેરફારો, જેવા કે પ્રવજ્યાની વયનું ધોરણ, સ્ત્રીને અનુમતિને લગતું ધોરણ, સોળ વર્ષથી ઉપરના દીક્ષાર્થીને નસાડવા ભગાડવાને લગતું ધોરણ વિગેરેમાં ફેરફારો થઇ શકે છે, એ માન્યતાને હું જતી કરતો નથી.

## ૨. દેવદ્રવ્ય.

૧. પૂજા આરતિ આદિ પ્રભુભક્તિ નિમિત્તે થતી બોલીઓનું દ્રવ્ય દેવદ્રવ્ય છે.

૨. દેવદ્રવ્યનો ઉપયોગ જિનચૈત્ય, જિનમૂર્તિ અને આભરણાદિમાં થઇ શકે છે.

આ સંબંધમાં પં૦ રામવિજયજી તથા શ્રી ચંદ્રસાગરજી જણાવે છે કે–ઉપધાન આદિનું અને સ્વપ્ન વગેરેની બોલીનું દ્રવ્ય પણ પૂર્વ પુરુષોના કથનાનુસાર દેવદ્રવ્યમાં જ ગણી શકાય.

અહીં શ્રી પુણ્યવિજયજી જણાવે છે કે–માલારોપણ અને સ્વપ્ન વગેરેની બોલીઓનું દ્રવ્ય દેવદ્રવ્યમાં જ જવું જોઇએ એમ નથી, પણ તે તે બોલીઓના ઔચિત્યને ધ્યાનમાં લઇ યથાયોગ્ય બીજા ખાતામાં પણ લઈ જઈ શકાય.

૩. મંદિરો અને મંદિરોની પેઢીઓના વહીવટદારોને મંદિર સંબંધી કાર્ય માટે જરૂરી મિલકત રાખી બાકીની

મિલકતમાંથી જીર્ણોદ્ધાર અને નવીન મંદિરો માટે ઉપયોગ કરવો જોઇએ, એમ આ સમ્મેલન ભલામણ કરે છે.

## ૩ શ્રમણ સંઘની વ્યાખ્યા

૧. વ્યાખ્યા—શ્રમણ પ્રધાન જે સંઘ તે શ્રમણ સંઘ. એટલે સાધુ છે પ્રધાન જેમાં એવો સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકા રૂપ ચતુર્વિધ સંઘ તે શ્રમણસંઘ.

૨. ચતુર્વિધ સંઘ પૈકીના શ્રાવકોની યોગ્ય સલાહ લેવામાં સાધુઓને વાંધો હોવો જોઇએ નહિ.

## ૪ સાધુઓની પવિત્રતામાં વધારો થાય તે સંબંધીનો વિચાર.

તેઓ જણાવે છે કે આ વિષય શ્રી નંદનસૂરિજી તથા શ્રી પુણ્યવિજયજી સમ્મેલનને સોંપે છે, જ્યારે પં૦ શ્રી રામવિજયજી તથા શ્રી ચંદ્રસાગરજી જણાવે છે કે,

૧. સગવડ હોય તો ગોચરીપાણી માટે બે સાધુએ સાથે જ જવું જોઇએ.

૨. વિહારમાં ઉપધિ ઉપડાવવા વગેરેમાં અવશ્ય વિવેક રાખવો જોઇએ.

૩. એકલવિહારીપણું ટાળવા માટે એક સમુદાયનો સાધુ બીજા સમુદાયમાં રહેવા માગતો હોય; ને સમુદાયવાળા હા પાડતા હોય તો તે માટે ગુરુએ પ્રબંધ કરી આપવો એ ઉચિત લાગે છે.

૪. વિહારની સુલભતા અને ભિક્ષાની શુદ્ધિ માટે શાસ્ત્રોએ દર્શાવેલાં કુલોની ભિક્ષા સર્વવ્યાપક બનાવવી જોઇએ.

૫. ગુરુપૂજન, જ્ઞાનની ઉપજ અને મકાનો આદિ ઉપર સાધુઓએ અંગત હક ન રાખવો જોઇએ.

## ૫ તીર્થોની વ્યવસ્થા

તીર્થોની વ્યવસ્થાના પ્રશ્નમાં તેઓ બધા એકમત થયા હતા; અને નીચેના ત્રણ ઠરાવો ઘડ્યા હતા.

૧. તીર્થોની યોગ્ય વ્યવસ્થા માટે શેઠ આણંદજી કલ્યાણજીની પેઢી તરફથી એક કમીટી નીમાવી જોઇએ કે—જે કમિટિ તીર્થ સંબંધી વ્યવસ્થા કરે અને તીર્થ સંબંધી યોગ્ય માહિતી મેળવી આગેવાન સાધુઓને તથા આગેવાન શ્રાવકોને જ્ઞાત કરે.

૨. તીર્થોના સંબંધમાં વિદ્વાન સાધુઓએ જાણકાર રહેવું જોઇએ.

૩. તીર્થોના જીર્ણોદ્ધારાદિનું કાર્ય કરનારાઓને આ સમ્મેલન ભલામણ કરે છે કે મૌલિક અને પ્રાચીન શિલ્પકળા હણાઈ ન જાય તેની પૂરતી સાવચેતી રાખવી જોઇએ.

## ૬ સાધુસંસ્થામાં જ્ઞાનાદિકનો પ્રચાર

સાધુસંસ્થામાં જ્ઞાનાદિનો પ્રચાર કેમ થાય એ વિષયમાં તેઓએ નીચે મુજબ અભિપ્રાય આપ્યો છેઃ

૧. આગમશાસ્ત્રોનો અભ્યાસ સમુદાયના વડીલે અથવા તે તે આગમના જાણકાર મુનિએ સાધુઓને કરાવવો જોઇએ.

૨. સાધુઓની દર્શનશુદ્ધિ વધે તેવા પ્રયત્નો સમુદાયના વડીલે નિરંતર કરવા જોઇએ.

૩. ચારિત્રક્રિયામાં સાધુઓ તત્પર રહે તેની કાળજી પણ વડીલે અવશ્ય રાખવી જોઇએ.

આ સંબંધમાં શ્રી નંદનસૂરિજી સિવાયના ત્રણે જણાવ્યું

હતું કે—અમદાવાદ, મેસાણા, મુંબઈ, સુરત, પાટણ વડોદરા વગેરે અનુકુળ સ્થળોએ વ્યાકરણ ન્યાયાદિ વિષયોના જ્ઞાન માટે પંડિતો રાખી દરેક સાધુ સાધ્વીને ભણવાની સગવડ કરવા આ સમ્મેલન શ્રાવકસંઘને ભલામણ કરે છે અને વધુમાં શ્રાવક સંઘને એ પણ ભલામણ કરે છે કે ભંડાર આદિમાંથી ગ્રંથ વાંચવા ભણવા માટે પુસ્તકો પણ છુટથી મળી શકે તેવા પ્રબંધ કરવો જોઇએ.

## ૭ દેશનાનો નિર્ણય

૧. જૈન મુનિઓ ધર્મપ્રધાન દેશના આપી શકે છે.

આ સંબંધે પં૦ શ્રી રામવિજયજી તથા શ્રી ચંદ્રસાગરજી ઉમેરે છે કે દેશનાથી અશુભ આશ્રવના માર્ગમાં કોઇ પણ ન જોડાય તેનો ખ્યાલ ધર્મોપદેશકોએ પૂરેપુરો રાખવો જોઇએ. તેમ જ અશુભ આશ્રવની પરંપરા વધે તેવી જાતનો ઉપદેશ ન થઈ જાય તેની પણ કાળજી જૈન મુનિઓએ અવશ્ય રાખવી.

## ૮ શ્રાવકોની ઉન્નતિ માટે સાધુઓ કેટલો પ્રયત્ન કરી શકે ?

૧. સાધુઓ શ્રાવકોની ઉન્નતિ માટે શ્રાવકોદ્ધાર વગેરે સાધર્મિક ભક્તિનો ઉપદેશ આપી શકે છે.

આ સંબંધમાં પં૦ શ્રી રામવિજયજી વધુ જણાવે છે કે સાધુઓ શ્રાવકોની ઉન્નતિ માટે 'શ્રાવકો શ્રાવકપણામાં સ્થિર બને અને મોક્ષમાર્ગની આરાધનામાં વધુ ને વધુ ઉત્સુક થાય' એ રીતના શ્રાવકોદ્ધાર વગેરે સાધર્મિક ભક્તિના ઉપદેશ આપી શકે.

## ૯ સંપની વૃદ્ધિ કેમ થાય ?

સંપની વૃદ્ધિ કેમ થાય તે માટે બહુ ઊંડાણમાં ન

ઉતરતાં નીચેનો અભિપ્રાય તેઓએ વ્યક્ત કર્યો છે.

૧. પરસ્પરના વિરુદ્ધ વિચારોનું ખંડન કરતાં વ્યક્તિગત આક્ષેપો ન થઈ જાય તેની કાળજી રાખવી જોઇએ.

## ૧૦ આક્ષેપોના પ્રતિકાર માટે

ધર્મ ઉપર થતા આક્ષેપોના પ્રતિકાર માટે યોગ્ય ઉપાયો યોજવા સંબંધમાં તો અગાઉના ઠરાવને બહાલી જ આપી છે.

આ સંબંધમાં જે મુનિ મંડળી નીમાઈ છે તે મુનિ મંડળીએ પોતાનો કાર્યક્રમ ઘડી કાઢવો જોઇએ.

## ૧૧ ધર્મમાં રાજસત્તાનો પ્રવેશ

૧. ધર્મમાં રાજસત્તાના પ્રવેશને અયોગ્ય ગણીએ છીએ.

વધુમાં પં૦ રામવિજયજી તથા શ્રી ચંદ્રસાગરજી જણાવે છે કે

(अ) ધર્મમાં રાજ્યસત્તાનો પ્રવેશ ન થાય તેના માટે સાધુઓએ સતત પ્રયત્નો ચાલુ રાખવા જોઇએ, એટલે કે રાજ્યના અધિકારીઓને સત્ય વસ્તુથી અને વાસ્તવિક પરિસ્થિતિથી પરિચિત કરવાના પૂરેપુરા પ્રયત્નો થવા જોઇએ.

(ब) ધર્મમાં થયેલા રાજસત્તાના પ્રવેશને દૂર કરવા માટે તાત્કાલિક વિરોધ જાહેર કરવા પૂર્વક ઘટતા પ્રયત્નો અખત્યાર કરવા જોઇએ.

પરંતુ રાજ્યસત્તા ક્યા કારણોએ દખલગીરી કરવાનો વિચાર કરે છે, તેનો આમાં કાંઈ વિચાર થયેલો નથી.

શાસ્ત્રમાં બતાવેલ વિધિ–નિષેધ વસ્તુઓ જે પ્રમાણે છે તેને તેજ પ્રમાણે કાયમને માટે સ્વીકારી, હાલના અનિચ્છનીય વાતાવરણની શાંતિને માટે શાસ્ત્રને બાધ ન આવે તેવી રીતે;

શાસ્ત્રાનુસારે દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવને લક્ષમાં રાખી યથામતિ અમોએ અમારા વિચાર બતાવ્યા છે. તેમાં કાંઇ પણ શાસ્ત્રબાધ જણાય તો સુધારણાને અવકાશ છે.

નીચે ચાર જણાની સહી તથા સ્થળ નિર્દેશો.

જે વખતે ખરડો વંચાઈ રહ્યો, ત્યારે લગભગ એનો સુમાર થયો હતો.

વલ્લભસૂરિજી—ત્રીજો વિષય શ્રમણ સંઘનો છે. તેમાં લખ્યું છે કે ચતુર્વિધ સંઘમાંના શ્રાવકોની સંમતિ લેવામાં વાંધો નથી. તો ચર્ચાના વિષયો પૈકી દીક્ષા અને દેવદ્રવ્ય આ બે વિષયોમાં શ્રાવકો બોલે તો સારું.

વિદ્યાવિજયજી—મારી પ્રાર્થના છે કે સમાજમાં જે અગ્રગણ્ય શ્રાવકો છે, તેઓ અહીં બેસી દીક્ષા અને દેવદ્રવ્યના વિષયમાં સંમતિ આપે તો સારું. શેઠ આણંદજી કલ્યાણજીના સ્થાનિક પ્રતિનિધિઓ બેસે તો કામ સરસ થાય.

વલ્લભસૂરિજી—મારા કાનમાં વાત આવી છે કે થોડા જ વખતમાં શ્રી જૈન શ્વે૦ કોન્ફરન્સ થવાની છે. તે કોન્ફરન્સમાં સાધુ સંમેલનના ઠરાવો પાસ થઈ જાય, તો વિના પૈસે અને વિના મહેનતે ઘરઘર પ્રચાર થઇ શકે. અને જૈન જગતને માલૂમ થાય કે સાધુ સંમેલને કંઈ પણ કર્યું. હું વિદ્યાવિજયજીના મતને મળતો થાઉં છું કે અહીં શેઠ આણંદજી કલ્યાણજીની પેઢીના પ્રતિનિધિ બેસે.

આ વખતે વિદ્યાવિજયજીએ બહારગામથી આવેલા કેટલાક પ્રતિષ્ઠિત ગૃહસ્થો પણ બેસે એવી સૂચના કરી હતી. પણ શ્રી વિજયવલ્લભસૂરિજીએ જણાવ્યું હતું કે "એથી બીજા શ્રાવકોને

પણ બોલાવવા પડે અને એમ ન થાય તો પક્ષપાત થયો ગણાય." એથી શ્રી વિદ્યાવિજયજીએ પોતાની સૂચના જતી કરી હતી.

ઉપાધ્યાય શ્રી દેવવિજયજીએ ચર્ચા દરમ્યાન શેઠ આ૦ ક૦ ની પેઢીના પ્રતિનિધિઓને બેસવાની વાતમાં ટેકો આપ્યો હતો.

નેમિસૂરિજી—શેઠ આણંદજી કલ્યાણજીની પેઢીના પ્રતિનિધિઓ તો હોય; પણ જે મુખ્ય હોય, જેમ કે નગરશેઠ. તે આવી શકે કે નહિ ? કેમ કે એમણે તો આ કાર્યમાં બહુ મહેનત કરી છે.

વલ્લભસૂરિજી તથા વિદ્યાવિજયજી—જરૂર આવી શકે.

નેમિસૂરિજી—આ ખરડામાં સુધારો કરવામાં આવે તેમાં વાંધો નથી, પણ નકામું ડોળાય નહિ એ માટે ટાઇમ વેસ્ટ કરવો ન જોઇએ. બોલો ભાઈ ! શેઠ આ૦ ક૦ ની પેઢીના પ્રતિનિધિઓને બોલાવવા છે ? બધાને મંજુર છે ? આપણે ખરડામાં પણ લખ્યુ છે કે શ્રાવકોની યોગ્ય સલાહ લેવી જોઇએ.

વલ્લભસૂરિજી—બધાને મંજુર હોય તો આગેવાન શ્રાવકોને ખબર આપો.

નેમિસૂરિજી—આજ તો કેમ આવી શકે ? વ્યાપારી કોમ છે. દોઢ કલાક બાકી રહ્યો છે. બોલાવીએ એટલામાં ચાર વાગશે. કાલ ઉપર રાખો.

નેમિસૂરિજી—ભાઇ એમ છે કે શેઠ આણંદજી કલ્યાણજીની પેઢીના પ્રતિનિધિઓ શેઠ કસ્તુરભાઇ લાલભાઇ, શેઠ પ્રતાપભાઈ અને શેઠ સારાભાઇ ડાહ્યાભાઈ સંમેલનમાં આવી કાંઈ કહેવા ચાહે છે. બોલાવવાની સંમતિ છે ?

ચારે બાજુથી સંમતિના અવાજો આવ્યા. જો કે પં૦ રામવિજયજીનું ગ્રુપ શાંત હતું. બહાર ખબર આપવાથી એ ત્રણે સદ્ગૃહસ્થો અંદર આવ્યા, જ્યારે એ ઉપર ઘડિયાળે વીશ મિનિટ બતાવી હતી. તેમણે કેશરિયાજી અંગેની બધી પરિસ્થિતિથી મુનિઓને વાકેફ કર્યા.

આથી મુનિ મંડળે કેશરિયાજી તીર્થ વિષેનો જે ઠરાવ હજી પતાવ્યો ન હતો, તે હાથ ધર્યો ને ઘટતા સુધારા વધારા સાથે એકી અવાજે પસાર કર્યો. આથી આખી મુનિ મંડળીમાં આનંદ આનંદ છવાઇ રહ્યો ને ઠરાવમાં વિલંબ થવાને કારણે ઉદેપુરના સત્તાધીશો, એનો જે મનફાવતો અર્થ કરી રહ્યા હતા, તેને સખ્ત ફટકો પડયો. કેશરિયાજી તીર્થ માટે બધા જ જૈનોની એક સરખી લાગણી છે, અને પદ્ધતિમાં ગમે તેવો મતભેદ હોવા છતાં શ્રી શાંતિવિજયજીએ આપેલ આત્મભોગની પ્રશંસા કરે છે; તથા એ જ કહીને એમને પોતાનું પીઠબળ આપે છે એ બતાવી આપ્યું.

નક્કી થયેલો ઠરાવ પં૦ શ્રી રામવિજયજીએ નીચે મુજબનો વાંચી સંભળાવ્યો હતો.

"અમદાવાદમાં મળેલ અ૦ ભા૦ જૈ૦ શ્વે૦ મૂર્તિપૂજક સાધુ સંમેલન શ્રી કેશરિયાજી તીર્થના સંબંધમાં વિકટ પરિસ્થિતિને અંગે શ્વે૦ મૂ૦ ના હક્કને અબાધિત રાખવા માટે, શ્રી શાંતિવિજયજી વર્તમાનમાં જે યોગ્ય પ્રયત્નો કરી રહેલ છે, તેને અંતઃકરણપૂર્વક અનુમોદન આપે છે; અને શેઠ આણંદજી કલ્યાણજીની પેઢીના પ્રતિનિધિઓને ભલામણ કરે છે કે એ માટે સત્વર ઉપાય લે."

નેમિસૂરિજી—હવે આવતીકાલ માટે શું કરવું છે ?

સાગરાનંદસૂરિજી—મને લાગે છે કે આપણે પહેલાં ચર્ચા કરી નક્કી કરીએ. પછી શ્રાવકોની સલાહ લેવાય.

વલ્લભસૂરિજી—શ્રાવકો બેસે તો સારું છે.

ચંદ્રસાગરજી—અમે ચાર જણે દીક્ષાના વિષયમાં જે ઠરાવ કર્યો છે; તેમાં તો વાંધો નથી ને ?

વલ્લભસૂરિજી—ઠરાવ નથી, પણ કલમ છે.

પુણ્યવિજયજી—મને બોલવાનો હક્ક મળે તો બોલું.

નેમિસૂરિજી—હા, બોલો, બોલો.

પુણ્યવિજયજી—પહેલાં જે વાત લખી છે તે શાસ્ત્રદષ્ટિએ માન્યતા લખી છે, પછી વર્તમાન દૃષ્ટિએ જે ફેરફારો કરવા છે, તે કરવા જોઇએ.

વિદ્યાવિજયજી—આપણે દીક્ષાવિષયમાં જે કલમો લખી છે, તે ટૂંકાણમાં લખવી જોઈએ.

પુણ્યવિજયજી—મને એમ લાગે છે કે શાસ્ત્રમાં કેવા પાઠો છે તે નોટમાં લખી લેવા જરૂરના છે, નહિ તો આ બધી વસ્તુઓ લોકોની ધ્યાન બહાર રહેશે. અમે અમારા નિયમોનો ખરડો કર્યો એમાં સંમેલન ઉચિત સમજે તો સુધારો કરી શકે.

ત્યારબાદ ખરડાની વધુ નકલો કરાવવા નગરશેઠને સોંપી દેવા બધાનો મત થયો. શ્રી સાગરાનંદસૂરિજીએ સૂચના કરી કે ટાઇપ થાય તો સારું છે. ઉપાધ્યાય દેવવિજયજીએ જણાવ્યું કે આખરે ખરડો સવારે છાપામાં છપાઇ જશે. એકેકી નકલ મેળવી લેજો.

ત્યારબાદ ઠરાવોની ચર્ચા આવતીકાલ ઉપર રાખી સભા વિસર્જન થઇ હતી.

## અઢારમો દિવસ

ચૈત્ર સુદ ૬, બુધવાર

તા. ૨૧ માર્ચ, ૧૯૩૪

આજે કાર્યનો પ્રારંભ ૧-૧૫ મિનિટે થયો હતો. શ્રી વિજયનેમિસૂરિજીની તબિયત અસ્વસ્થ હોવાથી તેઓ બહાર હવામાં બેઠા હતા. શરૂઆતમાં ઉપાધ્યાય શ્રી દેવવિજયજીએ જણાવ્યું હતું કે 'સદ્દેશ પત્ર ઉપરથી જણાય છે કે કેશરિયાજીની બાબતમાં યોગીરાજ શ્રી શાંતિવિજયજીએ ફરીથી ઉપવાસ ચાલુ કર્યા છે.' ત્યારબાદ ઉપાશ્રયે ઉપાશ્રયે સાધુઓ બિમાર છે તે સંબંધી વાતો નીકળી હતી.

રંગવિમળજી—જલદી નિવેડો લાવો ને સાધુઓને રજા આપો.

આ પ્રસંગે ઉ૦ શ્રી દેવવિજયજીએ જણાવ્યું હતું કે 'જે ખરડો રજુ કર્યો છે તેમાં સુધારાની બહુ જરૂર છે. દીક્ષા દેનાર અને દીક્ષા લેનાર બંને કેવા હોવા જોઇએ તે ખાસ વિચારવાનું છે. ધર્મબિંદુમાં એ બંનેના ગુણો બતાવવામાં આવ્યા છે. આજે તો જેમને નવકાર પણ ન આવડતા હોય, તેઓ દીક્ષા આપે છે; તે કેમ યોગ્ય ગણી શકાય?

વલ્લભસૂરિજી—આનું સમાધાન શું થઇ શકે અને કોણ કરી શકે? અત્યારે તો હાલતાં ચાલતાં દીક્ષા આપી શકાય છે. ખરી રીતે લેનાર દેનાર બંનેમાં યોગ્યતા હોવી જોઇએ.

સાગરાનંદસૂરિજી—દેનારમાં સંયમ હોય તો દીક્ષા આપી શકે.

વલ્લભસૂરિજી—જો એમ જ હોય તો દીક્ષા દેનારના ગુણો લખવાની જરૂર નહોતી. ગીતાર્થ સિવાય દીક્ષા દેવાનો અધિકાર છે કે નહિ?

સાગરાનંદસૂરિજી—નહિ.

વલ્લભસૂરિજી—તો પછી ગીતાર્થમાં કયા ગુણો હોવા જોઇએ, તે નક્કી કરવા જોઇએ અને તે કામ ગીતાર્થનું જ રહેવું જોઇએ.

(અહીં ગીતાર્થ શબ્દ ઉપર કેટલીક ચર્ચા ચાલી હતી. પં. શ્રી લાવણ્યવિજયજીએ અંતમાં જણાવ્યું કે 'દીક્ષાની પહેલી કલમ ઉપર શું કહેવાનું છે તે કહો. અહીં વયની અપેક્ષા છે. યોગ્યતાની અપેક્ષા છઠ્ઠી કલમમાં આવશે.'

પુણ્યવિજયજી—વયની અપેક્ષા જે નક્કી કરી છે તે શાસ્ત્ર દૃષ્ટિએ છે, પણ વ્યવહારિક દૃષ્ટિએ દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ પ્રમાણે વિચાર કરવો જોઇએ.

(અહીં આઠ વર્ષ કે આઠ વર્ષની ઉપરની ઉમ્મર એ વાત ઉપર જરા ચર્ચા ચાલી હતી.)

વિદ્યાવિજયજી—આ ખરડાના પ્રારંભના પહેલા પેરેગ્રાફમાં શાસ્ત્રદૃષ્ટિ ઉમેરવાની જરૂર છે.

પુણ્યવિજયજી—જો કાંઇ ઉમેરો કરવો હોય તે મૂળ ખરડામાં ન કરતાં, છેલ્લા સુધારાનું પરિશિષ્ટ કરીને કરવું ઠીક છે. ખરડાની અંતમાં ઉપરની બધી વાત શાસ્ત્રદૃષ્ટિએ લખવામાં આવી છે, એમ સ્પષ્ટ લખેલું હોવાથી તે શબ્દ ઉમેરવાની કોઈ આવશ્યકતા નથી.

આ પછી દીક્ષાના ખરડાની એક પછી એક કલમો વાંચ-

વામાં આવી હતી. અને પહેલી પાંચ કલમો વાંચનમાંથી સાધારણ ચર્ચાપૂર્વક 'શાસ્ત્ર દૃષ્ટિએ બરાબર છે' એમ નક્કી થતી ગઈ હતી. છઠ્ઠી કલમ કે જેમાં દીક્ષા લેવા આવનારની પરીક્ષા સંબંધમાં જણાવ્યું હતું, તે વંચાતાં ઉપાધ્યાય શ્રી દેવવિજયજીએ જણાવ્યું હતું કે 'દીક્ષા લેવા આવનારની પરીક્ષા કોણ કરી શકે?'

વલ્લભસૂરિજી—દીક્ષા દેનાર જ એની પરીક્ષા કરી શકે.

વિદ્યાવિજયજી—અહીંયાં દીક્ષા દેનારની યોગ્યતા સંબંધીની કોઇ કલમ લખવામાં નથી આવી. તે ઉમેરવી જોઇએ.

સાગરાનંદસૂરિજી—બરાબર છે. શું રાખીશું? ગીતાર્થ આપે એમ રાખીશું?

વિદ્યાવિજયજી—સંમેલનની મરજીમાં આવે તેમ રાખો.

વલ્લભસૂરિજી—આ માટે કાંઇ ને કાંઈ રીતિ તો રાખવી જ પડશે.

લબ્ધિસૂરિજી—ગુરુ હોય તે આપી શકે. ગુરુની આજ્ઞાથી આપી શકે અને ગુરુ જે ગીતાર્થ હોય તેને આજ્ઞા આપે.

રંગવિમળજી—ગુરુ મોહને લીધે આજ્ઞા આપી દે તો?

વિદ્યાવિજયજી—કમમાં કમ દીક્ષા આપનારની યોગ્યતા માટે એક સ્પષ્ટ કલમ લખવી જ જોઇએ.

સાગરાનંદસૂરિજી—આ કલમ લખવામાં, ત્યાં વાંધો આવશે કે ગીતાર્થપણું છે કે નહિ?

વલ્લભસૂરિજી—જેની આજ્ઞામાં રહેતા હોય એની આજ્ઞા લઈને દીક્ષા આપી શકે. આમ લખવામાં કાંઇ વાંધો છે?

લાવણ્યવિજયજી—આ વાતને પાછળના સુધારામાં લાવવી જોઇએ.

વલ્લભસૂરિજી—શાસ્ત્રદષ્ટિએ પરીક્ષા કરવાનો કેટલો કાળ છે? મારા ધારવા પ્રમાણે ૭ મહિનાનો સમય હોવો જોઈએ. વ્યક્તિ વિશેષને માટે ઓછોવત્તો પણ હોઈ શકે.

આ વખતે સાગરાનંદસૂરિજીએ ધર્મબિન્દુનું ભાષાંતર વિજયવલ્લભસૂરિજીને આપ્યું. આ ગ્રંથના મૂળ પાઠમાં વડીદીક્ષા શબ્દ નહિ હોવા છતાં ભાષાંતરમાં દષ્ટિગોચર થયો, અને તેથી શ્રી વિજયવલ્લભસૂરિજીએ જણાવ્યું કે 'ક્યોં ચક્કરમેં ડાલ રહે હો? મૂલ સૂત્ર લાઈએ!' પછી મૂળસૂત્ર મંગાવ્યું, તો એમાં ક્યાંય વડી દીક્ષાનો પાઠ જણાયો નહિ. આ ઉપર કેટલીક ચર્ચા ચાલી.

પુણ્યવિજયજી—આ વિષયમાં બધાએ અભ્યાસ તો કર્યો જ હશે, તો પછી મૌન શા માટે લઈને બેઠા છો?

વિદ્યાવિજયજી—જે ચાર જણાની કમીટીએ આ ખરડો રજૂ કર્યો છે, તેમણે આ વિષયમાં કાંઈ ચર્ચા કરી છે કે કેમ? અને કરી છે તો તેનો શો નિર્ણય કર્યો હતો, તે આપણે જાણીએ તો વધારે સારું.

પુણ્યવિજયજી—અમે અવશ્ય નક્કી કર્યું છે. આ મુદ્દત લઘુ દીક્ષાને માટે છે.

પં. રામવિજયજી—નંદનસૂરિજીએ પણ કહ્યું હતું કે આ મુદ્દત લઘુ દીક્ષાને માટે છે.

આમ ચાર જણની કમીટીનો મત જાહેર થતાં બધાઓમાં એક વિચિત્ર પ્રકારનો ભાવ ફેલાઈ ગયો હતો.

સાગરાનંદસૂરિજી—આ સંબંધમાં યતિજિતકલ્પ, નિશિથચૂર્ણી વગેરે જોવું પડશે.

માટે આ વિધાન નાની દીક્ષા આપવા સમયનું છે.

અત્રે સભાનો સમય પૂરો થયો હતો. એ વખતે શ્રી સાગરાનંદસૂરિજીએ જણાવ્યું કે 'આ વિષય પરીક્ષા ઉપર અટકે છે, માટે કાલે વિચાર કરીશું.'

એક અવાજ—આપણે પણ અહીં જ અટકેલા છીએ.

લાવણ્યવિજયજી—દેશકાલને જોઈને સુધારો કરવાનો જ છે, તો આ વિષયને અહીં સંક્ષેપવો જોઈએ.

વલ્લભસૂરિજી—જો એમ કરવું હોય તો આટલી ભાંજગડ અહીં કરવી ન હતી. દેશકાલને જોઈને કરવું એ જ દૃષ્ટિ છે.

આટલી ચર્ચા પછી સભા વિસર્જન થઈ હતી અને અધૂરી ચર્ચા બીજા દિવસ ઉપર મુલતવી રહી હતી.

સારાંશ

કેવલ દીક્ષાનો પ્રશ્ન જ ચર્ચાયો, અને તે પણ અધૂરો રહ્યો.

# ઓગણીસમો દિવસ

## ચૈત્ર સુદ ૭, ગુરુવાર

## તા. ૨૨ માર્ચ, ૧૯૩૪

લગભગ સવા વાગે કામ શરુ થયું હતું.

પ્રારંભમાં સાગરાનંદસૂરિજીએ જણાવ્યું કે ' ગઇ કાલે પરીક્ષાનો કાળ ૭ મહિનાનો છે તેમ એક તરફથી નિર્ણય તરીકે કહેવામાં આવ્યું નથી. રામચંદ્ર દીનાનાથના ભાષ્યમાં પણ વડી દીક્ષા સંબંધી આ પાઠ છે.'

નેમિસૂરિજી—ભાષાંતર ઉપરથી નિર્ણય ન થાય. મૂળ પાઠ કાઢો !

સાગરાનંદસૂરિજીએ નિશિથભાષ્ય, યતિજિતકલ્પ વગેરેના પાઠો બતાવી બહુ લંબાણથી વિવેચન કરી એમ જણાવવા કોશીશ કરી કે આ પરીક્ષાકાળ વડી દીક્ષા માટે છે.

પં૦ રામવિજયજી—નાની દીક્ષા આપવા પહેલાં પરીક્ષા ન કરવી જોઇએ શું ? જો આ કાળ નાની દીક્ષા માટે ન માનવામાં આવે તો, નાની દીક્ષાના પરીક્ષાકાળ માટે શું કહ્યું છે, તે કહો.

સાગરાનંદસૂરિજી—નાની દીક્ષાની પરીક્ષા માટે કાળ કહ્યો નથી.

પં૦ રામવિજયજી—નાની દીક્ષાનો પરીક્ષાકાળ શાસ્ત્રમાં નથી જ ને ?

( અત્રે સાગરાનંદસૂરિજી અને સાગરચંદ્રજી વચ્ચે થોડા સવાલ જવાબ થયા હતા )

પં૦ રામવિજયજીએ તે પછી પંચવસ્તુની એકસો પંદરમી ગાથાના પ્રશ્નદ્વાર, કથાદ્વાર, પરીક્ષાદ્વાર એમ અનુક્રમે દ્વારોનું વર્ણન કરી બતાવ્યું. તે પછી ધર્મસંગ્રહ અને બીજા કેટલાક ગ્રંથોના પાઠો બતાવ્યા.

સાગરાનંદસૂરિજી—નિશિથચૂર્ણીમાં કથાદ્વાર જુદું કર્યું છે, તે પરીક્ષા અભ્યુપગમનું નામ છે.

પં૦ રામવિજયજી—અભ્યુપગમનો અર્થ 'તું દીક્ષા આપવાને યોગ્ય છે' એમ થાય છે. યતિજિતકલ્પમાં સ્વચર્યાનો અર્થ સાધુચર્યા બતાવી છે. શીખીકુમારને મુહૂર્ત આદિ જોયને દીક્ષા આપી, વગેરે ઘણાં કારણોથી એ પરીક્ષાકાળ નાની દીક્ષા માટે છે.

સાગરાનંદસૂરિજીએ પોતાની એકની એક વાતનું ફરી પુનરાવર્તન કર્યું.

પં૦ રામવિજયજી—પરીક્ષાવિધાનમાં લઘુ દીક્ષાની પરીક્ષાનો કાળ લખ્યો છે. તેને વચમાંથી ઉડાવીને વડી દીક્ષાના પ્રસંગમાં લઈ જવો તે કોઈ રીતે વ્યાજબી નથી.

પુણ્યવિજયજી—બંનેની વાતો સાંભળી છે. હવે બધાને યોગ્ય લાગે તેમ કરો. આનો સાર સમજી યોગ્ય રસ્તો કાઢી લેવો.

વિદ્યાવિજયજી—એક શંકા થાય છે. દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ પ્રમાણે જ્યારે આપણે નિયમો બનાવીશું ત્યારે આ કલમનો અધૂરો રહેલો નિર્ણય આડો તો નહીં આવે?

નેમિસૂરિજી—તે વખતે ઉકેલ કરી લેવાશે. અત્યારે તો આ ચર્ચાને સંકેલવી યોગ્ય છે.

ભદ્રંકરવિજયજી—મને લાગે છે કે. આ વિષય આડો આવશે, માટે નિર્ણય થવો જોઈએ.

નેમિસૂરિજી—તો નિર્ણય કરો! જે યોગ્ય લાગે તે ઉપાય લો.

પં૦ રામવિજયજી—આ કલમ અમે ચારેએ મળીને ઘડી હતી, ને નાની દીક્ષા માટે છે એમ ઠરાવ્યુ હતું.

આ પછી સાગરાનંદસૂરિજી અને પં૦ રામવિજયજી વચ્ચે પ્રદર્શન શબ્દ ઉપર મીઠું વિવેચન ચાલ્યું હતું.

ઉ૦ દેવવિજયજી—પુરાણ એટલે શું ?

પં૦ રામવિજયજી—પુરાણ એટલે દીક્ષા છોડીને ફરીથી દીક્ષા લેવા આવેલ હોય તેને પુરાણ કહે છે.

(આ પ્રસંગે એક તરફ રામવિજયજી ગ્રુપમાં, બીજી તરફ દહેગામ ગ્રુપમાં એક જ સાથે પાણીના બે ઘડા ફુટયા; એટલે પરસ્પર આ ધડાકા જોઇ હસાહસ થઇ.) આ ચર્ચા વધુ લંબાતી જોઇ ઉ૦ દેવવિજયજીએ સૂચના કરી કે 'આ નિર્ણય સારુ કોઈ સભાપતિ નીમો.'

નેમિસૂરિજી—એક આમ કહે છે, બીજા આમ કહે છે. નિર્ણય થવાનો જ નથી. છઠ્ઠી કલમમાં કાંઇ વિરોધ આવતો નથી, માટે કામ આગળ ચલાવો.

ચંદ્રસાગરજી—ચર્ચા ઉઠશે એમ ધારીને જ અત્રે યોગ્ય પરીક્ષા શબ્દ લખ્યો છે.

વલ્લભસૂરિજી—કાળનો નિર્ણય થયો નહીં, તો આગળ શું ચાલવું ? દીક્ષા આપનાર કોણ એ સવાલનો નીકાલ થાય તો, પરીક્ષા આવી જશે.

ભદ્રંકરવિજયજી—આ વિષયમાં શાસ્ત્રદૃષ્ટિએ નિર્ણય નહીં થાય તો આગળ વાંધો આવશે. દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ પ્રમાણે પરિવર્તન તો કરવું જ પડશે.

નેમિસૂરિજી—ચાર જણાએ કાચો ખરડો કર્યો છે, અને આ તો પાકો થાય છે, માટે હાલ રહેવા દો! આગળ વાંધો નહિ આવે એમ થશે.

આ ચર્ચાએ લગભગ બે કલાક લીધા હતા. તે પછી સાતમી કલમ મુહૂર્ત જોઇને દીક્ષા આપવાની હતી, તે સર્વાનુમતે પાસ થઇ હતી. આઠમી કલમ ચોમાસામાં દીક્ષા આપવા સંબંધી હતી. સાગરાનંદસૂરિજીએ નિશિથચૂર્ણીમાં જે પાઠો કહ્યા છે તે ઉત્સર્ગ છે કે અપવાદથી તે જોવું જોઇએ, તેમ જણાવ્યું.

નેમિસૂરિજી—બે દિવસ જશે. જો સૌની ઇચ્છા હોય તો કહી નાખું.

સૌએ કહ્યું—કહો.

નેમિસૂરિજી—ચોમાસામાં આપણે દીક્ષા ન આપવી એમ ઠરાવો.

સાગરજી અમુક પાઠો બતાવવા જતા હતા, પરંતુ નેમિસૂરિજીના કહેવાથી તે બંધ રહ્યા.

છેવટ નેમિસૂરિજીએ સૂચવ્યું કે 'ચોમાસામાં દીક્ષા ન આપવી.'

પં૦ રામવિજયજી—તે ઠીક છે, પરંતુ આ કલમ દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવમાં લખવાનું રાખો.

તેમ ઠરાવ્યું. તે પછી નવમી કલમ રાત્રે દીક્ષા નહીં આપવાની હતી તે સર્વાનુમતિએ પસાર થઇ અને સભાનો સમય પૂરો થતાં સર્વે વિખરાયા હતા.

## વીસમો દિવસ

### ચૈત્ર સુદ ૮, શુક્રવાર

### તા. ૨૩ માર્ચ, ૧૯૩૪

**આ.** જે ૧-૨૦ મિનિટે સાધુ સંમેલનની બેઠકનો પ્રારંભ થયો હતો. શરૂઆતમાં શ્રી વિજયનેમિસૂરિજીએ મંગળાચરણ કર્યા બાદ, દીક્ષાને લગતો પ્રશ્ન દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવની દ્રષ્ટિએ ચર્ચાવાને બદલે; પ્રારંભમાં જ નવો પ્રશ્ન ઉપસ્થિત થયો હતો.

ઉ. દેવવિજયજી—આપણે શાસ્ત્ર દૃષ્ટિએ વિચાર કર્યો, પણ અનિચ્છનીય વાતાવરણ દૂર કરવા માટે શેઠ આ૦ ક૦ ની પેઢીના પ્રતિનિધિઓ અને નગરશેઠની રૂબરૂમાં હવે વિચાર થાય તો વધારે ઠીક. કારણ કે આ બધા ઠરાવો મનાવાના તો શ્રાવકો પાસે જ છે. માટે તેમની રૂબરૂમાં જ આ ઠરાવો થાય તો બહુ જ સરળતા થઇ શકશે. બાકી જેટલા ઠરાવો આપણે કરીશું તે બધા સ્થાનિક સંઘોએ જે ઠરાવ કર્યા છે, તેની આગળ તો કાગળિયામાં જ રહેશે. વીશનગરની એક બાઇ પાલણપુર દીક્ષા લેવાની હતી. એક શ્રાવક ઘણો જ ધર્માત્મા હતો અને બીજો શ્રાવક પણ ભેગી દીક્ષા માટે પાલણપુર આવ્યો. પણ ત્યાંના સંઘના ઠરાવની રૂઇએ રજા વિના તેમણે ના પાડી. એક જણને રજા મળી. બીજાને રજા ન મળી તેથી દીક્ષા ન થઇ. તેને મારવાડમાં આપવી પડી. માટે સ્થાનિક સંઘવાળાને શાંતિ થાય એટલા માટે ગૃહસ્થોની રૂબરૂમાં ઠરાવો

થાય તો વધારે સારું. મુનિ મંડળને યોગ્ય લાગે તે રસ્તો લે. શેઠ આ૦ ક૦ ની પેઢીના પ્રતિનિધિઓને બેસાડવા માટેની પહેલાં પણ એકવાર આપણે વાત થઇ હતી.

વિદ્યાવિજયજી—આ બાબતમાં જેમને વિરોધ હોય તે બોલે. જેને કાંઇ કહેવું હોય તે કહે. ન બોલે તો સર્વસંમત છે એમ માનવું.

હર્ષસૂરિજી—આપણે પહેલાં એમ નક્કી કર્યું છે કે આપણે પહેલાં નક્કી કરી લેવું, પછી ગૃહસ્થોને જરૂર પડે તો બોલાવીશું.

ઉ૦ દેવવિજયજી—આપણી વચ્ચે તો આ વિષયનો ખુલાસો થઇ ગયો છે. એટલે જ ગૃહસ્થોને બોલાવવા માટે હું કહું છું.

હર્ષસૂરિજી—આ બાબતમાં હાલમાં કાંઇ કરવાનું રહેતું નથી.

વિદ્યાવિજયજી—મ્યુનિસિપાલિટીની નોટીસ મળ્યા પહેલાં કાંઇ કામ કરી લેવું જોઇએ, નહિ તો કામ અધૂરું રહી જશે. આપણા ઠરાવો આપણા કાગળમાં જ રહી જશે. આપણે જેટલું કરીએ તે શેઠ આ૦ ક૦ પેઢીના પ્રતિનિધિઓને સાથે રાખીને કરીએ. કોઇ વિષયમાં મત આપવો હોય તો તે શ્રાવકો આપે. એમાં આપણે પરાધીન થવાનું નથી. હું ઉપાધ્યાયજી મહારાજના મતને ખરેખર મળતો થાઉં છું. માટે જેમ બને તેમ કામ જલદી પતાવવું જોઇએ. બીજી મારી પ્રાર્થના છે કે આટલા મેમ્બરો (૩૦) અને ૮–૯ ગૃહસ્થો મળી કોઇ કમરામાં બેસી કામ કરીએ, તો મ્યુ૦ વાળાની નોટીસ પણ આપણને લાગુ પડશે નહિ. મતલબ કે ૩૦ સિવાય બીજા સાધુઓએ વિષય વિચારિણી કમીટીમાં બેસવાની હવે જરૂર નથી.

ભૂપેન્દ્રસૂરિજી—વિદ્યાવિજયજીએ જે કંઇ કહ્યું છે, તે

ઉચિત જ કહ્યું છે. જે કંઈ કરવું છે તે જલદી કરવું જોઇએ. હવે અહીં રોકાવાનો સમય નથી. શેઠ વિનંતિ કરવા આવ્યા ત્યારે ત્રણ દિવસ સંમેલન ચાલવાનું કહેતા હતા. શ્રી વલ્લભ-સૂરિજીએ પહેલાં જ કહ્યું હતું કે જે કંઇ કરવું છે તે તાકીદથી કરો. સિદ્ધાન્ત બધાને માન્ય છે. ભગવાનનું વચન અવિસંવાદી છે. આપણી બુદ્ધિમાં જ ભેદ છે.

ધર્મવિજયજી—દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવમાં મુનિમંડળે કંઇ વિચારવા જેવું છે કે નહિ તેનો વિચાર કરો.

ઉ૦. દેવવિજયજી—શાસ્ત્રદ્રષ્ટિએ જે વાત છે તે બધાને માન્ય છે, પણ વર્તમાન દ્રષ્ટિએ તેમાં પરિવર્તન કરવું જોઇએ. પરિવર્તનો થયા કરે છે.

પં૦ ધર્મવિજયજી—દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ પણ શાસ્ત્રીય છે; પણ તે શાસ્ત્રના બાધક ન હોવા જોઇએ.

ચંદ્રસાગરજી—બધા ઠરાવોનો નિર્ણય કરી પછી શ્રાવકોને બોલાવવા જોઇએ.

વિદ્યાવિજયજી—મેં પહેલાં કહ્યું હતું, તેમ વિલંબ કર-વામાં મ્યુનિસીપાલીટીની નોટીસ આવી તો બધું કામ રહી જશે. ગૃહસ્થો રહેશે તો આપણે પણ દાક્ષિણ્યતાથી કામ કરી શકીશું. વિલંબ કરવામાં સારું નથી. એક તો તડકો ખાઇએ છીએ અને મંડપ ઉપર આપણા લીધે રોજનું ભાડું ચડે છે; છતાં અહીં કામ કરવું હોય તો અહીં કરો, એમાં મને કંઇ વાંધો નથી.

વલ્લભસૂરિજી—ગૃહસ્થોને બોલાવવાની જરૂર હોય તો બોલાવો, નહિ તો ના પાડો.

વિદ્યાવિજયજી—અનિષિદ્ધમ્ અનુમતમ્.

દેવવિજયજી—જૂના વિચારોમાં મતભેદ નથી. એકમત છે પણ—

પુણ્યવિજયજી—હર્ષસૂરિજી મહારાજને સોંપો ! એ નિર્ણય લાવે.

હર્ષસૂરિજી—હું શું લાવું ?

પુણ્યવિજયજી—આપ જે બોલો છો તે સમજીને બોલો છો. વિચારીને બોલવું જોઇએ.

હર્ષસૂરિજી—તમારી નોંધ પ્રમાણે દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવનો નિર્ણય કરવો જોઇએ.

લબ્ધિસૂરિજી—હર્ષસૂરિજીનું કહેવું બરાબર છે. પહેલાં અગિયાર પ્રશ્નોનો નિર્ણય કરી, પછી ગૃહસ્થોને બોલાવો.

પુણ્યવિજયજી—જ્યાં સુધી એક પ્રશ્નનો નિર્ણય ન થાય ત્યાં સુધી અગિયારનો નિર્ણય ન થાય. આપણે એવો આગ્રહ કરીએ તો મુનિ સંમેલન એક પણ પ્રશ્નનો ઉકેલ કરી શકવાનું નથી. શાસ્ત્રના ધોરણથી નિર્ણય થયો છે. પણ એ ધોરણમાં આપણે ફેરફાર કરી શકીએ કે નહિ, એનો ક્રમવાર નિકાલ લાવવો જોઇએ.

વિદ્યાવિજયજી—મારું કહેવાનું છે કે દીક્ષા સંબંધી ચર્ચા કેટલા દિવસ ચાલી ? હજી ચાલશે તો એકપણ કાર્ય થશે નહિ અને આપણે મ્યુ.ની નોટીસથી વેરાઇ જઇએ, કાં તો માંદા પડી, કંટાળી વેરાઇ જઇએ તો બધું કામ રહી જશે.

ઉ૦ દેવવિજયજી—મારું કહેવું એમ છે કે આ અનિચ્છનીય વાતાવરણ છે, તેનો નિવેડો શ્રાવકો સમક્ષ થવો જોઇએ. તેમને ઠરાવો મનાવવા છે ને ?

(વિદ્યાવિજયજીએ તેમની વાતને ટેકો આપ્યો હતો.)

લબ્ધિસૂરિજી—દીક્ષા તો આપણે આપવાની છે કે ગૃહસ્થોએ ?

વિદ્યાવિજયજી—છોકરાં તો એ ગૃહસ્થોનાં છે ને ? તમે આપશો ને એ ક્લેશો કરશે તો એવું ને એવું રહેવાનું.

લબ્ધિસૂરિજી—(શેઠ આ૦ ક૦ ના) પ્રતિનિધિઓના છોકરાઓને ક્યાં દીક્ષા આપવી છે ?

આ પ્રસંગે પં૦ શ્રી રામવિજયજીએ તેમને બોલતા રોકયા હતા.

નેમિસૂરિજી—નગરશેઠ અને પ્રતિનિધિઓ આવવા ચાહે છે કે નહિ એ પહેલાં પૂછાવવું જોઇએ. આપણે નિર્ણય કર્યા પહેલાં એમને પૂછીને નકકી કરવું જોઇએ. હું કહું છું તે સકારણ કહું છું.

વિદ્યાવિજયજી—ઠીક છે. તો પછી એ વિષયને અલગ મૂકી દઇ આગળ કામ ચલાવવું જોઇએ ! વીશ દિવસમાં આપણે કાંઇ કર્યું નથી. હવે પણ કંઇ કરીએ તો સારું.

નેમિસૂરિજી—આપણા વીસ દિવસ નકામા નથી ગયા. આપણે પહેલા બોલતા નહોતા, હવે આનંદથી બોલતા શીખ્યા છીએ, એ ઓછી સફળતા નથી. શેઠ કસ્તુરભાઇએ પણ મને એમ જ કહ્યું હતું કે આ મોટો લાભ થયો છે. ગભરાઓ નહિ. નિરાશામાં એક અમર આશા છુપાઈ છે. પ્રયત્ન કરો પછી ન થાય તો કુદરતની વાત છે. જ્યાં નિખાલસ હૃદય છે ત્યાં પરસ્પર શું વાંધો આવે છે ?

વલ્લભસૂરિજી—આપણું મુનિમંડળ પરિવર્તન કરી શકે છે કે નહિ, તેનો વિચાર કરવો જોઇએ. પરિવર્તનને અવકાશ નથી તો ચૂપ રહો. અવકાશ છે તો વિચાર કરો.

વિદ્યાવિજયજી—શાસ્ત્રદષ્ટિએ દીક્ષિતની વય છે, તેમાં પરિવર્તન થાય કે નહિ? પુણ્યવિજયજીની નોટથી તો હું માનું છું કે તેમાં પરિવર્તન થઈ શકે છે. અને ખાસ પરિવર્તન કરવાની જરૂર છે, અને તો જ સમાજમાં કાંઈક શાંતિ થશે; નહિ તો ઝઘડાં ઊભા જ રહેશે. અને આપણું કર્યું કરાવ્યું બધું નકામું થશે.

ઉ૦ દેવવિજયજી—હું માનું છું કે દેશકાળને અનુસરીને પરિવર્તન કરવું જોઇએ.

વલ્લભસૂરિજી—જો પરિવર્તન કર્યા વગર અનિચ્છનીય વાતાવરણ શાંત થતું હોય તો પરિવર્તનની જરૂર નથી. અગર વાતાવરણ નથી શાંત થતું તો પરિવર્તનને અવકાશ છે.

ત્યારબાદ મૌન વ્યાપ્યું; જે ત્રણ વાગ્યા સુધી મૌન રહ્યું. અને પહેલાંની જેમ શ્રી રંગવિમળજી બોલ્યાઃ 'આજે હડતાલ પાડી છે શું?'

એક અવાજ—સાધુથી હડતાલ ન બોલાય. કાઉસ્સગ્ગ કર્યો કહો!

વિદ્યાવિજયજી—(હર્ષસૂરિજીને) આપ આટલું ફરમાવોને કે પરિવર્તનની જરૂર છે કે નહિ?

હર્ષસૂરિજી—બધાને પૂછો.

ભૂપેન્દ્રસૂરિજી—સંસાર પરિવર્તનશીલ છે. ભગવાનનું શાસન ૨૧૦૦૦ વર્ષ ચાલશે. અત્યાર સુધીમાં ઘણાં પરિવર્તનો થયાં છે. હવે કેટલાં પરિવર્તન કરીશું? દીક્ષાના વિષયમાં બધાએ ભેગા થઇને ક્લેશોને રોકવા જોઈએ.

વિદ્યાવિજયજી—અત્યાર સુધી પરિવર્તનો થયાં છે તો ખરાં ને?

ભૂપેન્દ્રસૂરિજી—ઘણાં થયાં છે.

વલ્લભસૂરિજી—આનો (દીક્ષાનો) રસ્તો નીકળશે, ત્યારે શ્રાવકોથી જ નીકળશે; માટે તેમને સાથે રાખવા જોઇએ. જે ગૃહસ્થોએ કમ્મર કસીને પ્રવૃત્તિ વધારી છે અને જેઓએ તેમનો વિરોધ કર્યો છે, તે તરફ ઉપેક્ષા કરવી જોઇએ નહિ. પાર્ટી ત્યારે પડે કે જ્યારે કોઇ વસ્તુ માટે કદાગ્રહ હોય. જ્યાં સુધી સાધુઓમાં તે ન મટે ત્યાં સુધી શાંતિ ન થાય.

જસવિજયજી—ઉપદેશપદ્ધતિ એક થવી જોઇએ.

વલ્લભસૂરિજી—ઉપદેશપ્રણાલિ નક્કી કરો.

જસવિજયજી—શાસ્ત્રો છે, તે જ પ્રણાલિકા. મહાવ્રતધરાધીરા: એ પ્રણાલિકા છે.

(હસાહસ. આ વખતે શ્રી વિજયવલ્લભસૂરિજીએ ઉપદેશરત્નાકરમાંનું એક દૃષ્ટાન્ત આપ્યું.)

ઉ૦ દેવવિજયજી—દેશકાળથી સારી ગતિ થઇ છે.

સાગરાનંદસૂરિજી—દેશકાળના નામથી ધબડકો ન મારો; બાકી દ્રવ્યક્ષેત્રકાળભાવ તો શાસ્ત્રમાં પણ છે.

(અહીં 'ધબડકા' શબ્દ ઉપર અંદર અંદર ટીકા અને હસાહસ થઇ હતી.)

રંગવિમળજી—પિંડનિર્યુક્તિમાં જે જે આહાર–પાણીની વિધિ લખી છે, તે અનુસાર ચાલવાનો ઠરાવ પાસ કરો.

હેતમુનિજી—શ્રાવકો કહે છે, કે કંઇક કરીને આવજો.

ઉ૦ દેવવિજયજી—હમણાં કંઇ નહિ થાય. એ તો બ્રિટિશ રાજ્યમાં કાયદો થશે એટલે કામ થશે.

સાગરાનંદસૂરિજી—બ્રિટિશમાં કાયદો આપણે લીધે થાય છે. તમે અને મેં બગાડ્યું છે, સુધાર્યું નથી. (દેવવિજયજી આ વખતે વચમાં બોલતા હતા તેઓ પ્રતિ) હવે રહેવા દો ને ભાઈ ! મારે નથી બોલવું આજે.

હેતમુનિજી—મને સાચું કહેવા દો કે બે વ્યક્તિના ઝગડા છે, તે મટી જાય તો આખા સમાજમાં શાંતિ થાય તેમ છે. મને ગમે તે દંડ આપો, પણ હું તો સાચું કહું છું.

વલ્લભસૂરિજી—કોણ વ્યક્તિ છે ? નામ લો !

હેતમુનિજી—એક તો આપ અને બીજા દાનસૂરિજી.

પં૦ રામવિજયજી—અમારા ઝગડા અમે પતાવી લઈશું, તમારે બોલવાની જરૂર નથી. અમે અમારું પતાવી લઈશું. મતભેદ હોઈ શકે. એમને અને અમારે મતભેદ હશે, પણ અમારા મતભેદથી સંમેલન થયું છે; એ વાત ખોટી છે. અઢાર દિવસમાં કામ નથી થયું તે બધાને લાગે છે.

વિદ્યાવિજયજી—(હેતમુનિજીને) સંમેલનમાં કોઈ વ્યક્તિનું નામ લેવું ઉચિત નથી. તમે વારંવાર વચમાં બોલો છો તે ઉચિત નથી. આવી રીતે કોઈના નામથી આરોપ કરવો તે ઠીક નથી. અહીં તો ઘણાઓના મતભેદો હશે. આવી રીતના આક્ષેપો માટે તમારે વિચાર કરવો જોઈએ. તમને તેમ કહેવાનો કંઈ હક્ક નથી.

નંદનસૂરિજી—સમય સવારનો થાય એમ બધાની ઇચ્છા છે.

રંગવિમળજી—સવારે અને બપોરે બે વખત કરો. શાસન માટે કષ્ટ સહન કરો.

પં૦ રામવિજયજી—સવારે દોઢ કલાક જ સાધુઓને મળે છે. આયંબિલની ઓળી ચાલે છે. થોડા વખતમાં કંઈ પણ કામ થશે નહિ.

વિદ્યાવિજયજી—મને કોઇએ કહ્યું છે, કે આ મંડપનું સ્થાન છોડાય તો સારું. અહીં બેસીને આપણે કંઇ કરી શકવાના નથી. બીજી તરફથી અહીં ગરમી પણ બહુ પડે છે અને ગરમી સહન કરીએ પણ, ઉપરથી આપણા નિમિત્તે ગૃહસ્થોને ભાડું કરવું પડે છે. કદાચ આ એક જ મંડપ રાખી બહારનો મંડપ ગૃહસ્થો વધાવી લે, તો આ મંડપ બોડો લાગે. આ માટે કોઇ ઉપાશ્રયમાં અથવા કોઇ ગૃહસ્થના હૉલમાં બેસવાનું રાખીએ તો સારું. અને મારી પણ એ દરખાસ્ત છે, કે હવે શાસ્ત્રોની ચર્ચા આવવાની નથી; માટે ૩૦ સભ્યો બેસે અને કામ કરે; એટલે મ્યુ૦ ની નોટીસ પણ નહિ આવી શકે.

નેમિસૂરિજી—નગરશેઠને પૂછીશું. જો એવું કોઈ સ્થાન હશે તો ત્યાં બેસીશું.

છેવટે રોજની માફક એક વાગે ભેગા મળવાનું ઠરાવી સભા વિસર્જન કરવામાં આવી હતી.

## સારાંશ

પરિવર્તન અને દેશકાળની ચર્ચા થઇ.

## એકવીસમો દિવસ

ચૈત્ર સુદ ૯, શનિવાર

તા. ૨૪ માર્ચ, ૧૯૩૪

આજે મુનિસંમેલનના મંડપ અંગે કેટલુંક કામ થતું હોવાથી સાધુસંમેલનની કાર્યવાહી બંધ રહી હતી.

### પ્રકીર્ણ

જૈનજ્યોતિના બહાર પડતા વધારાઓ સામે એકપક્ષ તરફથી વિરોધ કરવો ચાલૂ હતો. પોકળ ચેલેન્જો ફેંકાણી હતી. સંમેલનમાં પણ વચ્ચે વચ્ચે કેટલાકો તરફથી વિરોધ થતો, પણ સામા પક્ષ તરફથી વજૂદ ન મળવાથી એ ચર્ચા ઇર્ષાનું પરિણામ જણાઇ આવતી.

## બાવીસમો દિવસ

### ચૈત્ર સુદ ૧૦, રવિવાર

### તા. ૨૫ માર્ચ, ૧૯૩૪

આજે સાધુ સંમેલનની બેઠકનું પરિવર્તન થયું હતું. પ્રથમ દિવસે જે વિશાળ મંડપ નીચે સાધુઓ એકઠા થયા હતા, તેજ સ્થળે આજે બધા એકઠા થયા હતા. બરાબર ૧–૨૫ મિનિટે કાર્યનો પ્રારંભ થયો હતો.

શરૂઆતમાં ચાર પાંચ મિનિટના મૌન પછી મુનિશ્રી પુણ્યવિજયજીએ મૌન તોડતાં જણાવ્યું હતું, કે "મૌન રહે કામ ચાલવાનું નથી. માટે કોઈએ તો પહેલ કરવી જ પડશે. અમને ચારને ખરડો કરવાનું કામ સોંપ્યું હતું, તેની નીચે મેં નોટ કરી છે; એ સૌના ખ્યાલમાં હશે. છતાં હું વાંચી સંભળાવું છું. પૂર્વાચાર્યોએ જે જે હેતુઓથી જે જે બંધારણો બાંધ્યાં છે, તે બધાં ધ્યાનમાં લઈને તેમાં આ સમયમાં ઉચિત ફેરફાર કરવો યોગ્ય લાગતો હોય તો કરવો જોઈએ. અત્યારે જે પરિસ્થિતિ છે તે સૌના ખ્યાલમાં છે. અને તેની વિચારણા પછી જ સંમેલન ભરવાનું નક્કી થયું છે. શાસ્ત્રમાં પ્રાચીન પુરુષોએ જે જે બંધારણો કર્યાં છે, તેની જ વિચારણા માટે સંમેલન થયું નથી. અત્યારની સ્થિતિને માટે જ સંમેલન થયું છે. માટે સૌ વિચારે અને યોગ્ય પ્રયત્ન કરે આટલું મારું નિવેદન છે."

. વિદ્યાવિજયજી—પુણ્યવિજયજીએ જે નિવેદન કર્યું, તેના

અનુમોદનમાં કહું છું; કે આપણા સંમેલન તરફ બધા મીટ માંડી રહ્યા છે. સંમેલનનો ઉદ્દેશ પ્રારંભથી જ અનિચ્છનીય વાતાવરણ દૂર કરવાનો છે. દીક્ષાના અનેક પ્રસંગો બહાર આવ્યા છે માટે ફેરફારની જરૂર છે. શાસ્ત્રમાં બાધ ન આવે, સાધુસંસ્થા સુધરે, સડો દૂર થાય. સાધુઓ દુનિયામાં સારી છાપ પાડી શકે કે અમે કાંઇ કર્યું; એ પ્રમાણે થવું જ જોઇએ. આચાર્ય મહારાજે કહ્યું હતું તેમ આટલા દિવસના સંમેલનથી વધારે હળતામળતા થયા વગેરે લાભ થયો છે, પણ દુનિયા આપણી પાસેથી વધારે ચાહી રહી છે. મીટ માંડી રહી છે. માટે જે કાંઇ શ્રી પુણ્યવિજયજીએ કહ્યું તે ઉપર ખાસ લક્ષ આપવાની મારી પ્રાર્થના છે.

પુણ્યવિજયજી—આ રીતે અસ્પષ્ટ રીતે કાંઇ કામ ચાલવાનું નથી, પણ આ દીક્ષાની કલમોમાં જે પહેલી કલમ છે, તે સંબંધમાં દેશકાલને લઇને કાંઈ પરિવર્તન થઇ શકે કે કેમ ? પૂર્વકાળમાં પરિવર્તનો થયાં છે, હાલમાં થાય છે, તો અત્યારની સ્થિતિમાં પરિવર્તન થઇ શકે કે કેમ, તે માટે સ્પષ્ટ ખુલાસો કરવો જોઇએ. આમ મૌન રાખીશું તો કલાકો વીતી જશે, કામ થશે નહિ. જો પરિવર્તન ન જ થઈ શકે તેમ હોય તો આગળ જે જે પરિવર્તનો થયાં છે, તે શા કારણે? અને અત્યારે ન જ થઈ શકે તેમાં શું કારણ તે સ્પષ્ટ થવું જોઈએ.

આ વખતે ઉ૦ દેવવિજયજીએ એક છાપામાંથી લેખનો ભાવાર્થ વાંચી સંભળાવ્યો કે જો સાધુ સંમેલન કાંઈ સુધારા નહિ કરે તો, બ્રિટીશ સરકાર દીક્ષાના વિષયમાં કાયદો કરશે.

( ત્યારબાદ પાંચ મિનિટ સુધી મૌન ચાલ્યું. )

સાગરચંદ્રજી—આના સંબંધમાં કાંઇ ખુલાસો થવો જોઇએ. શ્રી વીરવિજયજી, શ્રી શુભવિજયજી, શ્રી ધીરવિજયજી વગેરે એક સૈકા પહેલાં થયેલા છે. તેમણે ૧૭ વર્ષ પહેલાં દીક્ષા ન આપવી, એ ઠરાવેલ. જો કે તે યતિઓ હતા પણ તેમની સત્તા ઓછી ન હતી. તેઓ પહેલાં જણાવતા પછી ૧૭ વર્ષ પછી દીક્ષા આપતા. તે લોકોની છાયા આપણા વડીલો—મણિવિજયજી દાદા, બુટેરાયજી, મુલચંદજી તથા નેમસાગરજી વગેરે વગેરે ઉપર પડી હતી. તેઓએ આઠ વર્ષની દીક્ષા આપી નથી. તેઓને જન્માષ્ટમ્—ગર્ભાષ્ટમ્નો પાઠ માલુમ નહોતો ? બાળકો નહોતા મળતા એમ નહોતું પણ તેઓ બાળદીક્ષા આપતા નહોતા. તો તે મોટા પુરુષોના પગલે આપણે ચાલીએ તો શું ખોટું છે ? બાલ્યાવસ્થામાં ભણાવવામાં આવે તો છોકરા વિદ્વાન થાય, કદાચ આપણે થોડું સહન કરવું પડે પણ સમાજમાં શાંતિ થાય માટે સુધારણા કરવાની જરૂર છે. સુધારા થયા છે. માટે થઇ શકે.

ઉ० દેવવિજયજી—પરિણામની ધારા પડી જાય તો ?

સાગરચંદ્રજી—તો શ્રાવકમાં તો રહેશે. શ્રાવકમાંથી તો નહિ જ જાય. વળી આપણા સંસર્ગમાં રહે અને પરિણામની ધારા પડી જાય એ કેમ બની શકે ?

ઉ० દેવવિજયજી—કોઈ ઉપાડી જાય તો ?

પુણ્યવિજયજી—એવી વાતો સંમેલનમાં ન થાય તો ઠીક.

સાગરચંદ્રજી—સંમેલનને યોગ્ય લાગે તેમ કરો, પણ કાંઈક સુધારો કરશો તો જ વાતાવરણ શાંત થશે. તે વિના નહિ જ થાય, માટે સુધારણાની ખાસ જરૂર છે

(ત્યારબાદ ચારથી પાંચ મિનિટ સુધી મૌન વ્યાપ્યું.)

રંગવિમલજી–એ વાગ્યા સાહેબ!

માણેકમુનિજી–કાલે બકરી ઈદ છે.

ઉ૦ દેવવિજયજી–બકરી ઈદ છે તેથી શા માટે બંધ રાખવું જોઈએ? નકામા દિવસો જાય છે. શાસ્ત્રદષ્ટિના નિર્ણયોમાં ફેરફાર કરવા યોગ્ય છે? શાસ્ત્ર દષ્ટિમાં કોઇનો મતભેદ નથી, પણ સંમેલન અનિચ્છનીય વાતાવરણ દૂર કરવા માટે યોજાયું છે. શાસ્ત્રદષ્ટિનો નિર્ણય કર્યો છે. તેનાથી જ જો વાતાવરણ શુદ્ધ થઈ જતું હોય તો બધાય માનવા તૈયાર છે. અથવા અમે કાંઇ ફેરફાર કરી શકીએ એમ નથી, એમ જાહેર કરી દેવું.

વલ્લભસૂરિજી—થઈ શકે નહિ તેમ નહિ, પણ આપણે કરવા ચાહતા નથી એમ જાહેર કરવું જોઈએ. કેમકે પરિવર્તનો થયાં છે, થયા કરે છે. બાકી કાંઇ ફેરફાર ન જ કરવો હોય તો મુનિસંમેલન બરખાસ્ત કરી દો! નાહક શા માટે સમય ગુમાવવો!

ઉ૦ દેવવિજયજી–પરિવર્તન તો ઘણાં જ થઈ ગયાં છે. અઠ્ઠાઈ આઠમને બદલે સાતમથી શરૂ થાય છે.

માણેકમુનિજી—રાતના પાણી રાખવાની મનાઈ છે. તેને બદલે બધા કેમ રાખીએ છીએ?

ઉ૦ દેવવિજયજી—પાણી રાખવું એ કંઈ મોટી બાબત છે? તે સિવાય મોટી મોટી બાબતોમાં ઘણાં જ પરિવર્તન થઇ ગયાં છે. માટે તેની વાત કરો ને! મોટા દાખલા ઘણા છે.

વિદ્યાવિજયજી–આપણો જેટલો વખત જાય છે, તેમાં જો

કે પ્રેમભાવ વધે છે, પરન્તુ એટલાથી આપણી કાર્યસિદ્ધિ નથી. સમાજ આપણી પાસેથી મોટી આશા રાખી રહ્યો છે. આપણે દુનિયાની સમક્ષ કાંઈ જાહેર કરવું જ પડશે. આપણે આશાવાદી છતાં દિવસો જતાં આપણામાં નિરુત્સાહ થતો જશે. આજે એ મેમ્બરો નથી આવ્યા, કાલે બીજા નહિ આવે, કોઇ વિહાર કરવાનું શરૂ કરી દેશે. આમ બધું વિખરાઈ જાય એ ઇચ્છવા યોગ્ય નથી. માટે ત્રીશે મેમ્બરોને પૂછી લેવામાં આવે કે પરિવર્તન કરવું જરૂરનું છે કે નહિ? 'હા' 'ના'નો જવાબ લો!

ઉ૦ દેવવિજયજી—પણ તે પૂછે કોણ?

વિદ્યાવિજયજી—તમે જ પૂછો.

પુણ્યવિજયજી—મને લાગે છે કે કોઇ સ્પષ્ટ બોલી શકતા નથી. હું માનું છું કે અત્યારે જે મતભેદ પડેલો છે, તે અત્યારની આ પરિસ્થિતિ જોતાં સુધરે તેમ લાગતું નથી. હું શરૂથી જ એ ધોરણ ઉપર હતો; અને તેવું જ લેખોમાં લખેલું હતું. એ પક્ષમાંથી કોઈ પણ પક્ષ સંમેલન કે સંઘના હિતની ખાતર પોતાના પક્ષને જતો કરે તો, બીજો પક્ષ તેને ઉતારી પાડવા જ કોશીશ કરશે. અત્યારની છાપામાં લખવાની સ્થિતિને અંગે મને ઉપર પ્રમાણે લાગે છે. પાછળથી પણ મને શાંતિ જળવાઈ રહે તેમ લાગતું જ નથી. માટે કોઈ રીતે સંમેલનને સંકેલી લેવું. તેનો રસ્તો લેવો. વિદ્યાવિજયજી કહે છે કે પ્રેમ વધે છે પણ હું તે માનતો નથી. તે ઉપલક જ છે. અંદર તો નથી. અત્યારના વાતાવરણ પ્રમાણે ભવિષ્યમાં સંપ-શાંતિ જળવાઇ રહે તેમ લાગતું નથી. માટે ભાવિનાં સંપ-શાંતિ કેમ જળવાઈ રહે તે ઉપર જ વિચાર કરવામાં આવે તો પણ ઘણું જ ઠીક કહેવાશે.

વિદ્યાવિજયજી—પુણ્યવિજયજીનું કથન ઠીક છે, છતાં એક વિચાર કરવો જરૂરનો છે. આવી પરિસ્થિતિમાં સંમેલનની જરૂર હતી અને તે થયું છે. ૩૦૦–૪૦૦ સાધુઓ ભેગા થયા છે, માટે અવશ્ય કાંઈક કરવું જ જોઈએ. જો સંપૂર્ણ સફળતા ન મળે તો કમમાં કમ કાંઇક કામ તો કરવું જ જોઈએ. આમ એકવીસ દિવસ સુધી મળ્યા પછી જો આપણે કશું નહિ કરી શકીએ, અને જેમ આવ્યા તેમ વિખરાઇને ચાલ્યા જઈશું, તો અહીં મળેલા સાધુઓમાંના મોટા મોટા તથા વૃદ્ધ સાધુઓને તો કાંઇ હરકત નથી, પણ અમારા જેવા નાના સાધુઓના ભૂરા હાલ થશે. એટલું તો માનો છો કે જૈન સમાજમાં આજે એક વર્ગ એવો છે કે જે સાધુ સંસ્થાના સડેલા વર્ગને ઉખેડી નાંખવા માગે છે. તેઓ આપ મોટાઓને કશું નહિ કરી શકે, પરન્તુ નાના સાધુઓ ઉપર તેમના એટલા સખત પ્રહારો પડશે; કે આપણને સૌને સમાજને મુખ દેખાડવું પણ મુશ્કેલ થઇ પડશે, અને યાદ રાખજો કે તે પરિસ્થિતિને માટે આપ સૌ મોટાઓને જ પ્રાયશ્ચિત કરવું પડશે. માટે હજી પણ મારી વિનંતિ છે કે આપણે વધુ વિચાર ચલાવીને, કાંઈ કાર્ય કરીને જ અહીંથી ઊઠવું જોઈએ.

(મુનિશ્રી વિદ્યાવિજયજીના આ અસરકારક પ્રવચનથી આખી સભામાં સનસનાટી ફેલાઈ ગઇ હતી ને બધાએ ગંભીર મૌન પકડયું હતું.)

રંગવિમળજી—સાહેબજી અદ્ધી થઈ ગયા.

ઉ૦ દેવવિજયજી—આપણે નહિ કરીએ તો શ્વે. કોન્ફરન્સ કામ કરવા તૈયાર છે. આપણે ગામમાં વિચરવું છે કે જંગલમાં? ગામમાં વિચરવું હોય તો સમાજમાં શાંતિ થાય એવું કંઈ કામ કરો.

## દિવસ બાવીસમો

માણેકમુનિજી—આપણે શાસ્ત્રના પાઠ લખી દઈશું.

ઉ૦ દેવવિજયજી—પાઠ આપણી પાસે રહેશે. પાલણપુરમાં દીક્ષા બંધ રહી. સંઘના કાયદા અને રાજ્યના કાયદા પાસે આપણે શું કરીશું? હાથે કરીને તમો એમને ઉચ્છૃંખલ બનાવો છો.

(ત્યારબાદ પંદર મિનિટ સુધી મૌન ચાલ્યું હતું.)

માણેકમુનિજી—નિર્વાણકલિકા પાદલિપ્તાચાર્યરચિત છે, તેમાં દીક્ષાવિધિ છે. એમાં કેવી વિધિ છે અને અત્યારે કેવી વિચિત્ર છે? તેમાં કેટલો ફેરફાર થયો છે તે જણાવવા માટે કહું છું.

(તેના કેટલાક પાઠ વાંચ્યા પછી હસાહસ થઈ ને બીજી વાતોમાં ત્રણ વાગ્યા. ત્યારબાદ પંદર મિનિટ મૌન ચાલ્યું.)

વલ્લભસૂરિજી—કોઈ બોલતું તો છે જ નહિ. તે દિવસે રવિવાર હતો. આજે રવિવાર છે. આ દિવસે આ મંડપમાં બેઠા હતા તો આજે જ સમાપ્તિ થાય તેમ લાગે છે. કારણ કે કોઈ બોલતું નથી; માટે આજની સમાપ્તિ સાથે સંમેલનની સમાપ્તિ સમજી લેશો.

વિદ્યાવિજયજી—હજી પણ હું પ્રાર્થના કરું છું કે બધા હૃદયોની કોમળતા કરીને કાંઈક પણ કરી લો. બેચાર જણા અલગ બેસીને વિચાર કરી આવો અને દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ પ્રમાણે કંઈ ફેરફાર કરી શકીએ તેમ છીએ કે નહિ તે વિચારી લો. 'હા' 'ના' નો નિર્ણય કરો.

ઉ૦ દેવવિજયજી—સાધુઓથી આ કામ થાય તેમ મને નથી લાગતું. શ્રાવકો વચ્ચે બેસે તો જ કાંઈક થશે.

વલ્લભસૂરિજી—તે બરાબર છે. શ્રાવકોને બેસાડવા જ જોઈએ.

વિદ્યાવિજયજી—હજુ પણ એકાદ દિવસ સંમેલન મુલતવી રાખીને પણ બે ચાર સાધુઓ ચાર શ્રાવકોને સાથે બેસાડી નિર્ણય કરે એ યોગ્ય છે. કાંઈ જ નહિ કરીએ તો ભારે હાંસી થશે. માટે જરૂર કાંઈક રસ્તો કાઢવો મને તો ઠીક લાગે છે.

નેમિસૂરિજી—સાગરજી ! કહો શી રીતે કરવું છે ?

વિદ્યાવિજયજી—દરેક ગ્રુપોમાંથી બબ્બે કે ત્રણ ત્રણ નક્કી કરીને એક સ્થાને તેમની મીટીંગ બોલાવીને નક્કી કરવામાં આવે તે મને ઠીક લાગે છે. પછી તેમને જરૂર હોય તો યોગ્ય શ્રાવકોને મીટીંગમાં બોલાવે.

ઉ૦ દેવવિજયજી—બાર કરતાં પાંચ મોટા આચાર્યોને જ નક્કી કરો ! તેઓ નિર્ણય કરે તે બધાએ મંજુર રાખવો.

સાગરાનંદસૂરિજી—પાંચ જણા કરે તે બધાને મંજૂર છે, એ નક્કી કરો ! એ પાંચ સવારમાં વિચાર કરે અને જે નિર્ણય કરે તે બધાએ મંજૂર રાખવો, અને આગળ સંમેલનનું કામ બપોરે શરૂ કરવું.

વિદ્યાવિજયજી—આટલો ખુલાસો અહીં ન થઈ શકે કે ફેરફાર કરવો કે નહિં ? 'હા' કે 'ના' એટલું જ પૂછી લેવામાં આવે. શું કરવું તે પછી નિર્ણય થશે.

રંગવિમલજી—આનો જવાબ અહીં કોઈ આપશે નહિ.

પુણ્યવિજયજી—પરિવર્તન થઈ શકે છે, પરિવર્તનો થયાં છે, થાય છે અને થશે. આપણે નહિ કરીએ તો બીજાઓ કરશે. બીજા કરશે તો અવ્યવસ્થિત થશે. આપણે કરીશું તો

વ્યવસ્થિત થશે. હું ધારું છું કે પરિવર્તન ન જ થઈ શકે એમ કોણ કહી શકે તેમ છે? માટે દરેક ગ્રુપમાંથી બબ્બે કે ત્રણ ત્રણ નીમો! ચારસોમાં પોતાના વિચારો ખુલ્લા દિલથી ન કહી શકાય. ૪૦૦ ભેગા મળીને દિવસોના દિવસો રોકાઇશું, તે કરતાં થોડાની કમીટી નીમીએ, ને તે વિચાર કરે તો વધારે ઇષ્ટ છે.

સાગરાનંદસૂરિજી—પુણ્યવિજયજીએ કહ્યું, તેમ કમીટી ચૂંટવી યોગ્ય લાગે છે?

ઉ૦ દેવવિજયજી–મને ઠીક લાગે છે. તમને કેમ લાગે છે?

(આ સમિતિમાં ઘણાએ સંમતિ આપી હતી.)

ચંદ્રસાગરજી—પુણ્યવિજયજીએ નોટ કરી છે, તેમાં જે કારણો લખ્યાં છે; તે કારણોથી શાસનની હાનિ થઇ છે, તેનો નિર્ણય ન થાય ત્યાં સુધી પરિવર્તન કરવું કે ન કરવું એટલા માટે ભલે વિચાર કરો. તેમાં વાંધો નથી. અનિચ્છનીય વાતાવરણ શા કારણથી થયું છે તે નક્કી કરવામાં ન આવે ત્યાં સુધી તેમાં હું સંમત નથી. ઉમ્મરને અંગે અનિચ્છનીય વાતાવરણ થયું નથી, એમ હું સ્પષ્ટ માનું છું.

વિદ્યાવિજયજી—આનો અર્થ એમ થાય કે હજુ અનિચ્છનીય વાતાવરણના અંગે જ શંકા રહે છે. તો થયું છે કે નહિ, તેનો નિર્ણય કરો.

ચંદ્રસાગરજી–જો વાતાવરણ અનિચ્છનીય છે, તો તે દીક્ષાની વયને અંગે નથી.

વલ્લભસૂરિજી—અનિચ્છનીય છે કે નહિ, હોય તો શા કારણથી છે તે, અને તેમાં શું પરિવર્તન કરવું, એ બધી સત્તા હોય તો જ કમીટી નીમવી.

લબ્ધિસૂરિજી—ચંદ્રસાગરના કથનને હું મળતો છું, આ કારણથી અનિચ્છનીય વાતાવરણ થયું છે કે નહિ તે નક્કી કરવું જોઈએ.

નેમિસૂરિજી—કોઈપણ રસ્તે વિદ્યાવિજયજી કહી ગયા તેમ, શાંતિ કરીને ઊઠીએ તો જ ઠીક થાય. 'ઓપન માઈન્ડ' (Open Mind) વાળાઓએ મળીને કામ કરવું.

લબ્ધિસૂરિજી—વચને આગળ લઈ જવી તે વીતરાગના શાસનને બાધા પહોંચાડવા બરાબર છે. રાજ્યનું આક્રમણ ન થાય, શાંતિ થાય તેમ કરવું, પણ વચને આગળ લઈ જવી તે વ્યાજબી નથી.

નેમિસૂરિજી—વિદ્યાવિજયજી કહે છે તેમ આવો સમય મળવો મુશ્કેલ છે. માટે શાંતિ થાય તેમ કંઈક કરીને ઊઠવું. 'વોટ' ને 'કમીટી' રહેવા દો. પણ સામાન્ય રીતે વિચાર કરીને આવીએ તો તે શું ખોટું છે ?

વિદ્યાવિજયજી—સરકારના કાયદા બની રહ્યા છે.

વલ્લભસૂરિજી—નહિ, ગૃહસ્થો સરકાર પાસે કાયદાઓ પાસ કરાવશે.

પં૦ રામવિજયજી—અહીં એમ કહેવામાં આવે છે કે ૮–૮ વર્ષના બાળકોને દીક્ષા આપે છે, તેથી કોલાહલ થાય છે. બીજી બાબતમાં શ્રાવકો કોલાહલ કરશે તો ૮ થી ૧૬ વર્ષ સુધીમાં કોઈ સંમતિ વિના દીક્ષા દેતું નથી. માબાપનો વિરોધ નથી, વાલીઓનો વિરોધ નથી, કુટુંબીઓનો પણ નથી, પણ વિરોધ કોણ કરે છે તે બધું હું જાણું છું. ક્યા શ્રાવકોને આપણે એકઠા કરીશું કે તેનું કહેવું બધા માની લેશે ? માટે વિરોધ

કરનાર કોણ છે તેનો નિર્ણય કરો. રસ્તે ચાલતો વિરોધ કરવા આવે તેનો ખુલાસો આપણે ન કરી શકીએ.

વિદ્યાવિજયજી—આજે સમાજમાં જે પ્રશ્ન ઊભો થયો છે, તે વ્યકિતગત નથી, સમષ્ટિ રૂપ છે. રાજ્યોમાં કાયદા થઇ ગયા છે, ને જો આપણે કાંઇ પણ નહિ કરીએ તો એક પછી એક રાજ્યોમાં અને ગવર્નમેન્ટમાં કાયદાઓ થશે. હું પૂછું છું કે બાળદીક્ષાઓ જો આમાં કારણભૂત નથી, કલેશો થયા નથી, લોકોનો વિરોધ નથી તો પછી વડોદરાએ કાયદો કર્યો શા માટે?

સાગરાનંદસૂરિજી—સુધારાની ધુનથી.

વિદ્યાવિજયજી—છતાં ત્યારે એ તો નક્કી થયું કે સંસારમાં એક એવો સુધારક વર્ગ જરૂર છે, કે જે સમાજના સડાઓને પસંદ કરતો નથી, અંધાધુંધીને પસંદ કરતો નથી; અને આપણો ગમે તેટલો પોકાર હશે; છતાં આપણા ઉપર કાયદાઓ નાખશે. ઠીક છે: આપણે આમ નહિ માનીએ અને આપણી મેળે કંઇ નહિ કરીએ તો, કાયદાઓ થશે તેને જરૂર આધીન થઇશું.

પં૦ રામવિજયજી—માત્ર થોડા ભાગના ઉકળાટને લીધે જ શાસ્ત્રની વાતો કોરે મૂકીને કાંઇ કરવામાં આવે, તેમાં અમે સંમત નથી: રાજા સુધારાની ધુનમાં હોય અને તેથી કાંઇ કાયદાઓ કરે તેથી આપણે કાંઇ પરિવર્તન કરવાની જરૂર નથી. બાકી આપણામાં જ્યાં સડો હોય તેને દૂર કરવો જોઇએ. અમદાવાદમાંના તમામને પૂછો! બધા દીક્ષા અને બાળદીક્ષામાં સંમત જ છે બાળદીક્ષિતો જોઇને બધા ખુશી થાય છે.

વલ્લભસૂરિજી—સમાજને અનુકુળતા હોય તો આપણને વાંધો શું ?

પં૦ રામવિજયજી—સાક્ષી આપનાર એક પણ દાખલો પુરવાર કરી શકયા નથી, એમ ગોવિંદભાઈ પોતાના રિપોર્ટમાં લખે છે. બાળદીક્ષામાં પણ લાભ થયા છે તેમ લખે છે.

વલ્લભસૂરિજી—આ માટે સમાજને પ્રતિકુલતા નથી તો આપણને વાંધો નથી જ.

પં૦ રામવિજયજી—હું તો સમાજના મોટા ભાગને માટે કહું છું.

વલ્લભસૂરિજી—તો મોટો ભાગ નાના ભાગને સમજાવી લે.

પં. રામવિજયજી—એમ બને તેમ નથી. આ વીશ હજારની વસતીવાળા અમદાવાદમાં એક જ ધીરજલાલ ( ધીરજલાલ ટોકરશી શાહ, તંત્રી : જૈન જ્યોતિ ) સાધુ સંસ્થાને માટે બેફાટ લખે છે. શરૂઆતમાં બે ત્રણ ફકરાઓ તો એકદમ નિંદાના હોય છે. તેને કોઇ સમજાવી શકતું નથી તો પછી થોડા ભાગને કોણ સમજાવી શકે ? બીજો દાખલો મહાસુખભાઇ ચુનીલાલે લખેલો 'અમૃતસરિતા'નો છે. હું વડોદરામાં જ્યાં જ્યાં અધિકારીઓને મળ્યો, ત્યાં ત્યાં એની બે નકલો તો પડેલી હતી જ. આપણે એમના પર કેસ કરવા કયાં જઇએ ? એથી તો આપણી ફજેતી થાય.

વિદ્યાવિજયજી—તો આપણે એક ગૃહસ્થોનું કમીશન નીમવું જોઇએ અને તેમની આગળ ધીરજલાલ તથા મહાસુખભાઇ વગેરેને બોલાવીને તપાસ કરવી જોઇએ.

વલ્લભસૂરિજી—અત્યાર સુધીમાં જેમણે જેમણે સાધુઓની નિંદા કરી છે, તે બધાને બોલાવવા જોઇએ અને તપાસ કરતાં

જો સંઘ તેમને બહાર મૂકવાનું યોગ્ય ધારે તો, આપણે તેમાં સામેલ થવું જોઇએ. સમાજમાં અશાંતિ નથી, સમાજને વાંધો નથી તો પછી શું કરવાનું છે? સંમેલન સમાપ્ત કરો.

પં૦ રામવિજયજી સમાજને સંભળાવી દેવું જોઈએ.

વલ્લભસૂરિજી—ગૃહસ્થોની સલાહ ન લેવામાં આવે ત્યાં સુધી કાંઇ નહિ થાય, શાંતિ નહિ થાય, ગૃહસ્થોની અનુકુળતાથી કરેલું કાર્ય સફળ થાય. માટે જો નિર્ણય પર આવવાનું હોય તો પાંચ ગૃહસ્થોની સલાહ લઇને કમીટી કાંઇ કામ કરશે તો સારું જ થશે.

નેમિસૂરિજી—ગૃહસ્થો અને આપણી કમીટી ન્યાયપૂર્વક કરીશું તો ઘણા માનશે. થોડા નહિ માને તો તેમાં આપણને વાંધો નથી. પણ લોકોને આપણે એમ દેખાડી આપીએ કે અમે ન્યાયપૂર્વક કર્યું છે.

વિદ્યાવિજયજી—આવી રીતે આપણે ઘણા વખત ભેગા થયા છીએ, માટે હવે ગૃહસ્થોને સાથે મેળવીને કામ કરીએ તો જ કંઇક થઇ શકે. ભલે એક કમીટી તરીકે તેમને ન ભેળવો. પરન્તુ સલાહકારક તરીકે ખાનગીમાં પણ ભેળવ્યા વિના છુટકો નથી.

નેમિસૂરિજી—પહેલાં આપણે પાંચ જણા મળી વિચાર કરીએ અને પછી ગૃહસ્થોની સલાહ લેવી યોગ્ય લાગશે તો લેશું.

ત્યારબાદ આજની ચર્ચા ખતમ થઈ હતી.

## તેવીસમો દિવસ

ચૈત્ર સુદ ૧૧, સોમવાર

તા. ૨૬ માર્ચ, ૧૯૩૪

આજે ગઈ કાલના સમયે જ સાધુસંમેલનની બેઠક શરૂ થઈ હતી. લગભગ ૧–૩૦ મિનિટે મંગળાચરણ થયું હતું. પરંતુ મંગળાચરણ પછી કાંઈ પણ કાર્ય શરૂ થવાને બદલે ચિરપરિચિત મૌનનો આરંભ થયો હતો. ૩૫ મિનિટ સુધીના એ મૌન પછી લગભગ દરેક જણના મુખ ઉપર નિરાશા અને વિષાદની છાયા ઢળી ગઈ હતી. નિરાશા અને નિષ્ફળતાની અંદર ઝોલા ખાતા આ વાતાવરણમાં સહુથી પ્રથમ ઉપાધ્યાય શ્રી દેવવિજયજીનો સૂર સંભળાયો. 'કંઈ કામકાજ ચાલતું હોય તો બેઠા કામના, નહિ તો ઉપાશ્રયે જઈને કાંઈ વાંચીએ.'

રંગવિમળજી—પુસ્તકો વાંચવાં છે ? સામે લાયબ્રેરીમાં ઘણાં પડ્યાં છે ?

પુણ્યવિજયજી—પુસ્તકો વાંચવા હોય તો હું આપું ?

હર્ષસૂરિજી—કાલે નીકળેલી વાતનો ખુલાસો થઈ જાય તો ઠીક.

માણિક્યસિંહસૂરિજી—એક બીજાની સામે જોઈ બેસી રહેવાથી કાંઈ કામ થાય નહિ. માટે બોલો, કોઈ બોલતું કેમ નથી ? નિંદા થાય છે, શાસનની હેલના થાય છે માટે કાંઈક કરો. કેટલાક અકળાઈ રહ્યા છે. અમદાવાદમાં રહેનારને વાંધો નથી, પણ વિહાર કરનાર માટે તો તાપ વધતો જાય છે. શાસન

પારગામી છું; એ તો કોઇએ માનવું જ નહિ. શાસ્ત્રોમાં અપેક્ષાથી બધું લખાયું છે.

પુણ્યવિજયજી—કેટલાક યોગને અણાગમ કહ્યા છે, તેનું કેમ?

રંગવિમલજી—દેવર્ધિગણિ ક્ષમાશ્રમણનું સંમેલન કેટલું ચાલ્યું હતું?

સાગરાનંદસૂરિજી—લખતાં લખાવતાં બારવર્ષ થયાં હતાં.

રંગવિમલજી—ત્યારે આ સંમેલન ઇતિહાસને પાને લખશે કે દોઢમાસ સંમેલન ચાલ્યું હતું. ઠીક ત્યારે સાહેબ! પૂજામાં પધારો અને હું ચાહું છું કે આજના જેવી જ હંમેશાં શાંતિ જળવાતી રહે. કાં તો કામ કરો, નહિ તો પૂજામાં પધારો.

વલ્લભસૂરિજી—સાધુઓમાં અનિચ્છનીય વાતાવરણ થયું છે, કોઈ એમ માનો છો? જો તેમ હોય તો સંમેલન ચાલુ રાખો, નહિ તો સંમેલન સમાપ્ત કરો. ગૃહસ્થોમાં અનિચ્છનીય વાતાવરણ હશે તો તેઓનું કામ તેઓ કરી લેશે. તેને જરૂર હશે તો તે કરી લેશે. નહિ જરૂર હોય તો નહિ કરે. આટલું તો કરો કે ગૃહસ્થોના અનિચ્છનીય વાતાવરણમાં જરા પણ સાધુઓએ સાથ ન આપવો. એટલી જ પ્રતિજ્ઞા કરી લેવી જોઇએ

રંગવિમલજી—એ પણ મુઠ્ઠીભર.

વલ્લભસૂરિજી—મુઠ્ઠીભર હોય કે ગાડાભર, ગૃહસ્થોમાં છે ને! (નેમિસૂરિજી પ્રત્યે) મહારાજ! કાંઈ નિવેડો લાવો. વાદી, પ્રતિવાદી, સાક્ષી, પ્રતિસાક્ષી બહાર બેઠા છે, તેને માટે આપણે ફેંસલો કરવો તે નકામો જ છે. આપણામાં અનિચ્છનીય વાતાવરણ નથી તો આપણે પવિત્ર થઇને ઊઠો.

નેમિસૂરિજી—ગૃહસ્થોનું અનિચ્છનીય વાતાવરણ તેઓ ઠીક

કરી લેશે. આપણે એકઠા થયા છીએ, તો કાંઇક ઠીક કરીને સુધારો કરીએ તે સારું જ. આજ તો બકરી ઇદ છે ને દિવસ તો ગયો જ. પરમ દિવસે પ્રભુ મહાવીરનું કલ્યાણક છે, તે દિવસે કામ સમાપ્ત કરીને નીકળી જઇએ તો સારું. સાધુઓમાં કંઈ ભેદભાવ હોય તે દૂર થઇ જાય. એ પાંચ મળીને ત્રીસ પાસે મૂકી, ઠેકાણે કરીને ઊઠીએ તો સારું.

વલ્લભસૂરિજી—પાંચ જણે વાટાઘાટ કરી નિર્ણય કરી ત્રીસમાં મૂકવો. બધાને સંમત થાય તો જ સંમેલનમાં આવવું, નહિ તો આવવું જ નહિ.

નેમિસૂરિજી—આ વાત મને પણ ઠીક લાગે છે.

ત્યારબાદ કમીટી નીમવા વિષે ચર્ચા ચાલી અને લગભગ બધાનો મત કમીટી નીમવાનો થયો, પણ સાગરાનંદસૂરિજીના શિષ્ય ચંદ્રસાગરજીએ તેનો વિરોધ કર્યો. એમની દલીલ એવી હતી કે પરચુરણ ગ્રુપમાંથી એકલા જયસૂરિજી કેમ? મારું નામ પણ આવવું જોઇએ. પરંતુ શ્રી વિજયવલ્લભસૂરિજીએ જણાવ્યું કે તમે ગુરુથી જુદા ન પડયા હોત તો? આખરે તેમણે પોતાની જીદ મુકી દીધી ને નીચે પ્રમાણે નવ નામો ચૂંટાયા.

(૧) શ્રી વિજયનેમિસૂરિ
(૨) શ્રી વિજયનીતિસૂરિ
(૩) શ્રી ભૂપેન્દ્રસૂરિ
(૪) શ્રી વિજયવલ્લભસૂરિ
(૫) શ્રી સાગરાનંદસૂરિ
(૬) શ્રી વિજયદાનસૂરિ
(૭) શ્રી વિજયસિદ્ધિસૂરિ

(૮) શ્રી જયસૂરિ

(૯) મુનિ શ્રી સાગરચંદજી.

આ કમીટી જે ઠરાવો કરે તે બધાએ મંજૂર કરવા, એ વાત આગળ ચાલતાં, દરેકની એ ઠરાવ પર સહીઓ લેવાનું નક્કી થયું. એ વખતે ચંદ્રસાગરજી કહેવા લાગ્યા કે "હું તો તે નિર્ણયો ઉપર મારી જુદી નોંધ કરીશ!"

એક મુનિએ કહ્યું; 'જો તમારે જુદી નોંધ કરવી હોય તો પછી આ નવ સાધુઓ શા માટે મહેનત કરે? બધાની સાથે તમારે પણ તે કબૂલ રાખવું હોય તો જ આ સમિતિ નીમાય."

અગાઉ જ્યારે નવની કમીટી નિમાઇ અને કામ ઠેકાણે પડે તેવું વાતાવરણ થયું હતું, ત્યારે આ મુનિએ જ પથરો મારી ચારની કમીટી ઊભી કરી હતી. એટલે આ વખતે પણ ફાવી જવાશે એવી ધારણા હતી પણ છેવટે તે નિષ્ફળ ગઇ.

## સારાંશ

નવ જણની સરમુખત્યાર કમીટી નક્કી થઇ. આજે હંમેશ કરતાં લગભગ એક કલાક વધારે થયો હતો, પરંતુ તેના પરિણામે કામ ઠીક થયું ગણાય. એકંદરે બધાને આનંદ થયો અને કંઇક સારું કામ થશે એવી હવા સઘળે પ્રસરી ગઇ.

આ વેળા થોડા વખતથી શારીરિક અસ્વસ્થતાને કારણે પીડાતા ન્યાયવિશારદ, ન્યાયતીર્થ, વિદ્વાન્ મુનિ શ્રી ન્યાયવિજયજી મહારાજ જેઓ બાલદીક્ષાના સમર્થ વિરોધી તરીકે પંકાયેલ છે; તેઓ સ્વાસ્થ્ય ઠીક ન હોવાથી અહીં ભરાયેલા મુનિ સંમેલનમાં ભાગ લઇ શક્યા નહોતા. તેઓએ તા. ૨૫ મી માર્ચે

## દિવસ તેવીસમો

અમદાવાદ ખાતે મુનિ સંમેલન પર એક તાર કરી નીચે મુજબનો સંદેશો પાઠવ્યો હતો:—

"અસ્વાસ્થ્યને કારણે સંમેલનમાં પુગી શકયો નથી. બાલ-દીક્ષાની હિમાયત કરતો ઠરાવ પાસ ન થાય તેમ ઇચ્છું છું; મહેરબાની કરી એ સામે મારો વિરોધ નોંધી લેશો. મારો નમ્ર અભિપ્રાય છે કે બાલદીક્ષાની તરફદારી કરવામાં સંમેલન પોતાનો મોભો ગુમાવશે. આશા રાખું છું કે સોળ વર્ષ પહે-લાના દીક્ષાદાન પર અંકુશ મુકવાનું સંમેલન ડહાપણ બતાવશે."

'ન્યાયવિજય'

આની અસર ઠીક થઇ હતી.

## ચોવીસમો દિવસ

ચૈત્ર સુદી ૧૨, મંગળવાર

તા. ૨૭ માર્ચ,૧૯૪૪

આજે નવ જણની કમીટી સંમેલનના મંડપમાં સવારના સાડાઆઠ વાગતાં મળી હતી. બીજા કેટલાક સાધુઓ પણ ત્યાં એ વખતે ગયા હતા, પરંતુ દૂર બેઠા હતા. આ કમીટીએ લગભગ સવા વાગ્યા સુધી કામકાજ કર્યું હતું; જેમાં બધો વખત દીક્ષાનો પ્રશ્ન જ ચર્ચાયો હતો.

ત્યારબાદ ત્રણ વાગે તેઓ ફરી મળ્યા હતા, છતાં દીક્ષાનો પ્રશ્ન હજી પૂરો થયો ન હતો. આખા દિવસના કાર્યમાં દીક્ષાને લગતી ૭ કલમો પસાર થઇ હતી.

# પચીસમો દિવસ

ચૈત્ર સુદ ૧૩, બુધવાર

તા. ૨૮ માર્ચ, ૧૯૩૪

નવ જણની સરમુખત્યાર કમીટી નિમાઇ ત્યારે ધારવામાં આવતું હતું કે તેઓ મહાવીર જયંતીના પવિત્ર દિવસે, જરૂર પોતાનો એકમતે થયેલો નિર્ણય જાહેર કરવાની સ્થિતિમાં આવશે; પણ તે ધારણા તેઓએ ખોટી પાડી હતી ! એટલું જ નહિ પણ તેઓ હજી દીક્ષાના પ્રશ્નને પૂરો વટાવી શકયા નહોતા.

આજે એક વાગે નગરશેઠના વંડે નવ જણની કમીટી મળતાં દીક્ષાનો પ્રશ્ન આગળ વધ્યો હતો તે વખતે શ્રી વિજયસિદ્ધિસૂરિજીએ જણાવ્યું કે 'ઓ બા ! ગઇ કાલે કરેલી કલમોમાં કાંઇક ફેરફાર કરો. અમને જુવાનિયાઓએ ચુંથી નાંખ્યા.' તે વખતે શ્રી વિજયદાનસુરિજીએ પણ જણાવ્યું કે 'ગઇ કાલની વાત ગઇ કાલે રહી, આજે નવેસરથી વિચાર કરો.'

પરંતુ શ્રી વિજયનેમિસૂરિએ જણાવ્યું કે 'આ (શ્રી વિજયવલ્લભસૂરિજી પ્રત્યે) તો બહુ ઉદાર છે કે તેણે પોતાની ઘણી વાતો જતી કરી. હવે એમાં કાંઇ ફેરફાર થઇ શકે નહિ !'

આ રસાકસી ઘણો વખત ચાલી અને આખરે તેઓએ એ વાતને સ્વીકારી.

## પ્રકીર્ણ

ચોવીસમા દિવસે સરમુખત્યાર કમીટીએ દીક્ષાને લગતી સહી

## છવ્વીસમો દિવસ

### ચૈત્ર સુદ ૧૪, ગુરુવાર

### તા. ૨૯ માર્ચ, ૧૯૩૪

**આ**જે નવજણની કમીટી પ્રાતઃકાળમાં તથા બપોરે એમ બે વખત મળી હતી અને તેણે સ્થાનનું ફરીથી પણ પરિવર્તન કર્યું હતું. તેઓને માટે નગરશેઠના મકાનમાં ઉપરના માળે બેસવાની ગોઠવણ થઇ હતી, જેથી તેમના કાર્યમાં કોઇ જાતની ખલેલ ન પહોંચે. દરેક આચાર્ય જ્યારે નગરશેઠના વંડે આવતા હતા; ત્યારે બે કે ત્રણ સાધુઓ સાથે જ આવતા. જ્યારે દાનસૂરિજી–ગ્રુપની મોટી સંખ્યા ઉતરી પડતી. એથી નીચે બેઠેલા સાધુઓને આશ્ચર્ય થતું. જે નવ વયોવૃદ્ધો નિર્ણય કરતા હતા, તેમાં આ સંખ્યા કઇ રીતે મદદકર્તા થશે એ સમજાતું નહોતું. વળી આ ઉપરાંત કેટલાક સોસાયટીભકતો મુનિ સંમેલનની ચાલુ કાર્યવાહી જાણવા બે દિવસથી પ્રયત્ન કરી રહ્યા હતા, એમ માલુમ પડ્યું હતું; તેથી તેમને અમુક સાધુઓએ સખત રીતે જણાવ્યું હતું કે આ તમને શોભતું નથી.

આજે સાધ્વીઓના પ્રશ્ન ઉપર ભારે રસાકસી થઇ હતી. પરંતુ દીક્ષાનો સળગતો પ્રશ્ન કમીટી સાંગોપાંગ વટાવી ગઇ હતી અને દેવદ્રવ્યના બીજા સળગતા પ્રશ્નને તેણે હાથ ધર્યો હતો. સાંજ સુધીમાં તેનો છેવટનો નિર્ણય થયો નહોતો.

# સત્તાવીસમો દિવસ

## ચૈત્ર સુદ ૧૫, શુક્રવાર

## તા. ૩૦ માર્ચ, ૧૯૩૪

દીક્ષાનો સળગતો પ્રશ્ન પૂરો થયાનું મનાતું હતું, પણ સાધ્વીઓનો પ્રશ્ન છોડી દેવાથી તે પ્રશ્ન પણ અધૂરો રહ્યો હતો. અને બીજો સળગતો પ્રશ્ન દેવદ્રવ્યનો હાથ ધરવામાં આવ્યો હતો, જે શાસ્ત્રની ચર્ચામાંથી પસાર થયો હતો. આ આખો દિવસ એની જ ચર્ચા કરવામાં વ્યતીત થયો હતો. સાગરાનંદસૂરિજી–દાનસૂરિજી વગેરે રૂઢિના ચીલા મજબૂત કરવા કમ્મર કસી રહ્યા હતા. ચર્ચા કેટલીકવાર ગરમાગરમ બની જતી હતી.

### પ્રકીર્ણ

આજે લગભગ સાડાચાર વાગે નગરશેઠના વંડે ઉપાધ્યાયાય શ્રી દેવવિજયજી, મુ૦ પુણ્યવિજયજી, મુ૦ વિદ્યાવિજયજી, મુ૦ દર્શનવિજયજી તથા મુ૦ હેમેન્દ્રસાગરજી; એમ પાંચ જણાનું ડેપ્યુટેશન ગયું હતું. તેમણે જણાવ્યું હતું કે 'અમે એમ સાંભળ્યું છે કે—આપે સાધ્વીઓનો પ્રશ્ન છોડી દીધો તો તે ઠીક નથી થયું. આજે એ માટે બહુ કડક નિયમો બનાવવાની જરૂર છે કે જેથી તેની પવિત્રતાની રક્ષા થાય વગેરે.' વિજયનેમિસૂરિજીએ એનો વળતો જવાબ આપતાં જણાવ્યું હતું કે 'અમે એ પ્રશ્ન છોડી દીધો નથી. એનો વિચાર ચાલી જ રહ્યો છે.'

ત્યાર બાદ ડેપ્યુટેશનના સભાસદોએ પણ જણાવ્યું હતું કે 'અમે પ્રથમ મહાવીર જયંતીના દિવસે ફેંસલો સાંભળવાની આશા રાખી હતી, ત્યાર બાદ પૂર્ણિમાએ, પણ હજી તો આપ દેવદ્રવ્યનો જ વિચાર કરી રહ્યા છો, જ્યારે કેટલાક સાધુઓ વિહાર કરી ગયા છે, કેટલાકે વિહાર કર્યો છે અને હવે બીજા પણ વિહાર કરવાનો વિચાર કરે છે માટે ખૂબ જલદી ફેંસલો આવવો જોઈએ.'

શ્રી વિજયનેમિસૂરિજીએ એના જવાબમાં જણાવ્યું હતું કે 'મારે પણ જાવાલ જવું છે. હવે બે ત્રણ દિવસોમાં જ બધું કામ પતાવી દઈશું.'

# અઠ્ઠાવીસમો દિવસ

## ચૈત્ર વદ ૧, શનિવાર

## તા. ૩૧ માર્ચ, ૧૯૩૪

દેવદ્રવ્ય પર ખૂબ ગરમાગરમ ચર્ચા ચાલ્યા પછી, આજે સવારે સાડા આઠ વાગે શ્રી નગરશેઠના વંડે તેમના મકાનના બીજા માળે સરમુખત્યાર કમીટીની બેઠક મળી હતી.

આજે સરમુખત્યાર કમીટીમાં દેવદ્રવ્યનો પ્રશ્ન આગળ ચાલતાં કેટલીક રસાકસી થઈ હતી અને સ્વપ્નાંની બોલીનું ઘી દેવદ્રવ્યમાં જ ગણવું જોઇએ કે સાધારણમાં પણ ગણી શકાય, તેની ચર્ચા ચાલી હતી.

છેવટે શ્રી વિજયવલ્લભસૂરિજીએ જણાવ્યું કે "પંજાબમાં તો ઘણાં ગામોમાં સુપનની જ ઉપજ છે, અને તેમાંથી પાઠશાળા વગેરે સંસ્થાઓ ચાલે છે. સુપનાની ઉપજ સાધારણમાંથી દેવદ્રવ્યમાં લઇ જવાનું ઠરાવવામાં આવે તો બધી પાઠશાળાઓ બંધ પડે. શું આમ કરવું તમને ઉચિત લાગે છે?"

આ દલીલથી સહુ વિચારમાં પડ્યા અને છેવટે એવો નિર્ણય થયો હતો કે જે ગામમાં જે પ્રમાણે સુપનાંની બોલીનું ઘી લઇ જવાતું હોય, ત્યાં તે પ્રમાણે લઇ જવું. ત્યારબાદ બાર વાગતાં સહુ વિખરાયા હતા.

બપોર પછી ફરી સરમુખત્યાર કમીટીની બેઠક થઇ હતી

જેમાં સંઘસત્તાનો પ્રશ્ન હાથ ધરવામાં આવ્યો હતો. એના પર ખૂબ ચર્ચા ચાલતાં અનેક જાતના પ્રશ્નો ઉપસ્થિત થયા હતા.

આ ઠરાવ સર્વાનુમતિથી થયો હતો. પરંતુ એમાં રૂઢિચુસ્ત પક્ષનો ભારે અણગમો જણાઈ આવતો હતો.

## પ્રકીર્ણ

સાંજ પછી આ વાતે ધીમે ધીમે ગરમ રૂપ પકડવા માંડયું હતું, ને રૂઢિચુસ્તોના અડ્ડાઓમાં ખાનગી ગુફ્તેગો થવા લાગી હતી. કોઈએ કહ્યું: 'આ સંમેલન તો આપણે ઊભું કર્યું અને આપણે જ ફસાયા!' કોઈએ કહ્યું 'એમાં શું મોટી વાત છે? હજી સહીઓ થોડી જ કરી છે!' વગેરે. રાતભર આ ગુફ્તેગો ચાલી હતી.

## ઓગણત્રીસમો દિવસ

### ચૈત્ર વદ ૨, રવિવાર

### તા. ૧ એપ્રીલ, ૧૯૩૪

**આ**જે સવારમાં શ્રી વિજયદાનસૂરિજી જૈન જ્યોતિનો એક વધારો લઇ નગરશેઠના વંડે પહોંચ્યા અને બીજા કેટલાકને પ્રશ્ન કર્યો કે 'તમે આ લેખ વાંચ્યો છે ?'

ત્યાં બેઠેલાઓએ લેખ વાંચેલો નહિ હોવાથી ના પાડી. આ પ્રસંગે રૂઢિચુસ્ત પક્ષના એક વૃદ્ધ આચાર્યે તો એ લેખ અમુક સાધુનો છે એમ સહસાભ્યાખ્યાન કર્યું.

જૈન જ્યોતિના વધારાઓ સાધુ સંમેલનની કાર્યવાહીનો હેવાલ પ્રારંભથી જ નિયમિત રીતે જનતા આગળ પહોંચાડી રહ્યા હતા; એટલું જ નહિ પણ પ્રતિદિન થતા કાર્યની તેમાં ટૂંક સમાલોચના કરવામાં આવતી હતી અને તેમની આગળ નવીન વિચાર પ્રવાહનો પડઘો પણ બરાબર પાડવામાં આવતો હતો. ૨૭ મા દિવસની કાર્યવાહી પર તેજ રીતે નીચેની ભૂમિકા લખવામાં આવી હતી:—

" સ્વર્ગમાંથી ઉતરેલી ગંગા હિમાચલના પવિત્ર શિખરો પરથી પડીને ત્યાંથી ખડકોમાં થઇ છેવટે માટીમાં વહેવા લાગી; તેવી જ દશા આજે શ્રમણ સંસ્કૃતિના સૂત્રધારોની થઇ છે. આત્માના અનંતકાળના પ્રવૃત્તિ માર્ગમાં વહી જવાના અધ્યવસાય રૂપ આશ્રવને રોકી સંવરરૂપ મહાવ્રત ધારણ કરી તપશ્ચર્યાના બળે કર્મની નિર્જરા કરવાનું એમનું મૂળ લક્ષ હતું, હોવું જોઇએ.

અને તે અનુસાર તેમનો ઉપદેશ સારાસારની તુલના રૂપ જ હોઇ શકે, નહિ કે આદેશ રૂપ. આમ છતાં એ શ્રમણો પોતાના મૂળ હેતુને ભૂલી ગયા. સંવર અને નિર્જરાના પાઠો પઢવાના સ્થળે ધીમે ધીમે આશ્રવનાં દ્વાર પણ તેમણે ખુલ્લાં કર્યાં અને અનેક જાતના કલહો, ભયંકર બખેડાઓ અને સંસારીઓને પણ શરમાવે તેવા આરંભ સમારંભમાં વ્યગ્ર થવા લાગ્યા. અને આજે તો સારાસારની તુલના રૂપ ઉપદેશ ભૂલી છડેચોક તેઓ આદેશમય શૈલીનો ઉપયોગ કરી રહ્યા છે. 'ફલાણા તું આમ કર! મંદિરો બાંધો! મૂર્તિઓ પધરાવો! પુષ્પ ચંદનથી પૂજા કરો! ઉપાશ્રયો બંધાવો, સ્વામીભાઇઓને જમાડો! વિરોધીઓનો ફેંજ કરો! હેન્ડબીલ બાજીથી તેમને થકવી નાંખો! મંડળો કાઢો! મોટરો દોડાવો વગેરે' આ બધા ઉપદેશ જૈન શૈલી મુજબ નથી. જૈન શૈલી તો એમ જણાવે 'આમ કરવું હિતકર છે' 'મંદિર અને મૂર્તિ આત્માને તરવાનાં સાધન છે.' 'સ્વામી ભાઇની ભક્તિ કરવી ઇષ્ટ છે' વગેરે.

"પરંતુ આ શૈલીનો ઉપયોગ આજે ભાગ્યે જ જોવાય છે, એટલું જ નહિ પણ મુનિઓને ઉચિત નહિ, તેવી વસ્તુઓમાં પણ તેઓ માથું મારવા લાગ્યા છે. દાખલા તરીકે દેવદ્રવ્યનો પ્રશ્ન. સાધુઓએ પંચમહાવ્રત ધારણ કર્યા ત્યારથી પરિગ્રહ સઘળાનો ત્યાગ કરેલો હોવો જોઇએ. મિલકત અને તેની વ્યવસ્થાના પ્રશ્નમાં મહાન અસાધારણ પ્રસંગ સિવાય તેમને પડવાનું હોય નહિ. આમ છતાં તેઓ દેવદ્રવ્યની મારામારીમાં આજે મશગુલ થયેલા જણાય છે. મંદિરો બાંધવા બંધાવવાનું કાર્ય શ્રાવકોનું છે, તેનો વહીવટ સંભાળવાનું કાર્ય પણ શ્રાવકોનું છે. એને કેમ નભાવવાં,

ક્યાંથી દ્રવ્ય લાવવું ને કેમ લાવવું તે બધી ચિંતા શ્રાવકોને જ કરવી હિતકર છે. સાધુઓ ક્યા અન્વયે આ પ્રશ્નમાં માથું મારી રહ્યા છે, તે અમે સમજી શકતા નથી.

"આમ છતાં જો તેઓને આ ચર્ચાનો ઘણો જ સ્વાદ લાગી ગયો હોય તો, તેમણે દેવદ્રવ્યની આખી પરીસ્થિતિ પર વિચારણા કરવી જોઈએ. 'અમુક બોલીનું દ્રવ્ય અમુક સ્થળે લઇ જવાય કે નહિ એ પ્રશ્ન પર વિતંડા કરવા કરતાં બદામ જેવડા ચાંદલા કરી મંદિરની મિલકત સંભાળવાને બહાને તેમાંથી લાખો રૂપિઆ ચાંઉ કરી જનારને માટે તેઓ શું કરવા ધારે છે? સાત ક્ષેત્રમાંથી બે ખેતરની સુકવણી કરી બીજા બે ખેતરોને લીલાંછમ રાખવાને બહાને જંગમાં કુદી પડતાં પહેલાં મંદિરોની ક્રોડોની મિલકતનો સુંદરમાં સુંદર વહીવટ કેમ થાય તેનો વિચાર કરવો યોગ્ય નથી? પરંતુ અમારા અનુભવ પરથી જણાયું છે કે સમાજમાં શેઠીઆઓનું બિરૂદ ધારણ કરી 'ભગતો' તરીકે ઓળખાતી વ્યક્તિઓ દેવદ્રવ્ય પર જ તાગડધિન્ના કરે છે, ને મોટરો દોડાવે છે તથા સાધુ મહારાજાઓને પણ તેમાંથી સારી જેવી રકમો વાપરવા મળે છે. એથી સાધુઓ એ શ્રીમંતોને ત્યાં દ્રવ્ય મૂકવાની સંમતિ આપે છે, મતાગ્રહ પકડે છે ને એ શ્રાવકો સાધુ મહારાજે કહ્યું તે તહત્તિ કહી વધાવી લે છે. આમ બંનેની ચશમપોશીથી જૈન સમાજની દેવદ્રવ્યની ક્રોડો રૂપિયાની મિલકત ખવાઈ ગઇ છે. સાથે સાથે એજ ખાતાની પુષ્ટિ થયા કરવાથી બીજા ખાતાં નિર્બળ બની ગયાં છે.

"મહાવીરનો એક અનુયાયી રોટલીના ટૂકડા માટે ટળવળતો હોય, મહાવીરની એક ભક્તા શ્રાવિકાને એબ ઢાંકવા પૂરતા

વસ્ત્રો મળવાનાં જે વખતે સાંસા પડવા લાગ્યા હોય અને વિધવા બહેનોને દ્રવ્યના જ અભાવે શીયળવ્રતો સાચવવાં પણ મુશ્કેલ થઈ પડ્યાં હોય; તે વખતે પણ ચોથા આરાની સાક્ષી માણતા આ સાધુ મહાત્માઓને હીરાના મુગટનાં અને નીલમનાં બાજુબંધનાં સ્વપ્નાંઓ દેખાય છે, વીતરાગ દેવની મૂર્તિ જે ભવ્ય અને શાંતસ્વરૂપવાળી હોય અને મનુષ્યને દર્શનમાત્રથી પવિત્રતાનો સંદેશ આપનારી હોય; તેને આ મહાત્માઓએ તદ્દન બેઢંગી બનાવી દીધી છે. એના પર જરૂર વિનાનાં ઘરેણાંઓના ખડકલા થાય છે. એ વીતરાગના શરીર પર બેવકુફાઈના નમુના રૂપ અંગરખાની રચનાઓ થાય છે ને કાંડે ઘડિયાળો બંધાય છે. અરે! મૂર્ખતા તે ક્યાં સુધી કે જે કૈવલ્યદશાની મુદ્રાથી ભગવાન પૂજ્ય છે, તે કૈવલ્યદશાસૂચક હાથ પણ ઢંકાઇ જાય છે. પુષ્પાદિના આરંભ સમારંભની પણ અતિરેકતા થાય છે. આજની કોઈ પણ તટસ્થ વ્યક્તિને આંગી ચડાવેલી વીતરાગની મૂર્તિ અને વૈષ્ણવના ઠાકોરજીમાં મહત્વનો ભેદ નહિ લાગે.

"મૂર્તિઓની મહિમાનો આ રીતે નાશ કર્યા પછી તેને સુધારવાનો વિચાર કરવાને બદલે હજી તો એની એ સ્થિતિ નભાવવાની આ મહાત્માઓ મુરાદ રાખી રહ્યા છે. એ મૂર્તિઓના ભજનારાની એમને ચિંતા નથી! એટલું જ નહિ પણ શાસ્ત્રમાં નહિ જણાવેલી એવી બાબતો ઊભી કરીને પણ તેઓએ રૂઢિના ચીલા નભાવવા માટે આંધળિયા કર્યા છે. દાખલા તરીકે સ્વપ્નાં ઉતારવાની પ્રથા. પર્યુષણા દરમ્યાન સ્વપ્નાં ઉતારવાનો રિવાજ છેલ્લા ૫૦ વર્ષમાં પ્રચલિત થયો છે, જે મથુરાજીમાં કૃષ્ણનો હિંડોળો ઉતરે છે, એના આબાદ અનુકરણ રૂપ છે. એની શાસ્ત્રીયતા સંબંધમાં કોઇ જ વિચાર કરતું નથી કે આ કેટલા અંશે ઉચિત છે.

"બીજું એ સ્વપ્નાંઓ કયા પ્રકારના દેવ છે કે જેના નિમિત્તે બોલાતું દ્રવ્ય દેવદ્રવ્ય કહી શકાય? શું સ્વપ્નામાં ઉતરતાં બળદ, હાથી, સિંહ, ફૂલની માળાઓ, ધ્વજ, અગ્નિશિખા વગેરે આપણા દેવો છે?

"અમે તો સ્વપ્નાં ઉતારવાં, પ્રતિક્રમણ નિમિત્તે શ્રી બોલવા ને એવી એવી વાણિયાશાહી વાતોને ધાર્મિક વાતો કઇ રીતે ગણવામાં આવે છે તે સમજી શકતા જ નથી. જો કોઇ મહાત્મા આનો શાસ્ત્રદષ્ટિએ ખુલાસો કરશે તો ઉપકાર થશે. બાકી 'પીછેસે ચલી આતી હૈ માટે ધર્મ!' એવી મૂર્ખ માન્યતા બધા આગળ સ્વીકારાવવાનો આગ્રહ હોય તો અમારે કાંઇ કહેવાનું નથી.

"અમને તો એક જ વસ્તુની દિલગીરી થાય છે કે અમૂલ્ય જૈન ધર્મ આ મહાત્માઓના હાથમાં આવી પડયો છે! જગત-માત્રના જીવોને તારવાની તાકાત ધરાવનાર આ ધર્મની તેમણે શું દશા કરી છે; તે જણાવવાની શું આજે જરૂર છે?

"અમારો એ મહાત્માઓને પડકાર છે કે મહેરબાની કરી તમે હવે તમારો દેવદ્રવ્ય બાબતનો વિતંડાવાદ પૂરો કરો. તમને દ્રવ્ય એકઠા કરવાના વિચારો સૂઝે છે પણ ખાઇ જનારને શિક્ષા કરવાના વિચાર સૂઝતા નથી. આ તમારી એક ભેદી રમત છે ને સમાજ તેને હવે બીલકુલ સાંખી લેવા તૈયાર નથી" (જૈન જ્યોતિ ખાસ વધારો ૧૯, તા. ૩૧-૩-૩૪)

જૈન જ્યોતિના ઉપર મુજબના લેખ ઉપરથી છંછેડાઇ પડેલ વિજયદાનસુરિજીએ સાંભળવા મુજબ શ્રી વિજયનેમિસૂરિ તથા શ્રી સાગરાનંદસૂરિ આવી પહોંચતાં, તેમને પણ તે વાત જણાવી. પણ આ વાત સાંભળી તેઓએ ઠંડે કલેજે સાફ શબ્દોમાં જણાવી દીધું કે 'છાપાંઓની વાત માનવી જ

નહિ એવો એક વખત નિર્ણય થઇ ગયો છે, તો હવે એની એ વાત ફરીથી શા માટે થાય છે? અને સાંભળવા મુજબ શ્રી સાગરાનંદસૂરિએ પણ એ વાતને ટેકો આપ્યો. પરંતુ આજની સંમેલનની બેઠકમાં શું બનવાનું હતું તેની કલ્પના સુદ્ધાં કોઇને ભાગ્યે જ આવી હતી.

## પ્રારંભ

સંમેલનની બેઠક શરૂ થતાં શ્રી વિજયદાનસૂરિએ સંઘ-સત્તાને લગતા ઠરાવમાં અમુક શબ્દો ઉમેરવાનું સૂચન કર્યું પરંતુ શ્રી વિજયનેમિસૂરિજીએ જણાવ્યું કે 'જે ઠરાવ થયો છે તે યથાર્થ જ છે.'

ત્યારબાદ શ્રી વિજયદાનસૂરિજીએ એકદમ ઉશ્કેરાઇને સમાજના બુઝર્ગ અને સહુથી વયોવૃદ્ધ પ્રવર્ત્તક શ્રી કાંતિવિજયજી સામે આક્ષેપો કરવાનો પ્રારંભ કર્યો હતો. તેમ કરતાં તેમણે ગમે તેવી ભાષામાં જણાવ્યું કે 'રામવિજયજી પાટણમાં ગયા, ત્યારે તેમના સામે કાળા વાવટા કાઢવાનું સમજાવવામાં પ્રવર્ત્તક કાંતિવિજયજી ઘેર ઘેર ફર્યા હતા.' આ સિવાય બીજી પણ કેટલીક વાતો તેઓ બોલવા લાગ્યા.

શ્રી વિજયવલ્લભસૂરિજીએ એનો ઉત્તર આપતાં કહ્યું કે 'તમારી આ વાત તમે સંઘ સમક્ષ સિદ્ધ કરો! જો એ સિદ્ધ કરો તો તમે કહો તે પ્રાયશ્ચિત લેવા હું તૈયાર છું, નહિતર તમે પ્રાયશ્ચિત લો!'

પણ વાત એટલેથી નહિ અટકતાં આગળ વધી ને પાટણનો પ્રશ્ન છંછેડાયો. એમની દલીલોમાં આક્ષેપ સિવાય કાંઇ હતું જ નહિ. આજે સંમેલનની સભામાં એકાએક આવું

વાતાવરણ ફેલાયેલું જોઇ બધા જ દિંગમૂઢ બની ગયા હતા અને શ્રી નગરશેઠ કસ્તુરભાઇ મણિભાઇ તથા શેઠ વિમળભાઇ મયાભાઇ; જેઓ એ બેઠકમાં શરૂઆતથી ભાગ લઇ રહ્યા હતા તે એમને વિનવવા લાગ્યા કે 'મહારાજ' આ શું કરો છો ?

પણ શ્રી વિજયદાનસૂરિનો મિજાજ શાંત પડતાં કેટલોક વખત વહી ગયો અને આખરે બધાએ તેમની આગળ 'મિચ્છામિ દુક્કડં' માંગ્યો !

આ પછી બીજો પ્રશ્ન ઊભો થયો. શ્રી વિજયદાનસૂરિજીએ જણાવ્યું કે 'અહીં થયેલા ઠરાવો પર હું રામવિજયજીને બતાવ્યા પછી સહી કરીશ.'

(રામવિજય એટલે એમના શિષ્યના શિષ્ય, આવી બાલીશ દલીલ સાંભળી સહુ કોઇને રોષ થયો. આ ગરમાગરમ વાતાવરણ-માંજ સહુ છુટા પડયા.)

એક બાજુ જ્યારે વિજયદાનસૂરિએ આ પ્રમાણે સભામાં અનિચ્છનીય વર્તન કર્યું ત્યારે પં૦ રામવિજયજીએ વિદ્યાશાળામાં પણ ખૂબ ઊભરો કાઢયો. વિદ્યાશાળાની પાટ ઉપરથી ભગવાન શ્રી મહાવીરના વચનામૃતો સંભળાવવાને બદલે કોઇ સંસારીને પણ શરમાવે તેમ બોલવા માંડયું.

એક સાધુ 'જૈન જ્યોતિનો' વધારો લઇને ફરિયાદ કરવા લાગ્યા કે 'આ કેવું છપાય છે ?' પછી પંન્યાસજી મહારાજે પોતાના હાથમાં ગ્રહણ કરી તેના ઉપર પોતાની લાક્ષણિક રોષભરી શૈલિનો ઉપયોગ કર્યો. ત્યાર બાદ એમ પણ બોલ્યા કે ગમે તે નિયમો કરે પણ કોણ માનવાનું હતું ?

એ તો જેમ ચાલે છે તેમજ ચાલશે.' આ સાંભળી સભામાં બેઠેલા ઘણા ભાઈઓને આશ્ચર્ય થયું હતું.

બપોરે શ્રી વિજયનેમસૂરિના ઉપાશ્રયે શ્રી વિજયવલ્લભસૂરિજી, શ્રી વિજયનીતિસૂરિજી, મુનિરાજશ્રી વિદ્યાવિજયજી બધા એકઠા થયા હતા ને મામલો બગડે નહિ તે માટે વિચારણા થઈ હતી. પરંતુ જ્યારે શ્રી વિજયનેમિસૂરિ, શ્રી સાગરાનંદસૂરિ, શ્રી વિજયનીતિસૂરિ, શ્રી વિજયવલ્લભસૂરિજી વગેરે થોડાક સાધુઓ સાથે લગભગ સાડાત્રણના સુમારે નગરશેઠના વંડે પ્રવેશ કર્યો ત્યારે જુદું જ દૃશ્ય જોવામાં આવ્યું.

પં૦ શ્રી રામવિજયજી પોતાના ત્રીસ સાધુઓ સાથે ત્યાં પહોંચી ગયા હતા અને તેટલા જ ભક્તાની ફોજ ત્યાં ખડી થઈ ગઈ હતી.

પં૦ રામવિજયજી પોતાના ઘણા સાધુઓ સાથે આ વખતે સં.મુખત્યાર કમીટીની બેઠકવાળા ખંડમાં પહોંચી ગયા હતા અને ત્યાં કેટલીક ગુફતેગો કરી છજામાં આવી પોતાના એક બે ભક્તોને સંજ્ઞા વડે ઉપર બોલાવવા લાગ્યા હતા. પણ એ ભક્તોએ જવાબ આપ્યો હતો કે અમને ત્યાં જવાનો અધિકાર નથી માટે આપ જ નીચે આવો. એટલે તેઓ નીચે આવ્યા ને બીજા સાધુઓને પણ તે ખંડ ફરજિયાત ત્યાગ કરવો પડયો.

ત્યારબાદ સંમેલનની બેઠક શરૂ થઈ હતી. અત્યારે સહુના મનમાં વ્યગ્રતા હતી. પ્રારંભમાં જ શ્રી વિજયવલ્લભસૂરિજીએ પ્રવર્તકજી સામેના આક્ષેપોનો ઉત્તર આપવા માંડયો અને સંઘ સમક્ષ લેખિત માફી માગવાનો પડકાર કર્યો. પણ શ્રી વિજયસિદ્ધિસૂરિજીએ જણાવ્યું કે "તેમણે મિચ્છામિદુક્કડં લીધેલ

છે તો વધારે આગ્રહ ન કરો.” આથી પોતાને સખત આઘાત થયેલો છતાં શ્રી વિજયવલ્લભસૂરિજીએ વાતને જતી કરી શાંતિ ધારણ કરી.

ત્યારબાદ શ્રી વિજયનેમિસૂરિજીએ જણાવ્યું કે ‘દીક્ષા, દેવદ્રવ્ય અને સંઘસત્તા વિષે જે ઠરાવો થયા છે, તે પર તમારે તમારા શિષ્યોની અનુમતિથી સહી કરવી છે કે અનુમતિ લીધા વિના? આ વાતનો નિર્ણય થવો જરૂરી છે. માટે આવતી કાલે સહુ પોત પોતાનો અભિપ્રાય નક્કી કરીને આવજો.’ આ પછી આજની સભા બરખાસ્ત થઇ. આટલી ટૂંકી કાર્યવાહી આજે પહેલવહેલી જ હતી.

<u>પ્રકીર્ણ</u>

પં. રામવિજયજી પોતાની ટોળી સાથે પાછા ફર્યા. પણ સાંજ સુધીમાં આ વાતે એટલું બધું જોર પકડયું કે પં. રામવિજયજી સંમેલનમાં ભયંકર ગાબડું પાડવા પ્રયત્ન કરી રહ્યા છે, એવું છડે ચોક બોલાવા લાગ્યું. એ વાતનો પુરાવો આપનારી બીજી બે બાબતો પણ ધ્યાન ખેંચનારી થઇ પડી હતી.

એક તો ભોંયણી મુકામે થયેલા ઠરાવો બહાર નહિ પાડ-વાનો નિર્ણય થયેલો. તે નવપદારાધક મંડળના રિપોર્ટમાં છપાવીને બહાર પાડવાનો પ્રયાસ થયો હતો અને તા. ૩૦ મી માર્ચ ૧૯૩૪ ના વીરશાસનના પૃષ્ટ ૩૫૩ પર પ્રગટ થયેલા લખાણમાં મોટું હેડીંગ ‘રાજનગરમાં ચાલતું સાધુ સંમેલન’ કરવામાં આવ્યું હતું ને તેની નીચે ૧૧ મુદ્દાઓનાં નામ આપી, પછી શાસ્ત્ર દૃષ્ટિએ અગિયાર મુદ્દાઓના થયેલા નિર્ણયો, એમ જણાવી ચારની કમીટીનો રિપોર્ટ છાપવામાં આવ્યો હતો. અગાઉ

તેણે મોટા અક્ષરોથી જાહેર કરેલું ને આજ અંકમાં પૃષ્ટ ૩૫૦ ઉપર લખ્યું હતું કે "સાધુ સંમેલનનું કાર્ય બિન જાહેર રીતે ચાલે છે. એના રિપોર્ટો લેવા માટે રિપોર્ટરોને હાજર રહેવાનું નથી અને નિર્ણયો અને સત્તાવાર ખબરો આવ્યા વિના શાસન હિતાર્થે મૌન રહેવાનું અમે ઇષ્ટ ધાર્યું!'

એ વાત તો નક્કી છે કે શ્રીમાન નગરશેઠે આ રિપોર્ટ છાપવા માટે સત્તાવાર રીતે બહાર પાડેલ નહોતું અથવા સાધુ સંમેલનની ત્રીસની કમીટીએ પણ એ બહાર મૂકેલ નહોતું, તો પછી વીરશાસને આ ખરડાની ક્યાંથી તફડંચી કરી? જો જૈન જ્યોતિ કે જૈન પત્રમાંથી તેમણે આ રિપોર્ટ ઉતાર્યા હોય તો 'અપૂર્ણ' અને 'અસત્ય' રિપોર્ટો છાપી પોતે પણ એ જ કોટિમાં દાખલ થયેલ ગણાય અને જો પં. રામવિજયજીએ તેમને પૂરા પાડયા હોય તો તે છડે-ચોક મુનિ સંમેલનના નિયમનો ભંગ કરનારું ગણાય. પરંતુ આ આ યાદિ પ્રગટ કરવામાં જુદો જ હેતુ સમાયેલો હતો. પં. રામવિજયજી ચારની કમીટીમાં હોવાથી એ ભલામણ રૂપ ખરડાને 'નિર્ણયો' તરીકે જાહેર કર્યા હતા અને એથી હવે પછી જે ઠરાવો થાય તે ખરેખરા શાસ્ત્રીય દૃષ્ટિવાળા નહિ પણ દાક્ષિણ્યતાથી કરેલા ઠરાવો છે એવું સાબીત કરી શકાય.

## ત્રીસમો દિવસ

ચૈત્ર વદ ૩, સોમવાર

તા. ૧ એપ્રીલ, ૧૯૩૪

ગઈ કાલે પ્રસરેલા ઉગ્ર વાતાવરણથી આખા શહેરમાં મુનિ સંમેલનના ભાવી માટે જોશભેર અટકળો ચાલી રહી હતી. અને તેમાં મોટા ભાગે નિરાશાનાં જ દર્શન થતાં હતાં. બુદ્ધિશાળી વર્ગે તો દીક્ષાનો કાનુન પસાર થયો, ત્યારથી જ કલ્પના કરી હતી કે હવે રૂઢિચુસ્ત પક્ષનાં લોકો તોફાને ચઢશે અને ખવાય નહિ તો ઢોળી નાંખવાના ન્યાયે, આખા સંમેલનને નિષ્ફળ બનાવવાની કોશીષો કરશે. આમ છતાં હજી પોતાનું ધાર્યું થતું હોય 'તો અમે સંમેલન તોડવા રાજી નથી' એવું દર્શાવવા કેટલીક વાટાઘાટ એ પક્ષમાં ચાલી હતી અને પરિણામે રાતના બે વાગે સંઘસત્તાને લગતા નિયમમાં ઉમેરવાની એક કલમ તૈયાર થઇને બહાર પડી હતી.

સાંભળવા મુજબ એજ વખતે એ નગરશેઠને પહોંચાડવામાં આવી હતી. એમાં જણાવવામાં આવ્યું હતું કે મુનિ સંમેલનના ઠરાવને બાધ આવે એવી રીતે, કોઈ ગામનો શ્રાવકસંઘ ગૃહસ્થ કે સાધુ સામે પગલાં લઇ શકે નહિ. પરંતુ આ કલમને શ્રી વિજયનેમિસૂરિજી વગેરેએ બીનજરૂરી જણાવી હતી.

### પ્રારંભ

સવારના સાડા આઠ વાગે સરમુખત્યાર કમીટીની બેઠક

મળી, ત્યારે શ્રી વિજયદાનસૂરિજી ચૂપ રહ્યા હતા; પણ શ્રી વિજય-સિદ્ધિસૂરિજી મોખરે આવ્યા હતા અને એમની ખાસ ઢબે 'મારું ઘરડાંનું માન રાખીને આમાં તો આટલો ફેરફાર કરો' વગેરે બોલવા લાગ્યા હતા અને છેવટે દેવદ્રવ્યના પ્રશ્ન ઉપર આવી મુસ્તાક થયા હતા. તેમણે ભારપૂર્વક જણાવ્યું હતું કે 'સ્વપ્નાંની બોલીના ઘીનો પ્રશ્ન જે શ્રાવકસંઘની મુનસફી ઉપર છોડી દીધો છે તે ઠીક નથી. એને દેવદ્રવ્ય ઠરાવો તો જ કામ આગળ ચાલી શકશે.'

શ્રી વિજયનેમિસૂરિજીએ જણાવ્યું કે હું તો સ્વપ્નાંની બોલીને દેવદ્રવ્યમાં લઇ જઉં છું. મારું ચાલશે ત્યાં લઈ જઇશ અને આમને (શ્રી વિજયવલ્લભસૂરિને) પણ સમજાવી શકીશ પણ આ બંનેને (ભૂપેન્દ્રસૂરિજી અને સાગરચંદ્રજીને) તમે સમજાવો.

શ્રી સાગરચંદ્રજીએ પડકાર કર્યો કે 'તમારી વાત બીલકુલ ઠીક નથી. સ્વપ્નાંની બોલીનું ઘી તો સાધારણમાં જ જાય. તમે સ્વપ્નાંની વાત કયા શાસ્ત્રમાંથી લાવ્યા છો, એ તો બતાવો ? નવી નવી વાતો ઊભી કરીને એને તમારી જ ઇચ્છામાં આવે એવું રૂપ આપી દો છો, તે નહિ બને, વગેરે..'

આ ગરમ ચર્ચાની અધવચમાં જ શ્રી વિજયસિદ્ધિસૂરિજી અને શ્રી વિજયદાનસૂરિજી ઊભા થયા અને જણાવી દીધું કે 'હવે અમે આ સમિતિમાં આવવાના નથી. અને જો જરૂર હશે તો પ્રતિનિધિ મોકલીશું.' આ પ્રમાણે બોલી તેઓ ચાલતા થયા.

શ્રી વિજયનેમિસૂરિજી આદિ બાકીના સાત સભ્યોએ આથી સર્વમંગલમાંગલ્ય' બોલાવી બેઠક ખતમ કરી.

એ વખતે શ્રી નગરશેઠે જણાવ્યું કે હજી આપ ૨૪ કલાક માટે થોભી જાવ, હું 'તેમને સમજાવીશ અને શ્રી

વિજયનેમિસૂરિજીએ પણ વળતો જવાબ એવો આપ્યો કે 'ભલે, તો ચોવીસ કલાક અમે રાહ જોઇશું. નહિતર છઠ્ઠના દિવસથી બધા વિહાર કરીશું.'

સહુના મનમાં આ વખત વિષાદ અને નિરાશાનાં વાદળ છવાયાં. મહિના સુધી એક ભીષણ યુદ્ધ લડયા પછી યોદ્ધાઓને નિષ્ફળતાના કારણે રણક્ષેત્ર છોડવું પડે, એવી દશા સહુની થઇ પડી.

## દિવસ એકત્રીસમો

### ચૈત્ર વદ ૪, મંગળવાર

### તા. ૩ એપ્રીલ, ૧૯૩૪

ગઇ કાલ બપોરથી, સંમેલન છોડી ગયેલા શ્રી વિજયદાનસૂરિજી અને શ્રી વિજયસિદ્ધિસૂરિજીને સમજાવવા નગરશેઠ શ્રી કસ્તુરભાઇએ અથાગ મહેનત શરૂ કરી હતી. શ્રી સાગરાનંદસૂરિજીએ પણ એક વખત પ્રયત્ન કર્યો હતો.

આજ બપોર સુધીમાં શ્રી નગરશેઠ કંઈ કરી શકયા નહતા, એટલે તેમણે વધુ કોશીશ કરવા માટે ચોવીસ કલાકની માગણી કરી હતી. શ્રી વિજયનેમિસૂરિજીએ તેનો સ્વીકાર કર્યો હતો.

બપોરે શ્રી સાગરાનંદસૂરિજીએ નગરશેઠના વંડે એ બંને વયોવૃદ્ધ આચાર્યોને પોતાનું દૃષ્ટિબંદુ સમજાવ્યું હતુ અને રાત્રે પણ બહુ મોડા સુધી બીજાઓ સાથે વાટાઘાટ ચાલી હતી. આ પરિસ્થિતિથી બંને આચાર્યોના મન તથા શરીર ઉપર પણ ભારે અસર થયેલી જણાતી હતી અને આખરે તેમણે નવ જણાની કમીટીમાં આવવાનું કબૂલ કર્યું હતું.

## બત્રીસમો દિવસ

### ચૈત્ર વદ ૫, બુધવાર

### તા. ૪ એપ્રીલ, ૧૯૩૪

**નિરાશાના** વાદળમાં ઘેરાઇ ગયેલા સાધુસંમેલનમાં આશાનો શ્વાસ આણવાનો નગરશેઠનો પ્રશંસનીય પ્રયત્ન ગઇ કાલ રાતે સફલ થયો હતો.

આ વાતની સવારના નવ વાગે જાહેરાત થઇ હતી, અને એથી શ્રી વિજયનેમિસૂરિના ઉપાશ્રયે અગત્યના સાધુઓ એકઠા થયા હતા.

ત્યારબાદ દશ વાગતાં સંમેલનની સરમુખત્યાર કમીટીની રીતસર બેઠક મળી હતી; જ્યાં આ બંને આચાર્યોએ દેવદ્રવ્યનો પ્રશ્ન ફરી ચર્ચાય એવી માગણી સાથે; બીજા ઠરાવો પર સહી કરવાની કબૂલાત આપી હતી. જો કે એ ફરી ચર્ચવાનો અર્થ પણ કાંઇ ન હતો કારણ કે કોઇપણ વિરુદ્ધ મત પડતાં એ પ્રશ્ન મૂકી દેવાનું ધોરણ અખત્યાર થયેલું હતું; છતાં એમના મનના સંતોષની ખાતર એ વાતનો સ્વીકાર કરી કામકાજ આગળ ચલાવવામાં આવ્યું હતું અને ચોથો ઠરાવ સાધુ સંસ્થાની પવિત્રતા વિષેનો હાથ ધરાયો હતો. એમાં ચારની કમીટીએ ઘડેલો ભલામણ રૂપ ખરડો ચર્ચાયો હતો; જેમાં પં૦ રામવિજયજી તથા શ્રી ચંદ્રસાગરે મળીને કરેલી નોંધની ઘણીખરી કલમો ઊડી ગઇ હતી. પણ એમાં એકલવિહારી બાબતનો ઠરાવ જુદા શબ્દોમાં કાયમ થયો હતો.

તીર્થોની બાબતમાં તો ખરડામાં ઘડાયેલી ત્રણ કલમો લગભગ કાયમ રાખી હતી; જેમાં આણંદજી કલ્યાણજીની પેઢીએ તીર્થરક્ષક ખાસ કમીટી સ્થાપવી, વિદ્વાન સાધુઓએ તીર્થોની પરિસ્થિતિથી વાકેફ રહેવું અને પ્રાચીન શિલ્પકળા હણાઈ ન જાય તેની કાળજી રાખવી એ બાબતનો નિર્દેશ હતો.

આ પછી સાધુ સંસ્થામાં જ્ઞાનાદિની વૃદ્ધિ કેમ થાય તે બાબત હાથ ધરવામાં આવી હતી.

આમ નવા ત્રણ વિષયો સમિતિએ આજ સાંજ સુધીમાં પુરા કર્યા હતા, ને અગિયાર મુદ્દાઓ પૈકી ચાર મુદ્દાઓ, સાધ્વીઓનો સવાલ તથા દેવદ્રવ્યનો સવાલ એમ ૬ મુદ્દાઓ બાકી રહ્યા હતા.

## પ્રકીર્ણ

પંન્યાસશ્રી ધર્મવિજયજી ડેલાવાળાની તબિયત બહુ જ ગંભીર થઇ હતી. આજે સવારે તથા બપોરે બધા મુનિરાજો એમની શાતા પૂછવા ગયા હતા.

# તેત્રીસમો દિવસ

ચૈત્ર વદ ૬, ગુરુવાર

તા. ૫ એપ્રીલ, ૧૯૩૪

આજે સરમુખત્યાર કમીટીની બેઠક સવારે તથા બપોરે એમ બંને વખત મળી હતી. સવારમાં કામકાજ શરૂ થતાં પ્રથમ ઉપદેશ પદ્ધતિનો સવાલ હાથ ધરવામાં આવ્યો હતો, જેમાં કેટલીક ચર્ચા પછી ઠરાવ ઘડાયો હતો.

ત્યારબાદ સંપની વૃદ્ધિ માટે અગાઉ ચાર જણે ઘડેલા ખરડાના શબ્દો જ કાયમ રાખ્યા હતા. આક્ષેપ કરવા નહિ એમ જણાવ્યું હતું.

ત્યારબાદ પ્રતિકાર કમીટીનો અગાઉ નિર્ણય થયો છે, એમ જણાવી એ પ્રશ્ન વિષે ચર્ચા કરવામાં આવી નહતી. જો કે પ્રતિકાર કમીટીમાં નામની ચૂંટણી સિવાય કાંઈ જ થયું નહતું ને શેઠ આણંદજી કલ્યાણજીની પેઢી દ્વારા એ માટેનો પત્રવ્યવહાર કરવો એમ ઠરાવ્યું હતું.

બીજા દિવસે એટલે શુક્રવારે ચાર વાગતાં એ કમીટીની બેઠક રાખવામાં આવી હતી.

ત્યારબાદ ધર્મમાં રાજસત્તાના પ્રવેશ સંબંધીનો પ્રશ્ન ચર્ચાયો હતો જેમાં ઠંડા કલેજે એવી મતલબનો નિર્ણય કરવામાં આવ્યો હતો કે ધર્મમાં રાજ્યની સત્તાને આ સંમેલન અનુચિત માને છે!

બસ આટલી વિધિ પછી સંમેલનનું કામ ખતમ થયું હતું.

સમયે જે વાલી હોય તેની રજા સિવાય દીક્ષા આપી શકાય નહિ, કારણ કે ત્યાં સુધી "શિષ્યનિષ્ફેટિકા" લાગે છે.

આઠ વર્ષથી સોળ વર્ષવાળાની દીક્ષામાં, દીક્ષા લેનારનાં માબાપ અથવા તો વાલીની લેખિત સંમતિ લેવી. જે ગામમાં દીક્ષા આપવાની હોય, ત્યાંના સ્થાનિક પ્રતિષ્ઠિત બે શ્રાવકો દ્વારા લેખિત સંમતિ પ્રમાણે, લેખિત સંમતિ આપનાર દીક્ષા લેનારનાં ખરાં માતા પિતા અથવા તો વાલી છે તેનો નિર્ણય, જે ગામનો તે હોય ત્યાં આદમી મોકલી નિર્ણય કરાવે અને નિર્ણય થયા પછી દીક્ષા આપવી.

દીક્ષા લેનારની યોગ્યતાની પરીક્ષા સામાન્ય રૂપે પોતે કર્યા પછી, વધારે સંમતિને માટે દરેક ગચ્છવાળાએ પોતાના સંઘાડા સિવાયના બીજા સંઘાડાના બે આચાર્યો અથવા તો વડીલોની પાસે યોગ્યતાની પરીક્ષા કરાવી; તે પછી દીક્ષા આપવી. જે ગચ્છ કે સમુદાયમાં બીજા સંઘાડા ન હોય તેમણે પોતાના સમુદાયના બે યોગ્ય સાધુઓની પાસે યોગ્યતાની પરીક્ષા કરાવી સંમતિ મેળવી દીક્ષા આપવી.

દીક્ષા પ્રશસ્ત સ્થાનમાં, જાહેર રીતે, શુભ-મુહૂર્ત આપવી.

દીક્ષા લેનારને દીક્ષા આપી ગ્રહણ-શિક્ષા તેમજ આસેવન-શિક્ષા માટે સોળ વર્ષ પર્યંતની ઉંમર સુધી શ્રુતપર્યાય-સ્થવિર સાધુઓની પાસે રાખવો યોગ્ય છે. જો એના પિતાદિ નિકટ સંબંધી સાધુ થયેલ હોય અને તે એની બરાબર રક્ષા કરી શકે તેમ હોય તો તે સાધુને એના પિતાદિની પાસે પણ રાખવામાં વાંધો નથી.

૨. સોળ વર્ષ પછીની દીક્ષામાં શાસ્ત્રોક્ત "શિષ્ય-નિષ્ફેટિકા" લાગતી નથી, તો પણ હાલનું આ આખુંય બંધારણ કેટલાક અંશે થયેલ અનિચ્છનીય વાતાવરણને લઇને ઠરાવ રૂપે બાંધવામાં આવ્યું છે. તેને જ અનુસરતું ઠરાવવામાં આવે છે કે—સોળથી અઢાર વર્ષ સુધીના દીક્ષા લેનારને પણ તેના વાલીની રજા સિવાય હાલમાં દીક્ષા આપવી નહિ.

૩. અઢાર વર્ષ પછીની ઉમ્મરવાળો દીક્ષા લેનાર માતા, પિતા, ભગિની, ભાર્યા વગેરે જે નિકટ સંબંધી હોય, તેની અનુમતિ મેળવવા માટે તે તે પ્રયત્નો કર્યા છતાં પણ અનુમતિ ન મળે તો દીક્ષા લઇ શકે છે.

૪. દીક્ષા લેનારે પોતાની સ્થિતિને અનુસારે પોતાનાં વૃદ્ધ માતાપિતા, સ્ત્રી અને નાનાં પુત્ર-પુત્રીના નિર્વાહનો પ્રબંધ કરેલો હોવો જોઇએ.

૫. દીક્ષા દેનારે દીક્ષા લેનારમાં અઢાર દોષ પૈકીના કોઇ દોષ ન હોય એ ધ્યાનમાં રાખવું.

૬. દીક્ષા ઋતુબદ્ધ કાળમાં તિથિ—નક્ષત્રાદિ મુહૂર્ત જોઇ શુભ દિવસે આપવી.

૭. વયની અપેક્ષાએ અતિશય વૃદ્ધાવસ્થા ન થાય ત્યાં સુધી દીક્ષા આપવી.

૮. પદસ્થ, વડીલ કે ગુરુ ત્રણમાંથી ગમે તે એકને પૂછ્યા સિવાય દીક્ષા આપવી નહિ.

## ૨—દેવદ્રવ્ય

૧. દેવદ્રવ્ય જિનચૈત્ય તથા જિનમૂર્તિ સિવાય બીજા કોઇપણ ક્ષેત્રમાં ન વપરાય.

૨. પ્રભુના મંદિરમાં કે મંદિર બહાર ગમે તે ઠેકાણે પ્રભુના નિમિત્તે જે જે બોલી બોલાય તે સઘળું દેવદ્રવ્ય કહેવાય.

૩. ઉપધાન સંબંધી માળા આદિકની ઉપજ દેવદ્રવ્યમાં લઈ જવી યોગ્ય જણાય છે.

૪. શ્રાવકોએ પોતાના દ્રવ્યથી પ્રભુની પૂજા વગેરેનો લાભ લેવો જ જોઈએ. પરંતુ કોઈ સ્થળે અન્ય સામગ્રીના અભાવે પ્રભુની પૂજા આદિમાં વાંધો આવતો જણાય, તો દેવદ્રવ્યમાંથી પ્રભુપૂજા આદિનો પ્રબંધ કરી લેવો. પણ પ્રભુની પૂજા આદિ તો જરૂર જ થવી જોઈએ.

૫. તીર્થ અને મંદિરોના વહીવટદારોએ તીર્થ અને મંદિર સંબંધી કાર્ય માટે જરૂરી મિલકત રાખી; બાકીની મિલકતમાંથી તીર્થોદ્ધાર અને જીર્ણોદ્ધાર તથા નવીન મંદિરો માટે યોગ્ય મદદ આપવી જોઈએ, એમ આ સંમેલન ભલામણ કરે છે.

## ૩–સંઘ

૧. શ્રમણપ્રધાન જે સંઘ તે "શ્રમણસંઘ"–એટલે સાધુ છે પ્રધાન જેમાં એવો સાધુ–સાધ્વી–શ્રાવક–શ્રાવિકા રૂપ ચતુર્વિધ સંઘ તે "શ્રમણસંઘ."

૨. શ્રી ચતુર્વિધ સંઘને કરવા લાયક કાર્યોમાં શ્રી ચતુર્વિધ સંઘની મૂખ્ય સત્તા છે.

૩. (સકલસંઘ) શ્રાવક સંઘની શ્રાવક–શ્રાવિકાના સમુદાય ઉપર શાસનગુન્હાની બાબતમાં યોગ્ય કરવા પૂર્ણ સત્તા રહેશે. પણ શ્રાવક સંઘે સાધુ–સાધ્વી પ્રત્યે રાજા સમાન, માતાપિતા સમાન, ભાઈસમાન અને મિત્ર સમાનપણે શુભાશયે વર્તવું યોગ્ય છે.

સાધુ-સાધ્વીઓ ઉપર તેમના સંઘાડાના વડીલની કુલ સત્તા છે

કારણ વિશેષે આચાર્ય અગર સંઘાડાના વડીલની આજ્ઞાથી શ્રાવક સંઘ તે સંઘાડાના સાધુ-સાધ્વી પ્રત્યે જરૂરી ફરજ અદા કરી શકશે. તેમજ કોઇ સાધુ-સાધ્વી અત્યંત અનુચિત કાર્ય કરે, તો તે સમયે શ્રાવક સંઘ ઉચિત કરી શકે છે, પણ આનો દુરુપયોગ થવો ન જોઇએ.

## ૪-સાધુઓની પવિત્રતા સંબંધી

૧. સંઘાડાના વડીલે પોતાના સંઘાડાના સાધુ-સાધ્વીના બ્રહ્મચર્યાદિ યતિધર્મની વિશેષ રૂપે નિર્મળતા વધે તેવા દરેક પ્રયત્ન કરવા.

૨. એક સમુદાયનો સાધુ બીજા સમુદાયમાં જાય, તો તેના ગુરુ અથવા સમુદાયના વડીલની અનુમતિ સિવાય બીજા સમુદાયે રાખવો નહિ. કેવળ અભ્યાસ કરાવી શકાય.

૩. જે સાધુનો વડીલ કોઇ ન હોય તે સાધુને યોગ્ય દેખે, તો બીજા સમુદાયવાળો રાખી શકે.

(ઉપરની બન્નેય કલમો સાધ્વીજીને પણ લાગુ થઇ શકે છે.)

૪. બેથી ઓછા સાધુ અને ત્રણથી ઓછી સાધ્વીઓએ વિચરવું યોગ્ય નથી.

૫. કેવળ સાધ્વી તથા શ્રાવિકા સાથે સાધુએ વિહાર કરવો નહિ, તેમજ કેવળ શ્રાવક સાથે સાધ્વીજીએ વિહાર કરવો નહિ.

## ૫-તીર્થ સંબંધી

૧. તીર્થોના રક્ષણ તેમજ જીર્ણોદ્ધારાદિ માટે સાધુઓએ વિશેષરૂપે ઉપદેશ આપવો.

૨. તીર્થોમાં સાધારણ ખાતાની વિશેષ વૃદ્ધિ થાય તેવો ઉપદેશ આપવો

૩. તીર્થોના જીર્ણોદ્ધારાદિ કાર્ય કરનારાઓને મૌલિક પ્રાચીન શિલ્પકળા તથા શિલાલેખ આદિ હણાઇ ન જાય તેની પૂરતી સાવચેતી રાખવાનો ઉપદેશ આપવો.

## ૬–સાધુસંસ્થામાં જ્ઞાનાદિનો પ્રચાર

૧. આગમોનો અભ્યાસ સમુદાયના વડીલે અથવા તે તે આગમના જાણકાર મુનિઓએ સાધુઓને કરાવવો જોઇએ.

૨. સાધુઓની દર્શનશુદ્ધિ વધે તેવા પ્રયત્નો સમુદાયના વડીલે કરવા જોઇએ.

૩. ચારિત્રક્રિયામાં સાધુઓ તત્પર રહે તેની કાળજી વડીલે અવશ્ય રાખવી જોઇએ.

૪. સર્વ સાધુઓનો વ્યાકરણ, ન્યાય, સાહિત્ય આદિ દરેક જાતનો જ્ઞાનાભ્યાસ એક સ્થળે થઇ શકે એવી એક સંસ્થા કાયમ થાય, એવો ઉપદેશ શ્રીસંઘને સાધુઓએ આપવો યોગ્ય છે.

## ૭–દેશના

૧. સાધુએ શ્રોતા મિથ્યાત્વાદિ આશ્રવમાં ઉત્તેજિત ન થાય અને શ્રી વીતરાગદેવાદિની શ્રદ્ધા તથા પાપની વિરતિનો પોષક થાય તે ધ્યાનમાં રાખી વીતરાગપ્રણિત ધર્મપ્રધાન દેશના આપવી.

## ૮ શ્રાવકોન્નતિ

૧. શ્રાવક–શ્રાવિકાએ, ધન–ધાન્ય–વસ્ત્ર–આભૂષણાદિ સર્વ યોગ્ય વસ્તુથી ધર્મની ઉન્નતિ અને સ્થિરતાને અનુલક્ષીને શ્રાવક–શ્રાવિકાની દ્રવ્યભક્તિ તથા શ્રી વીતરાગદેવ, સાધુ અને ધર્મ પ્રત્યે લાગણીવાળા બનાવવા રૂપ ભાવભક્તિ કરવી. એ બાબતમાં સાધુઓ ઉપદેશ આપી શકે છે.

## ૯–પરસ્પર સંપની વૃદ્ધિ

૧. કોઇપણ સાધુ–સાધ્વી કે તેના સમુદાયના અવર્ણવાદ બોલવા નહિ.

૨. પરસ્પર આક્ષેપોવાળા લેખો કે છાપાં લખવાં કે લખાવવાં નહિ. તથા વ્યાખ્યાનમાં પણ આક્ષેપ કરવા નહિ.

૩. કોઇનો કોઇ જાતનો દોષ જણાય, તો તેમને મળીને સુધારો કરવા પ્રેરણા કરવી અને તેમણે પણ તે દોષ સુધારવા પ્રયત્ન કરવો.

૪. લોકોમાં ભિન્નતા ન દેખાય તેમ પરસ્પર ઉચિતતાએ વર્તવું.

## ૧૦–ધર્મ ઉપર થતા આક્ષેપોને અંગે

૧. આપણાં પરમપવિત્ર પૂજ્ય શાસ્ત્રો તથા તીર્થાદિ ઉપર થતા આક્ષેપોના સમાધાનને અંગે (૧) આચાર્ય મહારાજ શ્રીમદ્ સાગરાનંદસૂરિજી, (૨) આચાર્ય મહારાજ શ્રીમદ્ વિજયલબ્ધિસૂરિજી, (૩) પંન્યાસજી મહારાજ શ્રીમાન લાવણ્યવિજયજી, (૪) મુનિરાજ શ્રી વિદ્યાવિજયજી અને [૫] મુનિરાજ શ્રી દર્શનવિજયજીની મંડળી નીમી છે. તે મંડળીએ તે કાર્ય, નિયમાવલી તૈયાર કરી શરૂ કરવું અને બીજા સર્વ સાધુઓએ એ બાબતમાં યોગ્ય મદદ જરૂર કરવી. તેમજ એ મંડળીને જોઇતી સહાય આપવા શ્રાવકોને પણ પ્રેરણા અને ઉપદેશ આપવો.

## ૧૧–ધર્મમાં રાજસત્તાના પ્રવેશ સંબંધી

૧. ધર્મમાં બાધાકારી રાજસત્તાના પ્રવેશને આ સંમેલન અયોગ્ય માને છે.

શાસ્ત્રમાં બતાવેલ વિધિ-નિષેધ કાયમને માટે સ્વીકારી હાલના અનિચ્છનીય વાતાવરણની શાન્તિને માટે પટ્ટક રૂપે આ નિયમો કર્યા છે. કોઈપણ સાધુ કે શ્રાવક આ નિયમોથી વિરુદ્ધ વર્તશે નહિ અને બીજાને વિરુદ્ધ વર્તવાનું કારણ આપશે નહિ, એવી આશા રાખવામાં આવે છે.

| | |
|---|---|
| વિજયનેમિસૂરિ | વિજયસિદ્ધિસૂરિ. |
| આનંદસાગર | વિજયદાનસૂરિ. |
| વિજયનીતિસૂરિ | |
| જયસિંહસૂરિજી | |
| વિજયવલ્લભસૂરિ. | |
| વિજયભૂપેન્દ્રસૂરિ. | |
| મુનિ સાગરચંદ્ર | |

વીર સંવત્ ૨૪૬૦ ચૈત્ર વદ ૬ ગુરુવાર
વિક્રમ સંવત્ ૧૯૯૦ ચૈત્ર વદ ૬ ગુરુવાર
ઇસ્વીસન ૧૯૩૪ એપ્રીલ માસ તા. ૫ ગુરુવાર

અખિલ ભારતવર્ષીય જૈન શ્વેતાંબર મુનિ-સંમેલને સર્વાનુમતે આ પટ્ટક રૂપે નિયમો કર્યા છે, તેનો અસલ પટ્ટક શેઠ આણંદજી કલ્યાણજીની પેઢીને સોંપ્યો છે.

આ પટ્ટક વંચાઈ રહેતાં જ ઉપાધ્યાય શ્રી દેવવિજયજીએ પ્રશ્ન કર્યો હતો, કે 'અને નહિ પાળે તો ?'

નેમિસૂરિજી—અમને યોગ્ય લાગ્યું, તે અમે નવ જણાએ લખ્યુ છે.

આ વખતે પં. રામવિજયજી કંઈક કહેવા જતા હતા; તથા મુનિ વિદ્યાવિજયજીએ પણ ૩૦ જણની કમિટિ વલી

આભાર માનવાની વાત ઉપાડી હતી; પણ શ્રી વિજયનેમિ-સૂરિજીએ સમય સમજી ઝપાટાબેર સર્વમંગળ બોલાવી, આદીશ્વર ભગવાનની જય બોલાવી કામ ખતમ થયેલું જાહેર કર્યું હતું.

બપોરે શ્રી નગરશેઠના વંડે પૂજા ભણાવવામાં આવી હતી. તથા ચાર વાગે પ્રતિકાર કમિટિની બેઠક પણ નગરશેઠના વંડે મળી; જેમાં કેટલાક નિયમો ઘડાયા હતા. એની સ્વતંત્ર ઓફિસ અમદાવાદમાં રાખવાનું ઠર્યું હતું; જેમાં એક વિદ્વાન્ ગૃહસ્થની મંત્રી તરીકે નિમણૂક કરવાની અને પ્રતિકારને લગતો બધો પત્રવ્યવહાર ક્યાં કરવો, તે સંબંધી કાર્ય થયું હતું.

દિગમ્બર તરફથી થતા આક્ષેપોનો અમુક મુનિરાજોએ જવાબ આપવો, આર્યસમાજીસ્ટનો અમુકે ઉત્તર આપવો. તે બીજાઓનો બીજાઓએ, તે માટે દરેક તે તે સંપ્રદાયના ગ્રંથો તથા વર્તમાનપત્રોથી વાકેફ રહેવાનુ નક્કી કર્યું હતું. વાર્ષિક ખર્ચ માટે રૂા. ૧૦૦૦ની રકમ તેજ વખતે નોંધાઈ ગઈ હતી.

## પ્રકીર્ણ

આજે સાધુસંમેલન ખતમ થયું હતું, ને આ પટ્ટક હવે ચતુર્વિધ સંઘ સમક્ષ વંચાવાનો બાકી હતો. જૈનજ્યોતિ સાપ્તાહિક, જે હંમેશાં પોતાના વધારા કાઢી રહ્યું હતું; તેણે આજે પોતાના વધારા બંધ કર્યા હતા, ને નીચેનું નિવેદન જનતા સમક્ષ રજૂ કર્યું હતું.

“જે કાર્ય નિમિત્તે જૈનજ્યોતિના દૈનિક વધારાઓ પ્રગટ થવા શરૂ થયા હતા, ને કાર્ય હવે પૂર્ણ થયું છે. એનો છેવટનો

ફેંસલો પણ આ અંકમાં વાંચકો જોઈ શકશે; એટલે એ નિમિત્તે હવે દૈનિક વધારો કાઢવાની આવશ્યકતા નથી. અને એથી અમે હવે પછી દૈનિક વધારા કાઢવાનું બંધ કરીએ છીએ. જ્યારથી દૈનિક વધારા નીકળવા શરૂ થયા ત્યારથી જનતાએ જે અપૂર્વ મમતાથી આ પ્રકાશનને વધાવી લીધું છે, તે માટે અમે સર્વના આભારી છીએ. જૈનસમાજના બાળકોથી વૃદ્ધો સુધી અને કન્યાઓથી મોટી ઉમ્મરની સ્ત્રીઓ સુધી અમારા આ પ્રકાશને સહુને વર્તમાનપત્રો વાંચતા કરી દીધા છે, એ અમે અમારા અનુભવથી જોયું છે અને એથી જૈનસમાજમાં એક સારા દૈનિકની આવશ્યકતા જે અમે લાંબા વખતથી સ્વીકારતા હતા, તે મતને પુષ્ટિ મળી છે. જો સારામાં સારા પ્રચારવાળું એક દૈનિક જૈનસમાજમાં ચાલતું હોય, તો એ આખીએ જૈનસમાજને વર્તમાન સ્થિતિથી બરાબર વાકેફ રાખી શકે, ચેતનવંતો બનાવી શકે અને પ્રચંડ સંગઠન પણ સાધી શકે; પરન્તુ એ માટે પ્રારંભમાં મજબૂત પીઠબળ જોઈએ.

"અનેક જાતની મુશ્કેલીઓ વચ્ચે પણ અમે ગ્રાહકોને આપેલા વચન મુજબ નિયમિત રીતે વધારાઓ બહાર પાડી શક્યા છીએ તે માટે જરૂર આનંદ થાય છે. અને હવે પછી પણ પ્રસંગ સાપડે અમારાથી બનતી સેવા કરીશું, એવી અમે વાચકોને ખાત્રી આપીએ છીએ. વગેરે."

## ઠરાવોની જાહેરાત

ચૈત્ર વદી ૧૧, મંગળવાર

તા. ૧૧ એપ્રીલ, ૧૯૩૪

ચૈત્ર વદી ૧૧ ને મંગળવારે સવારે સાડા નવવાગે નગરશેઠના વંડે ચતુર્વિધ સંઘની સભા મળી હતી; જેમાં અમદાવાદમાં હાજર રહેલાં સાધુ સાધ્વીઓ તથા સંખ્યાબંધ શ્રાવક શ્રાવિકાઓ ભેગાં મળ્યાં હતાં. બાળાઓએ પ્રારંભનું મંગળગીત ગાયા બાદ શ્રીમાન નગરશેઠ કસ્તુરભાઈ મણિભાઈએ પોતાનું પ્રાસંગિક ભાષણ વાંચી સંભળાવ્યું હતું. જેમાં મુનિસંમેલન શા કારણે ભરવામાં આવ્યું; તેનો નિર્દેશ કરી, ત્યારબાદ તેનો કેવી રીતે નિર્ણય થયો અને તે માટે શું શું પ્રયત્નો કરવામાં આવ્યા, કેવીરીતે મુહૂર્ત અપાયું, આમંત્રણો નિકળ્યા અને પ્રયત્નોના સંતોષકારક જવાબ મળ્યા એનો ટુંકમાં ઉલ્લેખ કરતું નીચેનું ભાષણ વાંચી સંભળાવ્યું હતું.

શ્રી વીરાય નમઃ

સર્વલબ્ધિ સંપન્નાય શ્રી ગૌતમ સ્વામિને નમો નમઃ

"પરમતારક શ્રી તીર્થંકર દેવોથી નમસ્કૃત થયેલ ચતુર્વિધ શ્રી સંઘમાં અગ્રપદે વિરાજતા શાસન ધુરાધારી પરમપૂજ્ય આચાર્ય દેવાદિ મુનિપુંગવો. પૂજ્ય શ્રી સાધ્વીજીઓ, શ્રાદ્ધગુણ વિભૂષિત ભાઇઓ અને બહેનો,

" આપ શ્રમણ પ્રધાન ચતુર્વિધ શ્રી સંઘનાં દર્શન કરીને હું કૃતાર્થ થાઉં છું. આજનો દિવસ શ્રી જૈનશાસનના ઇતિહાસમાં એક પુણ્ય સ્મારક તરીકે ચિરંજીવ રહેશે

"છેલ્લાં થોડાંક વર્ષોથી આપણા જૈન સમાજમાં કેટલેક અંશે અનિચ્છનીય વાતાવરણ ઉત્પન્ન થયું હતું. આટલું પણ આપણા અવિચ્છિન્ન પ્રભાવશાળી ત્રિકાલાબાધિત શ્રી વીતરાગ શાસનમાં છાજે નહિ, અને પૂજ્ય શ્રી મુનિ સંઘ એકત્રિત થઇને ચર્ચાસ્પદ પ્રશ્નોના નિર્ણયો જાહેર કરે તો એ વાતાવરણને દૂર કરી શકાય, એમ આપણા સમાજના વિચારશીલ મુનિવર્યો અને ગૃહસ્થોને લાગવાથી જુદે જુદે સ્થળે ચાતુર્માસાર્થ વિરાજતા પૂજ્ય આચાર્યાદિ મુનિવર્યો સાથે જરૂરી વાટાઘાટ (ગૃહસ્થો દ્વારા) ચાલી રહી હતી, અને તેઓશ્રીએ પોતાનું સંમેલન ભરવાનું નક્કી કર્યું હતુ.

"આ શુભ સમાચાર પ્રાપ્ત થતાં ચાલુ વર્ષના કાર્તિક સુદ ૧૩ ના આપણા રાજનગરના શ્રી સંઘના આગેવાન ગૃહસ્થોએ મળી પૂજ્ય શ્રી જૈન શ્વેતાંબર મુનિ સંમેલન ભરવાનું આમંત્રણ કરવા માટે પરમપૂજ્ય આચાર્ય દેવ શ્રીમદ્ વિજયનેમિસૂરીશ્વરજી મહારાજ પાસે જવાનું નક્કી કર્યું હતું.

"આ નિર્ણય મુજબ ચાલુ વર્ષના પોષ સુદ ૬ ના રોજ હું અને બીજા ત્રીસ ગૃહસ્થો પાલીતાણા ગયા અને ત્યાં બિરાજતા પ. પૂ. આચાર્યાદિ મુનિવર્યોને મળ્યા, પરમપૂજ્ય આચાર્ય દેવ શ્રીમદ્ વિજયનેમિસૂરીશ્વરજી મહારાજે મુનિ સંમેલન માટે ફાગણ વદ ત્રીજનું મુહૂર્ત કાઢી આપ્યું.

"આ પછીથી મુનિ સંમેલનમાં પધારવા માટે લાઠીદડ,

સુરત, ધરમજ, વઢવાણ, ખંભાત, :પાટણ, ઇન્દ્રોડા, બામણવાડા ભીનમાલ, સેરીસા, આણંદ, વીરમગામ, વલાદ. વટવા વગેરે સ્થળે તેમજ :અત્રે જુદા જુદા ઉપાશ્રયે બિરાજતા પૂજ્ય આચાર્યદેવાદિ મુનિવર્યોને આમંત્રણ આપવા કેટલાક ગૃહસ્થો સાથે હું ગયેલો અને દરેક સ્થળે મુનિસંમેલનને આવકારદાયક જણાવવામાં આવ્યું અને મુનિ સંમેલનમાં પધારવાનો ચોક્કસ જવાબ પૂછતાં તેઓશ્રીની ધર્મ-મર્યાદાને યોગ્ય આશાભર્યા જવાબો મળ્યા હતા અને આપણે જોઇ શક્યા છીએ કે લગભગ બધા મુનિ મહારાજાઓ અત્રે પધાર્યા હતા.

"સાધુ સંમેલન ભરવા માટેનું આપણું આમંત્રણ સ્વીકારાયા બાદ તેને અંગેની સર્વ ગોઠવણો કરવા માટે મહા સુદ બીજના અત્રે મળેલી આપણા શ્રી સંઘની સભામાં સ્વાગત મંડળની નિમણુંક કરવામાં આવી. આ સ્વાગત મંડળે કાર્યની સુવ્યવસ્થા માટે વૈયાવચ્ચ સમિતિ, સેવાદળ સમિતિ, અને મંડળ સમિતિ નીમી હતી. અને આ સમિતિઓએ આજ સુધી ઘણી ઘણી મીટીંગો ભરી તેમની ફરજ સંતોષકારક રીતે બજાવી છે.

"મહાસુદ પાંચમથી મુનિ સંમેલનની નિમંત્રણ પત્રિકાઓ દરેક પૂ૦ આચાર્યાદિ મુનિવર્યોને બની શક્યું ત્યાં સુધી ગૃહસ્થો દ્વારા હાથોહાથ પહોંચાડવાની ગોઠવણ કરવામાં આવી હતી.

"ફાગણ સુદ પૂર્ણિમાની રાતના આઠ વાગે શ્રી સંઘની સભા મેળવીને ત્યાં સુધીમાં થયેલું કાર્ય જણાવવામાં આવ્યું હતું.

"અગાઉથી જાહેર થયા મુજબ ફાગણ વદ ત્રીજના બપોરના વિજયમુહૂર્તમાં ચતુર્વિધ શ્રીસંઘ એકત્રિત થયો હતો. આ

પ્રસંગે ચારસો ઉપરાંત પૂજ્ય મુનિવર્યો, સાતસો ઉપરાંત સાધ્વીજીઓ અને અગીઆર હજાર ઉપરાંત શ્રાવક-શ્રાવિકાઓની ભવ્ય હાજરીમાં શરુમાં મંગલ તરીકે શ્રી સ્નાત્રપૂજા તથા શાંતિકલશ ભણાવવામાં આવ્યા અને મારું આવકારનું ભાષણ તથા સંમેલનની સફળતાના સંદેશા વાંચી સંભળાવ્યા બાદ શ્રીસંઘે પધારેલા પૂજ્ય મુનિવર્યોને વંદન કર્યું હતું. ત્યાર પછી પૂ. મુનિવર્યો મુનિસંમેલન માટે ખાસ બાંધેલા ભવ્ય મંડપમાં પધાર્યા હતા.

"આ આખોય પ્રસંગ અનુપમ હતો. દરેકની મુખમુદ્રા ઉપર અપૂર્વ આનંદ અને ઉત્સાહ ઝળકી રહેલો જણાતો હતો. જેમણે એ પુણ્યદ્રશ્ય નિહાળ્યું છે, તેમના અંતરપટ ઉપર એ ચિરસ્મરણીય રહેશે એ નિઃશંક છે.

"મુનિ-સંમેલનનું કાર્ય પ્રથમથી જ બંધબારણે ચાલતું હતું અને મારી મારફત સંમેલન તરફથી જાહેર કરવામાં આવ્યું હતું કે-કોઇ છાપામાં આવતી કોઇપણ ખબરોને વજન આપવું નહિ. આ બીના ધ્યાનમાં લઇ આપણા સમાજે નવ આચાર્યોની કમીટીમાંથી અમુક અમુક આચાર્યો ઊઠી ગયા, વગેરે બીનસત્તાવાર અનુચિત ખબરોથી દોરવાઇ નહિ જતાં જે શાંતિ રાખી છે; તેને માટે હું આપણા સમાજનો ઉપકાર માનું છું.

"મુનિસંમેલન શરૂ થયા પછીથી કેટલીક વિચારણા બાદ ફાગણ વદ પાંચમના રોજ બહોંતેર મુનિરાજોની એક મંડળી નીમાઇ હતી. ત્યાર બાદ કાર્યની સરલતા માટે ફાગણ વદ આઠમના રોજ ત્રીસ મુનિરાજોની મંડળી નીમાઈ અને તે મંડળીએ નિર્ણય કરવા માટે ફાગણ વદી દશમના રોજ અગિયાર મુદ્દાઓ વિચારી

તેના ઉપર પોતાના નિર્ણયોનો ખરડો તૈયાર કરવાનું કાર્ય પૂ. આચાર્ય શ્રી વિજયનંદનસૂરિજી, પૂ. પં. શ્રી રામવિજયજી ગણિ, મુનિમહારાજ શ્રી પુણ્યવિજયજી, અને મુનિરાજશ્રી ચંદ્ર-સાગરજી એ ચાર મુનિરાજોને ચૈત્ર સુદ બીજ ના રોજ સોંપ્યું હતું. જેઓએ બેજ દિવસમાં તેમનો તૈયાર કરેલો ખરડો ત્રીસ મુનિરાજોની મંડળીમાં રજુ કર્યો હતો.

"આ ખરડા ઉપર વિચારણા કરતાં એક નવી મંડળી નીમવાની જરૂર જણાવાથી, પરમપૂજ્ય આચાર્ય શ્રીમદ્ વિજ-યનેમિસૂરીશ્વરજી, પરમપૂજ્ય આચાર્ય શ્રીમદ્ વિજયવલ્લભસૂરીશ્વ-રજી, પરમપૂજ્ય આચાર્ય શ્રીમદ્ સાગરાનંદસૂરીશ્વરજી, પરમપૂજ્ય આચાર્ય શ્રીમદ્ વિજયભુપેન્દ્રસૂરીશ્વરજી, પરમપૂજ્ય આચાર્ય શ્રીમદ્ વિજયસિદ્ધિસૂરીશ્વરજી, પરમ પૂ. આચાર્ય શ્રીમદ્ વિજ-યનીતિસૂરીશ્વરજી, પરમપૂજ્ય આચાર્ય શ્રીમદ્ વિજયદાન-સૂરીશ્વરજી, પરમ પૂજ્ય આચાર્ય શ્રીમદ્ જયસૂરીશ્વરજી, પૂ. મુનિરાજ શ્રી સાગરચંદ્રજી—એ નવની સર્વેને બંધનકારક નિર્ણયકારી મંડળી ચૈત્ર સુદ અગિયારશ ના રોજ સર્વ સત્તા સાથે નીમાઇ હતી.

"આ મંડળીએ ચૈત્ર વદ છઠ સુધી અગિયાર મુદ્દાઓની દીર્ઘ વિચારણા કરીને સર્વાનુમતે કરેલા નિર્ણયો ચૈત્ર વદ સાતમના રોજ સવારે બધા મુનિરાજો સમક્ષ જાહેર કર્યા હતા. આ નિર્ણયો હિંદુસ્તાનના સકલ શ્રી સંઘને અત્રે નિમંત્રી પ્રસિદ્ધ કરવાનું આપણે નક્કી કર્યું હતુ. પરંતુ હાલ આપણા શહેરમાં ચાલતા મેનીનજાઈટીસના ઉપદ્રવને અંગે તેમ કરવું અશક્ય હોઇ આપણે લાચાર છીએ, જેથી આ નિર્ણયોની નકલ દરેક ગામના શ્રી સંઘને મોકલી આપવાનું નક્કી કર્યું છે. આપ સર્વ સમક્ષ તે

નિર્ણયો પરમપૂજ્ય આચાર્ય શ્રીમદ્ સાગરાનંદસૂરીશ્વરજી મહારાજ વાંચી સંભળાવશે.

'આ ઐતિહાસિક અને યશસ્વી મુનિસંમેલનમાં અનેક વિશિષ્ટતાઓ પૈકીમાંની કેટલીક ખાસ આદર્શરૂપે છે. જેમકે—નવ વૃદ્ધ મહાપુરુષોએ અગીઆરે મુદ્દાના નિર્ણયો કાંઇપણ વિરુદ્ધતા વિના એક જ મતે કરી ઘણુંજ ઉત્તમ દૃષ્ટાંત પૂરું પાડયું છે.

'સંમેલન પહેલાં અનેક પક્ષભેદ અને વિચારભેદમાં વ્હેંચાયલા જણાતા પૂજ્ય મુનિઓએ સંમેલન—મંડપમાં તેઓની બેઠક મર્યાદા મુજબ લઈ લીધી હતી.

'વર્તમાન સમયની પદ્ધતિ મુજબના કોઈપણ પ્રમુખની નીમણુક કર્યા વિના, પરાપૂર્વની શાસ્ત્રીય પ્રથા મુજબ પૂ. આચાર્યાદિ વડીલોની આમન્યા બરાબર જાળવીને તેત્રીસ દિવસ સુધી કાર્ય કર્યું. દરરોજ પ. પૂ. આચાર્ય શ્રીમદ્ વિજયનેમિસૂરીશ્વરજી મહારાજ પુનિત શ્રી નવકારમંત્રથી મંગળાચરણ કરી, કાર્યની પૂર્ણાહુતિ પણ મંગલાત્મક શ્લોકથી કરતા. રોજના માત્ર અઢીથી ત્રણ કલાક એવા ફક્ત તેત્રીસ જ દિવસમાં નિર્ણયો કરવા વિષયો તારવ્યા, તે સંબંધી શાસ્ત્રીય ચર્ચાઓ કરી, દ્રવ્ય—ક્ષેત્ર—કાળ-ભાવ વિચાર્યા, અનેક મંડળીઓ નીમી અને સર્વાનુમતે સફળ નિર્ણય કર્યા.

'સંમેલન મળવા અગાઉ બધા સાધુઓ એકત્રિત થાય એ દુ:શક્ય મનાતુ, મળ્યા પછી પ્રેમભાવે વર્તે એ પણ દુ:શક્ય મનાતું અને છેવટે સર્વાનુમતે નિર્ણયો કરી શકે એ અશક્ય મનાતુ. પરંતુ આપણા પૂ. મુનિ મહારાજાઓએ બધી જ

માન્યતાઓને તેમની હૃદયની ઉદારતાથી ખોટી પાડી છે. એટલું જ નહિ પણ અમુક સ્વાર્થ ખાતર કિંવા પોતાની માન્યતા બીજાને માથે ઠોકી બેસાડવા ખાતર આ સંમેલન ઊભું કરાયું છે, એવી વાતો મુનિસંમેલનના સર્વમાન્ય નિર્ણયોથી બિનપાયાદાર ઠરી છે. હું તો પહેલેથી જ કહેતો આવ્યો છું કે–'આપણા સાધુ તે સાધુ જ છે.'

"કચ્છ, કાઠિયાવાડ, માળવા, મારવાડ, મુંબઇ અને દિલ્હી જેવા દૂર દૂરના તેમજ નજદિકના પ્રદેશમાંથી સતત્ અને મુશ્કેલીભર્યો પાદવિહાર કરીને ટૂંક સમયમાં આપણા નિમંત્રણથી મુનિ મહારાજાઓએ તથા સાધ્વીજીઓએ અત્રે પધારી આપણા શ્રીસંઘને અત્યંત ઋણી બનાવ્યો છે; ને આજે આપણા રાજનગરને જે સુયશ પ્રાપ્ત થયો છે, તે સર્વ પ્રતાપ આ મુનિ મહારાજાઓનો જ છે.

"અંતમાં આવા મહાન્ ઐતિહાસિક મુનિ–સંમેલનને નિમંત્રણ કરી, તેની સુવ્યવસ્થા જાળવવી એ અત્યંત કઠીન છતાં જે અપૂર્વ સફળતા મળી છે; તે આપણા શ્રી સંઘના ઉલ્લાસભર્યા સંપૂર્ણ સહકારને જ આભારી છે. જે જે ભાઇઓએ જુદીજુદી સમિતિઓમાં રહીને, અને કેટલાકોએ મારી સાથે જ રહીને, આ શુભ કાર્યમાં જે સેવાઓ આપી છે, તે સર્વેનો અંતઃકરણ પૂર્વક આભાર માનું છું.'

નગરશેઠનું ભાષણ પૂરું થયા પછી શેઠ કસ્તુરભાઇ લાલભાઈએ તેમને સંઘની વતી ધન્યવાદ આપ્યો હતો અને ત્યાર બાદ મુનિસંમેલનમાં નક્કી કરેલો સંઘપટ્ટક શ્રી સાગરાનંદસૂરિજીએ વાંચી સંભળાવ્યો હતો.

## ઠરાવોની જાહેરાત

જેના અંતરમાં નગરશેઠ કસ્તુરભાઈ તરફથી જાહેર કરવામાં આવ્યું હતું કે:—

"અખિલ ભારત વર્ષીય જૈન શ્વેતાંબર મુનિ સંમેલને સર્વાનુમતે "પટ્ટક રૂપે" આ નિયમો કર્યાં છે. તે, મને સુપ્રત કરેલ; તેજ આ "અસલ પટ્ટક" મેં આજરોજ અમદાવાદની શેઠ આણંદજી કલ્યાણજીની પેઢીને સોંપ્યો છે.

**વંડાવીલા અમદાવાદ** **કસ્તુરભાઈ મણિભાઇ**
તા. ૧૦–૪–૧૪ સંઘપતિ

આ પછી સભા વિસર્જન થઈ હતી.

### સારાંશ

શ્રીમાન નગરશેઠના નિવેદનમાં બે આચાર્યો ઉઠી જવાના બનાવને ઢાંકવાના પ્રયત્નથી જનતામાં સહેજ આશ્ચર્યની લાગણી ફેલાણી હતી.

### પ્રકીર્ણ

સાધુ સંમેલનના મૂળ ઠરાવનો કાગળ જેના પર નવે મુનિ-રાજોની સહીઓ થઇ હતી, તે શેઠ આણંદજી કલ્યાણજીની પેઢીને સોંપવામાં આવ્યો હતો; અને તેનો ફોટોગ્રાફ લેવરાવી, તેની નકલો નવ નિર્ણયકર્તા મુનિરાજોને સુપ્રત કરવામાં આવી હતી. તેમજ હિંદભરના તમામ શ્રી સંઘો પર સાધુસંમેલન અંગે કરવામાં આવેલ ઠરાવો, નિયમો, ભાષણો વગેરેનું પોથી આકારે ટ્રેક્ટ છપાવી તમામ સંઘોને નીચેના નિવેદન સાથે મોકલી આપવામાં આવ્યું હતું.

શ્રી વીરાય નમઃ

શ્રી શ્રમણોપાસક શ્રીસંઘ સમસ્ત,

યોગ્ય શ્રી અમદાવાદ ( રાજનગર )થી લી. શ્રમણોપાસક

કાર્યવાહી

શ્રી સંઘ સમસ્તના પ્રણામ વાંચશોજી.

વિ. વિ સાથે જણાવવાનું કે હાલમાં કેટલોક સમય થયાં કેટલેક અંશે આપણા જૈન સમાજમાં અનિચ્છનીય વાતાવરણ થયું હતું. તે દૂર થઇ પુનઃ સમ્પૂર્ણ શાંતિ સ્થપાય, તેવી પરમ શુભેચ્છાથી આપણ સર્વ પૂજ્ય મુનિ મહારાજાઓનું સંમેલન અત્રે સંવત ૧૯૯૩ ના ફાગણ વદી ૩ ને રવિવારથી મળ્યું હતું. અને ચૈત્ર વદી ૭ ના રોજ સફળતાપૂર્વક પૂર્ણ થયું છે.

મુનિ સંમેલને સર્વાનુમતે કરેલા નિર્ણયો ભારતવર્ષના શ્રી સંઘોને એકત્રિત કરી સંભળાવવા માટે નિમંત્રણ કરવા અમોએ નિર્ણય કરેલો હતો, પરંતુ અત્રે રોગનો ઉપદ્રવ ચાલતો હોવાથી નિમંત્રણ કરવા બની શક્યું નથી. જેથી આ સાથે (૧) હિન્દુસ્તાનના જૈન શ્વેતાંબર મૂર્તિપૂજક સંઘને વિનંતિ, (૨) મુનિ મહારાજાઓને અમારા શ્રીસંઘ તરફથી મોકલવામાં આવેલ નિમંત્રણની નકલ (૩) મુનિ સંમેલનના શુભ મુહૂર્તના દિવસનું સ્વાગતનું ભાષણ, [૪] શ્રી જૈન શ્વેતાંબર મૂર્તિપૂજક ભાઇઓને જાહેર વિનંતિ, [૫] સંમેલનના કાર્યની રૂપરેખા દર્શાવતું અત્રેના ચતુર્વિધ શ્રી સંઘ ને મુનિ સંમેલનના નિર્ણયો આપના શ્રી સંઘની જાણ માટે મોકલ્યા છે, જે મળેથી આપના શ્રી સંઘને એકત્રિત કરી જણાવવા વિનંતિ છે.

| | |
|---|---|
| **વંડાવીલા** | લી. |
| વી. સં. ૨૪૬૦ | શ્રમણોપાસક શ્રી સંઘ સમસ્ત |
| વિ. સં. ૧૯૯૦ | **કસ્તુરભાઇ મણિભાઇ** |
| ચૈત્ર વદી ૧૧ મંગળવાર | ના પ્રણામ વાંચશોજી. |

# પ્રકરણ ૧ લું.

## કાર્યવાહી પર દૃષ્ટિપાત

જૈનસમાજ વર્ષોથી જેની ઝંખના કરી રહ્યો હતો, અને જેના પર સમાજોદ્ધાર અને ધર્મપ્રચારની અનેકવિધ આશાઓ સેવી રહ્યો હતો; તે સાધુસંમેલન ભરાયું અને પૂર્ણ થયું. સંમેલનના એક આગેવાન સૂત્રધાર નગરશેઠ કસ્તુરભાઈ મણિભાઈએ, પોતાના અંતિમ નિવેદનમાં તેની અનેકવિધ વિશિષ્ટતાઓની પ્રસંશા કરી; પરન્તુ સાધુસંમેલનની સંપૂર્ણ કાર્યવાહી પર દૃષ્ટિપાત કરનાર કોઈપણ તટસ્થ વિચારક એમાં ભાગ્યે જ સંમત થઇ શકે.

જગતમાં વિવિધ પ્રશ્નોના નિરાકરણ માટે આજે નાનાં-મોટાં અનેક સંમેલનો યોજાય છે, પણ તેનું કાર્ય ત્રણ દિવસમાં સમાપ્ત થાય છે. કદાચ કોઈ અનિવાર્ય સંજોગોમાં પાંચ કે સાત દિવસો થાય છે; પરન્તુ કોઇ સંમેલન ચોત્રીસ દિવસ ચાલ્યું હોય, તેવો દાખલો ભાગ્યે જ મળશે. સાધુસંમેલનમાં આટલો દીર્ઘકાલક્ષેપ કેમ થયો, તેનો વિચાર કરતાં તેની ખામીભરેલી કાર્યપદ્ધતિની જ મુખ્યતા જણાય છે.

વર્તમાન સંમેલનપદ્ધતિ, જે અનેક પ્રયોગો પછી નિશ્ચિત થઈ છે; તેનું સામાન્ય સ્વરૂપ નીચે મુજબ હોય છે.

(૧) જે સ્થળમાં સંમેલન ભરવાનો ઉત્સાહ હોય, તે સ્થળવાળા આમંત્રણ આપે, ને તેનો સ્વીકાર થતાં સ્વાગત–સમિતિની રચના થાય.

(૨) સ્વાગતસમિતિ સંમેલન અંગે તમામ જાતની તૈયારીઓ કરે અને પોતાની અંદરથી હોદ્દેદારોની નિમણુંક કરે. સંમેલનના પ્રમુખની ચૂંટણી પણ તે જ કરે.

(૩) જો આ સંમેલન કોઈ પૂર્વસંમેલનોના અનુસંધાનરૂપ હોય, તો તેમાં ઠરેલા ધોરણ મુજબ સભ્યો ભાગ લઈ શકે; અન્યથા કોણ ભાગ લઈ શકશે, તેનું ધોરણ નિશ્ચિત કરી જાહેરાત કરવામાં આવે.

(૪) સંમેલન આગળ રજૂ કરવાના ઠરાવો નક્કી કરવા માટે આગેવાનોની એક વિષયનિર્ણાયકસમિતિ મુકરર થાય અને સંમેલનના દિવસો અગાઉ તે પોતાના કાર્યનો પ્રારંભ કરે. તે પોતાની બેઠકમાં રજૂ થતા તમામ ઠરાવોની ચર્ચા કરે અને તેમાં જેટલા ઠરાવો પસાર થાય, તે સંમેલનની જાહેર બેઠકમાં રજૂ કરવામાં આવે.

(૫) સંમેલન તે ઠરાવોની યોગ્યાયોગ્યતા ધ્યાનમાં લઈ બહુમતીથી ઠરાવો પસાર કરે અથવા નાપસંદ કરે.

(૬) સંમેલનમાં પસાર થયેલા ઠરાવોનો અમલ કરવા પ્રમુખ તથા બીજા સભ્યોની કાર્યવાહકસમિતિ નીમાય.

એક તરફ કાર્યને સંપૂર્ણતાથી પાર પાડવા માટે સ્વીકારાયેલી આ પદ્ધતિ અને બીજી તરફ સાધુસંમેલન અંગે ખાસ

સ્વીકારવામાં આવેલી પદ્ધતિ; એ બન્ને જોતાં ને સરખાવતાં પરિણામની પ્રથમથી આગાહી થઈ શકતી હતી.

(૧) સાધુસંમેલનમાં શ્રીમાન નગરશેઠે સંમેલન ભરવા અગાઉ સ્વાગતસમિતિની એક જાહેરાત કરી હતી; પરન્તુ તેમાં સ્વાગતસમિતિનું કોઇ તત્ત્વ ન હતું. અમદાવાદની દરેક જ્ઞાતિમાં જેટલાં વ્હાણાં હોય, તેના દશ ટકા માણસોને સ્વાગતસમિતિના સભ્યો ગણવામાં આવ્યા હતા. પછી સંમેલન અંગેના તેમના વિચારો ગમે તેવા હોય!

(૨) સંમેલન ભરવાની બધી તૈયારીઓ કરવામાં આવી, પણ જેના માથે આખા સંમેલનનો ભાર રહે, તે પ્રમુખની પસંદગી જ કરવામાં ન આવી! એટલે જાન જોડી, પણ વરરાજાનું સ્થાન તેમાં ખાલી રાખવામાં આવ્યું. પરિણામે સ્થિતિ બહુ જ વિચિત્ર ઉત્પન્ન થઇ. કોણે ક્યારે બોલવું, શું બોલવું ને શું ન બોલવું; તેના માટે કંઇ જ નિયંત્રણ ન થઈ શક્યું. એટલે દિવસો સુધી નિરર્થક વિતંડાવાદમાં, પરસ્પર આક્ષેપો કરવામાં ને ઘણીવાર મૌન ધારણ કરવામાં સમય પસાર થયો.

(૩) સંમેલનમાં દરેક ગચ્છવાળાઓને આમંત્રણ આપવામાં આવ્યું અને અમુક વિષયની ચર્ચા નહિ થાય તેવી બાંહેધરી આપી; પરન્તુ સંમેલનમાં આવ્યા પછી તેમને કેવી રીતે મત આપવાનો અધિકાર રહેશે, વગેરે બાબતોમાં મૌન સેવાયું. તેથી સહુએ પોતપોતાની કલ્પના પ્રમાણે તૈયારીઓ કરી. કોઇએ મતગણત્રીમાં કામ લાગે તે માટે આચાર્ય વધાર્યા, કોઇએ શાસ્ત્રોની મુખ્ય અપેક્ષા માની શાસ્ત્રાર્થની તૈયારીઓ કરી, તો

કેટલાકે સામા દળ સાથે ટક્કર ઝીલવા માટે પક્ષોની રચના કરી. સાધુસંમેલનનો પ્રારંભ થતાં સુધીમાં ચાર જુદા જુદા પક્ષો રચાયા, ને દરેકે એકેક ખુણામાં સ્થાન લીધું.

(૪) સંમેલન ભરવાના છેલ્લા દિવસ સુધી વિષયનિર્ણાયક સમિતિ નક્કી કરવામાં ન આવી. પરિણામે છ દિવસો સુધી ચર્ચા થયા પછી એનું કંઇક સ્વરૂપ બંધાયું, પણ ચોક્કસ કાર્યપદ્ધતિના અભાવે અનેક અગત્યના ઠરાવોને ટોપલીને સ્વાધીન કરવામાં આવ્યા અને ફક્ત અગિયાર મુદ્દાઓ તારવી કાઢી ચારની કમીટીને સોંપવા પડયા. અને તે ચારની કમીટીએ કરેલા કાર્યના છેવટના નિર્ણય માટે તો નવની સરમુખત્યાર કમીટી નીમવી પડી.

(૫) સંમેલનમાં સરમુખત્યાર કમીટી જે કરે તે બધાએ કબૂલ રાખવાની સહીઓ લેવાઇ અને સરમુખત્યાર કમીટીમાં બધા સંમત થાય તેવાજ ઠરાવો લેવાનું નક્કી કર્યું; જેથી દેશ–કાળને યોગ્ય અનેક મહત્વના ઠરાવો થઈ શકયા નહિ અને જે ઠરાવો થયા તેમાં કેટલાક સંદિગ્ધ અને નિરર્થક થયા.

(૬) ઠરાવોનો સક્રિય અમલ કરનારી કે તેના ભંગ પર વિચાર કરનારી કોઇ કમીટી મુકરર કરવામાં ન આવી; એટલે જે હેતુથી સંમેલન યોજવામાં આવ્યું હતું; તે હેતુ બર ન આવ્યો અને સંમેલનની બધી મહેનત નિરર્થક ગઇ.

એ વાત નિઃસંદેહ છે કે જો સંમેલન ભરવાની વર્તમાન પદ્ધતિનો આશ્રય લેવામાં આવ્યો હોત, અને વર્તમાનપત્રોનો સહકાર સાધવામાં આવ્યો હોત, તો કદી પણ આવું પરિણામ

ન આવત. તેમજ ત્રણથી પાંચ દિવસમાં સંમેલનની પૂર્ણાહુતિ થાત. પરંતુ જગતની પ્રત્યેક ઘટનામાં પ્રકૃતિનો ગુપ્ત આશય હોય છે, તેમ આમાં પણ કેમ ન હોય? જો સાધુસંમેલનની કાર્યવાહી આટલી દીર્ઘ ન ચાલી હોત અને કેવળ હા.–ના ની સંમતિથી જ ઠરાવો પસાર કરવામાં આવ્યા હોત તો સાધુસમુદાયનું માનસ, તેમની સાચી પરિસ્થિતિ, અંતરંગમાં ઘર કરી ગયેલો ઇર્ષ્યાભાવ, સંગઠનની અશક્યવૃત્તિ વગેરે જાણવાની તક કદી મળત નહિ. સાધુસંમેલનની દીર્ઘ કાર્યવાહીએ એ તક પૂરેપુરી આપી અને વર્તમાન શ્રમણસંસ્થાની અંતરંગ દશા પર પૂરતો પ્રકાશ પાડ્યો.

શ્વે. મૂ. સમાજના સવા છસો સાધુઓમાંથી ચારસો ઉપરાંત સાધુઓ આ સંમેલનમાં હાજર રહ્યા હતા; તેમાં અમૂક અંશે કેટલીક જુદી જુદી ખાસિયતોથી ધ્યાન ખેંચે તેવા નીચેના સાધુઓ લાગતા હતાઃ—

(૧) શ્રી વિજયનેમિસૂરિ (૨) શ્રી વિજયવલ્લભસૂરિ (૩) શ્રી સાગરાનંદસૂરિ (૪) મુનિરાજ શ્રી વિદ્યાવિજયજી (૫) મુનિરાજ શ્રી જયંતવિજયજી (૬) મુનિરાજ શ્રી હિમાંશુવિજયજી (૭) મુનિરાજ શ્રી પુણ્યવિજયજી (૮) શ્રી ભૂપેન્દ્રસૂરિજી (૯) શ્રી વિજયમાણિક્યસિંહસૂરિજી (૧૦) શ્રી વિજયસિદ્ધિસૂરિ (૧૧) શ્રી વિજયદાનસૂરિ (૧૨) પં. રામવિજયજી (૧૩) શ્રી વિજયનીતિસૂરિ (૧૪) શ્રી વિજયલબ્ધિસૂરિ (૧૫) શ્રી જયસિંહસૂરિ (૧૬) શ્રી માણેકમુનિજી (૧૭) શ્રી સાગરચંદ્રજી (૧૮) ઉપા. દેવવિજયજી (૧૯) મુનિરાજ શ્રી દર્શનવિજયજી (૨૦) મુનિરાજ શ્રી જ્ઞાનવિજયજી (૨૧) મુનિરાજ શ્રી ન્યાયવિજયજી (૨૨) શ્રી વિજયોદયસૂરિ (૨૩) શ્રી વિજયદર્શનસૂરિ (૨૪) પં. લાવણ્યવિજયજી (૨૫) મુનિ હેમેન્દ્રસાગરજી (૨૬) ઉપા૦ સિદ્ધિમુનિજી.

બાકીના સાધુઓમાં કોઈ કોઇ શાન્ત, ગંભીર અને વિદ્વાન પણ હશે; પરંતુ તે બાદ કરતાં બહુ જ નિરાશા ઉપજે તેવું દૃશ્ય હતું. આ સાધુસમુદાયને જોતાં તપ, ત્યાગ, વૈરાગ્ય અને સ્વાધ્યાય જાણે ભૂતકાળનાં સંસ્મરણો હોય તેવો ભાસ થતો હતો. પરિચયમાં આવનારાઓને સહેજે જણાઇ આવતું કે કેટલાક સાધુઓને સામાન્ય લખતાં–વાંચતાં પણ આવડતું નહિ, કેટલાક સાધુઓ વર્ષોથી ભણવા છતાં, પ્રથમ માર્ગોપદેશિકા કે ગૂજરાતી શુદ્ધ લેખનવાંચન શીખી શક્યા નહોતા, તો કેટલાક અભ્યાસમાં હોશિયાર છતાં શરીરના એવા નિસ્તેજ નિર્માલ્ય દેખાતા હતા, કે તેમને જોઈ કોઇ સંયમધારી કે શક્તિશાલી સાધુને જોઇએ છીએ તેવું લાગે જ નહિ; રાજભાષાનું અજ્ઞાન તો આગળ પડતા સાધુઓથી લઈ [ જેઓ ક્વચિત ભાષામાં અંગ્રેજી શબ્દોનો સાંભળેલો પ્રયોગ કરતા] લગભગ બધામાં જ જોવામાં આવ્યું. વર્તમાન જીવનને અનુરૂપ ઉપદેશપ્રણાલી, નવાં ઉદીયમાન બળો સાથે ધર્મતત્ત્વોની ઉપયોગિતાનો ખ્યાલ, જગતના વર્તમાન બનાવો અને વર્તમાન–પત્રાદિ બળોની અનભિજ્ઞતા પણ તેટલી જ તરી આવતી હતી.

આહારવિહારની ટેવો પણ સાધુસમાજને અનુરૂપ નથી રહી, તે સ્પષ્ટ જોવાયું. ચાહનું વ્યસન મોટાભાગને લાગુ પડી ગયું છે. સવારમાં કંઇ પણ વાપરવાની (નાસ્તાની) ટેવ ઘણાખરાને પડી ગઇ છે. શરીર નિભાવ અંગે ઉપયોગમાં લેવાતી દવાઓનું પ્રમાણ અને તેની યોગ્યાયોગ્યતાનું ભાન પણ ભૂલાઇ ગયું છે. ઉણોદરી, રસત્યાગ ને વૃત્તિસંક્ષેપ કરનારા વિરલા રહ્યા છે. કેટલાક તો આજીવિકાના દુઃખી હોઇ દીક્ષિત થયેલા જણાયા, તો કેટલાક ત્યાગીજીવનની ભવ્ય કલ્પના કરીને દાખલ થયેલા પણ વાતાવરણ જોઇને ઠંડા પડી ગયેલા ને લોકલજ્જાએ જ

સાધુજીવન નિર્ગમન કરતા દેખાયા, કેટલાક ગચ્છ–સમુદાય અને સંઘાડાના કલેશોના જ રસિયા દેખાયા. જૈનોના સાધુત્વની સાચી જ્યોત થોડાકના જ ચહેરા પર જોવાઇ.

આમ જ્યારે વર્તમાન જીવન પર નવીન બળો પ્રચંડ વેગથી ધસારો કરી રહ્યાં છે; ત્યારે તેનાથી અનભિજ્ઞ ધર્મગુરુઓ કઇ રીતે સમાજને દિશાસૂચક થઇ શકશે, એ મહાન પ્રશ્ન થતો હતો. આ બધી પરિસ્થિતિઓ ચાલુ રહેવાનું એક જ પરિણામ આવી શકે અને તે સાધુસંસ્થાની સમાજ પરની લાગવગમાં મોટો ઘટાડો.

સાધુવર્ગમાં શમતા, ઉપશમ અને આધ્યાત્મિક વૃત્તિનો અભાવ, માનવૃત્તિ, બાહ્યાડંબરમાં પ્રીતિ, વારસાગત કલેશોમાં રસ અને બે જવાબદારીનાં તત્ત્વોની છત જોઇ કેટલાંયે સહૃદય જૈનોનાં હૃદય રડતાં હતાં. 'અરેરે ! પ્રભુ મહાવીરની વારસદાર મહાન સંસ્થાની આ અવદશા !'

સાધુસંમેલન દ્વારા સાધુઓ અરસપરસ મળ્યા ને અમુક અંશે એક બીજાનો અવિશ્વાસ દૂર થયો. પરંતુ નજીકના ભવિષ્યમાં જ જે બનાવો બન્યા, તેણે પૂરવાર કર્યું કે એ પણ પતંગનો રંગ હતો, મજીઠનો નહિ !

મુનિરાજ શ્રી વિદ્યાવિજયજી, જેમણે આદિથી અંત સુધી આ સંમેલનમાં રસપૂર્વક ભાગ લીધો હતો; તેઓ સાધુ સંમેલનનું સિંહાવલોકન કરતાં જણાવે છે કેઃ—

"કેટલાક સ્નેહીઓ તરફથી ઘણા વખતથી એ પ્રેરણા થઇ રહી છે, કે મારે એક એવી લેખમાળા લખવી જોઇએ કે જેમાં વર્તમાન સમયના ચતુર્વિધ સંઘની આંતર અને બાહ્ય

સ્થિતિનું અવલોકન કરવામાં આવે. ચતુર્વિધ સંઘની અંદર મુખ્ય ગણાતી સાધુસંસ્થાનું આજે મહત્વ વધી રહ્યું છે, કે ઘટી રહ્યું છે? સાધુઓના ભાવદર્શન-ચારિત્રની વૃદ્ધિ થઇ રહી છે કે ન્યૂનતા થઇ રહી છે? સાધુઓ પ્રત્યે જનતાનું માન વધી રહ્યું છે કે ઘટી રહ્યું છે? જેમ અત્યારે નવી દીક્ષા થવી, એ જેમ આશ્ચર્યદાયક કે આકર્ષક વસ્તુ નથી રહી; તેમ છાશવારે ને છાશવારે રોજ એક પછી એક સાધુપણું છોડીને ચાલતા થવું, એ પણ જરાયે સંકોચવાળું કે નવાઈ ઉત્પન્ન કરનારું નથી થતું, એનું શું કારણ છે? વગેરે વગેરે બાબતોનો બહુ જ ગંભીરતા પૂર્વક, જેમ સાધુસંસ્થા માટે વિચાર કરવાનો છે, તેવી જ રીતે ચતુર્વિધ શ્રી સંઘના બીજા ત્રણ અંગોના સંબંધમાં પણ અનેક બાબતો વિચારવા જેવી છે.

"આ બધી બાબતો સંબંધી લખવાની ભાવના મને ઘણા વખતથી થયા કરે છે, ખાસ કરીને ઘણાં વર્ષો પછી ગત વર્ષે ગૂજરાતમાં આવ્યો અને અત્યાર સુધીમાં જે અનુભવ કર્યો, એ ઉપરથી ઘણું ઘણું લખવાનું મન થઇ રહ્યું છે. મને એમ જરૂર લાગે છે કે બાહ્યાડંબરો ઉપર આધાર રાખીને, જો એમ કહેવામાં કે બતાવવામાં આવતું હોય કે જૈનધર્મ-જૈન શાસનની ખરેખર ઉન્નતિ થઇ રહી છે, જૈન સંસ્થાનું મહત્વ વધી રહ્યું છે, તો મારા નમ્ર મત પ્રમાણે કહીશ કે એ માન્યતા ભયંકર ભૂલ ભરેલી છે. જે શરીરનું ચૈતન્ય ઘટી રહ્યું હોય, જે શરીરના આંતર જીવનમાં નિસ્તેજતા આવતી જતી હોય, જે શરીરના અંગો અને ઉપાંગોમાં પણ સડો પ્રવેશ કરી ગયો હોય; એ શરીરને બાહ્યાડંબરથી શોભાવ્યું ક્યાં સુધી શોભી રહેવાનું હતું? શરીરને ટકાવી રાખવાનું ખરું સાધન આંતર

શક્તિઓ છે. એ શકિતઓના કિલ્લામાં કેવા ગાબડાં પડી રહ્યાં છે, એનું ગંભીરતા પૂર્વક, બારીકાઇથી અવલોકન કરવાની જરૂર છે. વિચારશીલ અને સાચા પ્રભાવક પુરુષોએ હવે પોતાની મહત્વાકાંક્ષાઓને બાજુ ઉપર મૂકી, પોતાના આડંબરોની ધૂનને હવે કોરાણે મૂકી, પરસ્પર વિચારોની લેણ દેણ કરી ક્રિયાત્મક એવાં કાર્યો કરવાની જરૂર છે કે જેથી અંદરનો સડો દૂર થાય, શકિતઓ વધે, અને પરમાત્માના શાસનનું શરીર નિરોગી બની તેજસ્વી અને પ્રભાવશાળી બને.

"આ લેખમાળાની અંદર મારા નમ્ર મત પ્રમાણે વર્તમાન પરિસ્થિતિનું અવલોકન કરી, કંઇ પણ રચનાત્મક યોજના બતાવવા પ્રયત્ન કરીશ.

"આ પ્રમાણે 'વર્તમાન પરિસ્થિતિનું અવલોકન' અને રચનાત્મક કંઇક યોજના ઉપસ્થિત કરું તે પહેલાં, હમણાં જ થઇ ગયેલા 'મુનિ સમ્મેલન' અને 'તે પછીની પ્રવૃત્તિ' સંબંધી કંઇક સિંહાવલોકન કરું. આ 'સિંહાવલોકન' મારા ઉપર્યુકત ઉદ્દેશની સાથે જ સંબંધ રાખે છે. 'મુનિ સમ્મેલન' અને તે પછીની પ્રવૃત્તિ ઉપરથી પણ આપણને જૈન સમાજની વર્તમાન પરિસ્થિતિનો ઓછો ખ્યાલ જરૂર આવશે, એટલું જ નહિ પરંતુ જે કેટલીક ગેરસમજુતિઓ વર્તમાનમાં ફેલાઇ રહી છે,' એના ઉપર પણ કંઇક પ્રકાશ પડશે.

## સંમેલન શા માટે થયું હતું ?

"હું 'મુનિસંમેલન'ના પાછલા ઇતિહાસને આપીને આ લેખનું કલેવર વધારવા નથી ઇચ્છતો. સંમેલન ભરવાનો નિર્ણય, નગરશેઠનાં આમંત્રણો, દહેગામ સમિતિની મંત્રણા, જુદાં જુદાં

ગ્રુપોમાં સંમેલનમાં સાધુઓનું જવું, આ બધો ઇતિહાસ વર્તમાનપત્રોની ફાઇલોમાં મૌજૂદ છે. અહીં તો આપણે માત્ર એટલો જ વિચાર કરીએ કે 'સમ્મેલન' થયું હતું શા શાટે ?

સમ્મેલન ભરાવા અગાઉ આ પ્રશ્નના સંબંધમાં આખીએ જનતામાં જુદી જુદી અટકળો થતી હતી. બલ્કે હું કહીશ કે એક મોટામાં મોટા આચાર્યથી લઇને એક અદનામાં અદના સાધુને પણ નિશ્ચયાત્મક ખબર નહિ હતી, કે સમ્મેલન શા માટે ભરવાનું છે? એથી આગળ વધીને કહું તો નિમંત્રણ કરનાર ખૂદ નગરશેઠને પણ નિશ્ચયાત્મક ખબર નહિ હતી, કે 'સમ્મેલન શા માટે ભરાય છે!' એમણે તો સૌને લગભગ એ જ જવાબ આપ્યો હતો, કે 'આપ સૌ પધારો! આપને બધાઓને ઠીક લાગે તે કરજો! અસ્તુ.

"ગમે તેમ પણ સંમેલન થયું. ચોત્રીસ દિવસ ચાલ્યું, ને વિખરાયું. સમ્મેલનની નિમંત્રણપત્રિકામાં એમ અવશ્ય જણાવવામાં આવ્યું હતું, કે અનિચ્છનીય વાતાવરણ શાન્ત કરવા આ સંમેલન ભરાય છે. આ ઉદ્દેશની સિદ્ધિ માટે ૩૪ દિવસ સુધી બેઠકો ભરાઈ: અનેક વાટાઘાટો થઇ, અનેક કમિટિઓ નીમાઈ, છેવટ નવની કમિટિ પર બધો ભાર નાખવામાં આવ્યો. અને એ નવની કમિટિએ ૧૧ ઠરાવો બહાર પાડ્યા, ને સૌ વિખરાયા, પણ એ 'અનિચ્છનીય વાતાવરણ' શાન્ત થયું છે કે કેમ, એનો વિચાર હવે કરવાનો રહે છે.

## ફાયદો શો થયો ?

"સમ્મેલન ભરવાથી જો મોટામાં મોટો કોઇ ફાયદો થયો

હોય, તો તે સાધુઓ એકબીજાને મળ્યા, એકબીજાને ઓળખતા થયા, એકબીજાને માટે એકબીજાને જે ભ્રમો હતા તે ઘણેખરે અંશે દૂર થયા; આ એક મોટામાં મોટો ફાયદો થયો છે.

## પેપરોનો પ્રભાવ

મને લાગે છે કે આટલું પણ ન થાત. અને સાધુઓ એવી ફજેતીપૂર્વક ત્યાંથી વિખરાત, કે દુનિયામાં ઊંચું માથું કરીને ચાલવું ભારે થઇ પડત; પરન્તુ મારા નમ્ર મત પ્રમાણે એ વર્તમાનપત્રોનો જ પ્રભાવ છે, કે જેમની રોજની ચીમકીઓ સાધુઓને સચેત કરતી હતી. આ ચીમકીઓથી ભલે કેટલાકો તરફથી તે વખતે કોલાહલ મચાવવામાં આવતો હતો; પરન્તુ પરિણામે એ પેપરોએ જ ચેતવ્યા હતા, ને ૩૪ દિવસે પણ વધાર કફોડી સ્થિતિથી બચીને બહાર નીકળ્યા હતા.

## થયેલા ઠરાવો.

"બેશક, જગતની દૃષ્ટિએ મુનિસમ્મેલને અગિયાર ઠરાવો પાસ કરીને બહાર પાડ્યા છે; પરન્તુ તમામનો અંતરાત્મા સમજી શકે છે, કે એની ઉપયોગીતા કેટલી છે, એનો અમલ કેટલો થવાનો છે, અને એનાથી શા ફાયદા થવાના છે? જેમ જેમ સમય જાય છે, તેમ તેમ આ બધું જોવાઈ રહ્યું છે. હજુ તો 'સમ્મેલન અને સમ્મેલનના ઠરાવો' એવું નામ લેવાય છે; પરન્તુ એક સમય બહુ નજીકમાં આવશે, કે જ્યારે તેનું નામ સરખું પણ લેવાશે નહિ. સાધુઓમાં જ્ઞાનવૃદ્ધિ, સાધુઓમાં ઐક્ય, સાધુઓમાં સ્વચ્છન્દતા, સાધુઓમાં વધતો જતો પરિગ્રહ, સાધુઓની ક્રિયાશિથિલતા ઇત્યાદિ સાધુસંસ્થાની ઉન્નતિ સંબંધી એક પણ ઠરાવ વ્યવહારુ પગલાં ભરી શકાય એવો નથી થયો,

એમ સૌ કોઇ જોઇ શકે છે; તેમ છતાં 'ત્રિકાલાબાધિત અવિચ્છિન્ન પ્રભાવશાળી વીતરાગશાસનમાં' જે કંઇ અનિચ્છનીય વાતાવરણ થઇ રહ્યું હતું, તેની શાન્તિને માટે જે કંઇ ઠરાવો થયા છે, તેમાં કેટલાક આદરવા જેવા, કેટલાક જાણવા જેવા ને કેટલાક હસવા જેવા પણ થયા છે. ગમે તેવા પણ જે ઠરાવો થયા છે, તેનું પાલન કરવું; એ પ્રત્યેક મુનિરાજનું કર્ત્તવ્ય છે. પરન્તુ સમ્મેલન પછીના આટલા ટૂંકા સમયમાં પણ જોઇ શકાયુ છે. કે એ ઠરાવોને પાળવાને માટે કેટલા સાધુઓ તૈયાર છે ? દીક્ષા જેવો વિષય કે જેને અનિચ્છનીય વાતાવરણનું પ્રધાન કારણ સમજવામાં આવતું હતું, તેના ઉપર ઘણા વિચારપૂર્વક દ્રવ્ય, ક્ષેત્ર, કાળ ને ભાવનો વિચાર કરીને ચોક્કસ બંધારણ કરવામાં આવ્યું, છતાં પણ તે દીક્ષાના સંબંધમાં જેઓ પહેલા જેવી માન્યતા ધરાવતા હતા તેઓ તેવી જ માન્યતાઓને આગળ કરી રહ્યા છે અને જે નિયમો બાંધવામાં આવ્યા છે, એમાં બારીક પ્રસંગો શોધી રહ્યા છે. મને યાદ છે કે કેટલાક મહાપુરુષો તો આ દીક્ષા અને બીજા વિષયો માટે પણ તે જ વખતે બોલતા હતા કે "ઠરાવો ગમે તે થાય પરંતુ અમે તો જે માન્યતા રાખીએ છીએ તેજ પ્રમાણે પ્રચાર કરીશું." જ્યાં આવી દશા તે જ વખતે હતી અને તે પણ ખાસ અગ્રગણ્ય મહાપુરુષોની, તો પછી એ ઠરાવોની કિંમત કેટલી થઈ શકે; એ સહજ સમજી શકાય તેવી વસ્તુ છે અને એવી સત્તા પણ કઇ છે કે જે સાધુઓ પાસે તેનો અમલ કરાવી શકે ? તેમ છતાં એ વાત તો ચોક્કસ છે કે સર્વ સમ્મતિથી, ભલા કે બુરા, અનુકુળ કે પ્રતિકુળ જે કંઈ ઠરાવો થયા છે એનું પાલન કરવું એ સાધુઓને માટે કર્ત્તવ્ય સ્વરૂપ છે.

## અનિચ્છનીય વાતાવરણ શાંત થયું છે?

" હું પહેલાં કહી ગયો છું તેમ—મુનિ સમ્મેલનને જે ઠરાવો કર્યા છે તે ત્રિકાલાબાધિત, અવિચ્છિન્ન, પ્રભાવશાળી શ્રી વીતરાગ શાસનમાં ચાલી રહેલું અનિચ્છનીય વાતાવરણ શાંત કરવાને કર્યા હતા. પરંતુ આ ઉદ્દેશની સિદ્ધિ થઈ છે કે કેમ, એ પણ એક વિચારણીય પ્રશ્ન છે. સમ્મેલન પછીની પ્રવૃત્તિઓ ઉપરથી જોઇ શકાય તેમ છે કે જૈન સમાજમાં જે મતભેદો હતા તે બરાબર કાયમ છે, જે પાર્ટીઓ હતી તે બરાબર કાયમ છે એક બીજાના ઉપર જે આક્ષેપ—વિક્ષેપો થતા હતા તે ચાલુ છે. પોતપોતાના બ્યુગલોના નાદો બરાબર ચાલી રહ્યા છે. પોતપોતાના વિચારોનો પ્રચાર બરાબર થઇ રહ્યો છે. વડોદરા રાજ્યનો કાયદો પાછો હઠયો નથી. બીજા સ્થળે કાયદો પસાર કરાવવાના પ્રયત્નો બંધ થયા નથી. દીક્ષા વિષયની મતભેદવાળી ચર્ચાઓ બરાબર ચાલુ છે. દેવદ્રવ્ય સંબંધી ગમે તેવા ગોળ ગોળ શબ્દોમાં ઠરાવ કર્યો હોય પરંતુ એનો સંબંધ ગૃહસ્થોની સાથે જ હોઇ ગૃહસ્થો, પોતપોતાના અનુકુળ જે જે પ્રમાણેના રિવાજ ચલાવતા આવ્યા છે, તે તે રિવાજમાં ફેરફાર કરે તેમ નથી. હવે ગૃહસ્થો સંપૂર્ણ રીતે સમજી ગયા છે કે બોલીઓનો રિવાજ ગામેગામ જુદી જુદી જાતનો સૌ સૌની અનુકુળતાવાળો છે, એટલે એમાં સાધુઓની દખલગીરીની કંઇ જરૂર નથી. મતલબ કે આ ચર્ચા પણ જેમની તેમ ઊભી જ છે. સંઘસત્તા તો એક રીતે નહિ પરંતુ અનેક રીતે સાધુ સમુદાયે—સમ્મેલને સ્વીકારી છે, એમ ઠરાવો ઉપરથી જાહેર થઈ ચુકયું છે, છતાં જેઓનો નન્નો ભણવાનો સિદ્ધાંત બંધાઇ ગયો છે તેઓ નન્નો ભણ્યા જ કરવાના. એટલે એ પણ ચર્ચા ઊભી જ કહેવાય, તેની સાથે

સાથે એ પણ સાચું જ છે કે કોઈ પણ સાધુ કોઈ પણ જાતની અનુચિત પ્રવૃતિ કરશે તો તેનો વિરોધ કરનાર મહાનુભાવો નીકળવાના તો ખરા જ ! આ બધા ઉપરથી શું એ સ્પષ્ટ રીતે નથી જોઇ શકાતું, કે ત્રિકાલાબાધિત, અવિચ્છિન્ન, પ્રભાવશાળી શાસનમાં જે અનિચ્છનીય વાતાવરણ હતું એમાં જરાએ ફેરફાર થયો નથી ? અધૂરામાં પૂરું વળી હમણાં મુહપત્તિની ચર્ચા ઊભી થઇ છે. આ ચર્ચા આટલેથી શાંત થઈ જાય તો ઠીક છે, નહિ તો દેવદ્રવ્યની ચર્ચાની માફક એ પણ જો રંગ પર ચઢી ગઇ તો એ નિમિત્તે પણ પાછો કોલાહલ વધી જવાનો. તત્ત્વદ્રષ્ટિએ વિચારીએ તો 'મુહપત્તિ'ની ચર્ચા સાથે જૈન ગૃહસ્થ વર્ગને જરાપણ નિસ્બત નથી. વ્યાખ્યાન વખતે મુહપત્તિ બાંધવી કે કેમ, એ એનો વિષય છે: એટલે એનો સંબંધ સાધુઓ સાથે છે. હવે વિચારવાનો વિષય એ છે કે આ ચર્ચા ગમે તેટલી ચાલે, અને બંને પક્ષ ગમે તેટલી દલીલોથી વર્તમાનપત્રોના કોલમો ભરે, પરંતુ એ વાત તો નિર્વિવાદ છે કે જેમણે મુહપત્તિ વ્યાખ્યાન વખતે બાંધી નથી, તેઓ અત્યારે હવે કાન વીંધીને મુહપત્તિ બાંધવાના નથી અને જેઓ વ્યાખ્યાન વખતે મુહપત્તિ બાંધે છે; તેઓ તે પ્રથાને છોડવાના નથી. આવી અવસ્થામાં આ ચર્ચાથી સિવાય કે સમાજમાં એક કોલાહલ વધારવો, બીજો શો ફાયદો થઇ શકે તેમ હતો ? જ્યાં સુધી મારો અનુભવ છે, ત્યાં સુધી જેઓ વ્યાખ્યાન વખતે મુહપત્તિ બાંધે છે તેઓ એવા આગ્રહી પણ નથી કે એના માટે વધારે ખેંચતાણ કરીને સમાજમાં ક્લેશનું વાતાવરણ ઊભું કરે. બલ્કે જ્યાં સુધી મને યાદ છે, તેમાંના કોઈ કોઇને વિના મુહપત્તિ બાંધે વ્યાખ્યાન કરતા મેં જોયા છે, અને નીચે બેસીને શાસ્ત્રોનો સ્વાધ્યાય કરતાં તો અથવા

શિષ્યોને ભણાવતાં તો પ્રાયઃ કોઇએ મુહપત્તિ બાંધતું હોય એવું જોવામાં કે જાણવામાં આવ્યું નથી. આવી પરિસ્થિતિમાં અનેક અનિચ્છનીય વાતાવરણોમાં એકનો વધારો કરવો તે કોઇ પણ રીતે ઉચિત નથી. છતાં અત્યારે તો તેનો વધારો થયો છે એ સ્પષ્ટ જોવાય છે.

## અનિચ્છનીય વાતાવરણ શાંત કેમ થાય ?

"આગળની હકીકતથી આપણે જોઇ શકયા છીએ કે મુનિસંમેલને અનિચ્છનીય વાતાવરણને શાંત કરવાને માટે યાંત્રિક ઠરાવો કરવા પછી પણ, અનિચ્છનીય વાતાવરણ શાન્ત નથી થયું. હવે એ મહાપુરુષોને અને નિમંત્રણ કરનાર અમદાવાદના નગરશેઠને પણ સમજાયું હશે કે અનિચ્છનીય વાતાવરણ શાંત કરવું હોય તો જુદા જુદા પક્ષના ગણ્યાગાંઠયા સાધુઓ, અને તે તે પક્ષના આગેવાન ગૃહસ્થોની વચમાં જ વાટાઘાટ કરાવી શકે, એવા પ્રભાવશાળી આગેવાન ગૃહસ્થો તેમને ભેગા કરી પ્રયત્ન કરે, અને એ વાટાઘાટમાં ચોક્કસ નિર્ણય થાય તો જ આ કોલાહલ, પક્ષભેદ, શબ્દોની મારામારી વગેરે બંધ થાય. આ વસ્તુ કહેવી જેટલી સહેલી છે તેટલી અમલમાં મૂકવી–સિદ્ધ કરવી સહેલી નથી; એ વાતને હું સમજી શકું છું, છતાં પણ શાંતિનો માર્ગ તો આ દ્વારા જ થઇ શકે.

## સમ્મેલન પછી ?

"મુનિ સમ્મેલન થયા પછી જ જૈન કોન્ફરન્સ અને જૈન યુવક પરિષદ્‌નાં અધિવેશનો થયાં. આ પ્રસંગે શાસનની સાચી દાઝ ધરાવનાર શેઠ અમૃતલાલ કાળીદાસે અનિચ્છનીય વાતાવરણને શાન્ત કરવાના પ્રયત્નો અવશ્ય કરેલા,

અને ખરી રીતે જે પક્ષોના કારણે અનિચ્છનીય વાતાવરણ થઇ રહ્યું છે, એ બન્ને પક્ષનું સમાધાન કરવા તનતોડ મહેનત કરી હતી, પરંતુ એ દુઃખનો વિષય છે કે સમાજના કમનસીબે તે પ્રયત્ન સફળ નિવડયો નહિ. કમમાં કમ તે બે પક્ષનું સમાધાન થઈ ગયું હોત, તો તેટલા અંશે શાન્તિનું વાતાવરણ જરૂર ઉભું થાત. અને તેમ થતાં વળી બીજા પ્રસંગે બીજા પ્રયત્નો થઇ શકત. પરંતુ તેટલે અંશે પણ સફળતા ન મળી.

"સમ્મેલન પછીના બનાવોમાં હું ખાસ કરી એ બાબતો ઉપર કંઇક ઉલ્લેખ કરવા ઇચ્છું છુ.

## માન્યતાની કાયાપલટ

"આપણે સારી પેઠે જાણીએ છીએ, કે સમ્મેલનના આ ઠરાવો ઘડતાં અને સમ્મેલનના આ ઠરાવો બહાર પાડ્યા પછી પણ, એક પક્ષ એવો હતો, કે જે ઠરાવો પ્રત્યે સખત અણગમો જાહેર કરી રહ્યો હતો. બલ્કે એમ કહેવું જોઇએ કે એક પ્રકારનાં આંસૂ સારતો હતો. દીક્ષાના ઠરાવમાં કરાયેલા પ્રતિબંધો, દેવદ્રવ્યના ઠરાવમાં રહેલી અસ્પષ્ટતા અને દીક્ષા આદિના ઠરાવમાં એક યા બીજી રીતે સ્વીકારાયેલી સંઘસત્તા; આનાથી એ પક્ષ રીસાઇ ગયો હતો અને નવની કમીટીમાંના એક પક્ષના બે વૃદ્ધ પુરુષોએ સહી કરવાની ના પાડતાં, કમીટીના કામમાં મોટું વિઘ્ન આવ્યું હતું. એ દિવસ ધમાલ ચાલી હતી. આખરે ચોક્કસ પ્રયત્નોના પરિણામે તેઓ કમિટિમાં ગયા હતા અને સર્વસંમતિથી થયેલા એ ઠરાવો ઉપર સહીઓ કરી હતી.

"કહેવાની મતલબ, કે એ પક્ષને એ ઠરાવો ન્હોતા પસંદ;

એટલું જ નહિ, પરન્તુ એ ઠરાવોમાં પોતાની માન્યતાનો ખુલ્લો વિરોધ જોતા હતા; અને પોતે હારે છે, સુધારક પક્ષ જીતી જાય છે, એવું સ્પષ્ટ લાગ્યું હતું. અને તે પછી કેટલાએ બખાળા કાઢ્યા હતા.

"પરન્તુ ઘણા આશ્ચર્ય સાથે હમણાં હમણાં આપણે વર્તમાનપત્રોમાં વાંચીએ છીએ, કે તે જ આંસૂ સારનારો પક્ષ, તે જ પોતાની હાર સમજનારો પક્ષ, તે જ માન્યતાઓનો વિરોધ સમજનારો પક્ષ ખુલંખુલા જાહેર કરી રહ્યો છે, કે 'દીક્ષા, દેવદ્રવ્ય, સંઘસત્તા આદિ બાબતોમાં આપણે ખરેખર જીત્યા છીએ. મુનિસમ્મેલને આપણા જ સિદ્ધાન્તોને માન્ય રાખ્યા છે, ને સુધારક પક્ષ નીચે પડ્યો છે.

"અત્યારના પક્ષકારો પોતાની માન્યતાઓ—સિદ્ધાન્તો પર કેવા મુસ્તાક હોય છે, એનો આ નમુનો છે. એ શોકયોની લડાઇ જેવું આ ફારસ નથી શું? જે ઠરાવો માટે એક સમયે આંસૂ સારવા જેવું થયું હતું, રીસામણાં થયાં હતાં, સુધારક પક્ષ ઉપર રોષ કાઢવામાં આવતો હતો, અમારી માન્યતા પર પાણી ફરી ગયું, એમ માનવામાં આવતું હતું; તે જ ઠરાવો—તેના તે જ શબ્દોવાળા ઠરાવોમાં પોતાની જીત થઇ છે, પોતાની માન્યતાઓ મુનિસમ્મેલને સ્વીકારી છે, એવું જાહેર કરવા શાથી બહાર પડ્યા વારુ? આવી એકાએક કાયાપલટ શાથી થઇ વારુ? એ એક ન ઉકેલી શકાય એવો કોયડો જરૂર દેખાશે. પરન્તુ પક્ષાપક્ષીમાં 'હા—ના'નું યુદ્ધ કેવું થાય છે, એ જાણનારાઓ સહજ સમજી શકે તેમ છે, કે આ એક 'હા—ના'ની જ માત્ર માન્યતાઓ છે. સિદ્ધાન્ત એક જુદી વસ્તુ છે; કેવળ એકની 'હા' એટલે બીજાની 'ના' અને એકની 'ના' એટલે બીજાની

'હા' હોવી જ જોઇએ, જ્યારે માન્યતા જૂદી વસ્તુ છે. શું ઉપર પ્રમાણેની કાયાપલટ થવામાં 'હા-ના'નો સિદ્ધાન્ત સ્પષ્ટ નથી તરી આવતો? ખરી રીતે તપાસીએ તો જૈનસમાજમાં અત્યાર સુધીમાં જે જે ચર્ચાઓ લગભગ ઉપસ્થિત થઇ છે, એમાં 'હા-ના' સિવાય બીજું કશું જોવાયું છે? દેવદ્રવ્યની ચર્ચામાં જે મુનિમતંગજો પોતે સ્વપ્નની ઉપજ સાધારણ ખાતામાં કે જ્ઞાનખાતામાં અનેક સ્થળે લેવરાવી બેઠા હતા, તે જ મહાત્માઓ બીજાની સામે વિરોધ કરવા વખતે 'નહિ, દેવદ્રવ્યમાં જ લઇ જવી જોઇએ,' એમ આગ્રહપૂર્વક કહેવા લાગ્યા હતા. કારણ? કારણ એ જ કે બીજાએ એ વાતનું પ્રતિપાદન કર્યું હતું!

"એટલે આપણામાં ઘણી ચર્ચાઓ આવી જ જુદી જુદી પક્ષાપક્ષીની થાય છે. એનું જ એ કારણ છે, કે જલદી એનો નિવેડો આવી શકતો નથી.

"ખરી વાત તો એ છે, કે દરેકના હૃદયમાં સાચું તે મારું, એ ભાવના હોવી જોઇએ. આવી મનોવૃત્તિ ન કેળવાય ત્યાંસુધી 'ત્રિકાલાબાધિત અવિચ્છિન્ન પ્રભાવશાળી વીતરાગ શાસન'નું અનિચ્છનીય વાતાવરણ ક્યારે પણ શાન્ત ન થાય, એ વાત નિર્વિવાદ સિદ્ધ છે. માટે જો સાચી જ શાસનસેવાની ભાવના હોય, તો પક્ષાપક્ષીને છોડીને ગુણગ્રાહકબુદ્ધિ ઉત્પન્ન કરવી જોઇએ."

## પ્રકરણ ૨ જું

## જનતાનો અભિપ્રાય

સાધુસંમેલનની કાર્યવાહીએ જનતા પર શી અસર નિપજાવી હતી; તે નીચેના થોડા અભિપ્રાયોથી સારી રીતે જાણી શકાય છે.

એક જૈનમુનિ સાધુ સંમેલનનું અવલોકન કરતાં જણાવે છે કે,

" નવની કમીટીએ છેવટનો જે સંઘપટ્ટક અગિયાર મુદ્દાઓ પર બહાર પાડ્યો છે, એ સંમેલનની સફળતા સૂચવે છે કે કેમ, એ વિષયમાં અવશ્ય મતભેદ રહેવાનો.

" બેશક, એ વાત ખરી છે કે સંમેલન સર્વથા કંઈ કર્યા જ વિના વિખરાઇ જાત, એના કરતાં જે થયું છે, તે સારું થયું છે; એ વાત તો સહુ કોઇ સ્વીકારશે જ. બીજી તરફથી ' અનિચ્છનીય વાતાવરણ ' શાન્ત કરવા માટે જે સારામાં સારા ઉપાયો લેવા જોઇતા હતા, તે નથી લેવાયા. આખા સંઘમાં અનેક એવા પ્રશ્નો સળગી રહ્યા છે, કે જેના પર વિચાર કરીને સંમેલને કંઈ તોડ લાવવાની જરૂર હતી, પરંતુ એવા કેટલાક પ્રશ્ન તરફ તો દૃષ્ટિપાત સરખો પણ કરવામાં આવ્યો નથી.

"આ સિવાય સાધુસંસ્થાની આચાર શુદ્ધિ માટે જે કરવાનું હતું; તેમાનું પણ કંઇયે થયું નથી. અગિયારમાં બે ત્રણ પ્રશ્નો એવા છે કે, જેનો સંબંધ સાધુ સંસ્થા સાથે રહેલો છે, પરંતુ એ પ્રશ્નોને એવી રીતે સંકલ્યા છે કે જેનો કંઇ જ અર્થ નથી રહેતો.

"સંઘસત્તાના સંબંધમાં પણ ખાસ કંઇ પ્રકાશ મળ્યો નથી. દેવદ્રવ્યના પ્રશ્ન પર વાટાઘાટ ઘણી થઇ અને જો કે સહુ કોઇ એ કબૂલ કરતા હતા કે સુપન–ઘોડિયા–પારણું વગેરે એ કંઇ શાસ્ત્રીય વસ્તુ નથી ને તેમ એ કાંઇ જુની પ્રણાલી પણ નથી. હમણાં તે ૫૦–૭૫ વર્ષથી પ્રચલિત થયેલો રિવાજ છે. વળી એ પણ સાચું છે કે સુપન અને ઘોડિયા–પારણાની ઉપજ કોઈ સ્થળે જ્ઞાનખાતામાં લઇ જવાય છે, તો કોઇ સ્થળે સાધારણ ખાતામાં લઇ જવાય છે. ખૂદ દેવદ્રવ્યમાં લઇ જવાની હિમ્મત કરનારા પણ જ્ઞાનખાતામાં લઇ ગયા છે! આ બધું દીવા જેવું સ્પષ્ટ હોવા છતાં સુપન અને ઘોડિયા–પારણાની ઉપજ સાધારણખાતામાં જ લઇ જવી; એવો ઠરાવ કરવાની હિંમત કરી શક્યા નથી. જો કે એવો ખુલાસો થયો સંભળાય છે કે જે જે ગામમાં જે જે ખાતામાં લઇ જતા હોય, તે તે ખાતામાં ભલે લઇ જાય. અસ્તુ.

"મારી દૃષ્ટિએ અગત્યના બે ઠરાવો થયા ગણાય. એક દીક્ષાનો અને બીજો જૈનધર્મ ઉપર થતા આક્ષેપોનો પ્રતિકાર કરવા માટે પાંચની કમિટી મુકરર કરી તેનો.

"દીક્ષાના સંબંધમાં જો કે આથી પણ વધારે કડક નિયમ કરવાની જરુર હતી, અને તેમ કર્યું હોત તો રાજસત્તા વચ્ચે આવતી બંધ થાત, તેમ છતાં દીક્ષના સંબંધમાં ચોકસાઇ

કરવાના જે નિયમો બંધાયા છે, એ સાધારણ રીતે ઠીક છે, એમ કહી શકાય. ગામગામના સંઘો અને પ્રત્યેક ગૃહસ્થ આ દીક્ષાના નિયમોને બરાબર સમજી લે, તો અત્યાર સુધી જેવાં તોફાનો થવા પામ્યાં છે, તેવાં ઓછાં જ થાય."

સાધુસંમેલન પછી ટૂંક સમયમાં જ મુંબઇ ખાતે મળેલા જૈન શ્વે૦ કોન્ફરન્સના ચૌદમા અધિવેશનના પ્રમુખસ્થાનેથી શ્રી નિર્મળકુમારસિંહજી નવલખાએ મુનિસંમેલનની કાર્યવાહી માટે નીચેનો અભિપ્રાય ઉચ્ચાર્યો હતો:

"સમ્મેલનની શરૂઆત ગત ફાગણ સુદ ત્રીજથી સમાજના અનિચ્છનીય વાતાવરણને દૂર કરવાના હેતુથી થઇ હતી. ત્યાં એકત્રિત થયેલા સર્વ સાધુઓ સમક્ષ નવ સાધુઓની કમિટિ ચુંટવામાં આવી. તેમાં શાસ્ત્રદૃષ્ટિ સન્મુખ રાખી દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવનો વિચાર કરી, જે ઠરાવો કર્યા, તે પ્રગટ કરવામાં આવ્યા છે. તેમાં પહેલા દીક્ષાના પ્રશ્નને લઇને તે ઉપર ખૂબ ચર્ચા કરી, આ વિષયમાં થોડાક નિયમો ઘડ્યા છે. આ પ્રસ્તાવો જુન્નેર અધિવેશનમાં *થયેલા ઠરાવથી આગળ વધી જાય છે.

---

* જુન્નેર ( મહારાષ્ટ્ર ) ખાતે ભરાયેલા તેરમા જૈન શ્વે૦ કોન્ફરન્સના અધિવેશનમાં નીચે પ્રમાણે ઠરાવ થયો હતો:—

"દીક્ષા સંબંધી આ કોન્ફરન્સનો એવો અભિપ્રાય છે કે દીક્ષા લેનારને તેના માતા-પિતા આદિ અંગત સગાંઓ, તેમજ જે સ્થળે દીક્ષા આપવાની હોય, ત્યાંના શ્રી સંઘની સંમતિથી યોગ્ય જાહેરાત પછી દીક્ષા આપવી."

આ ઠરાવથી ધી યંગમેન્સ જૈન સોસાયટી અને દેશવિરતિ

" જુન્નેર કોન્ફરન્સના ઠરાવનો એજ સાર હતો, કે દીક્ષા લેનારે પોતાના માતા–પિતા આદિ સંબંધીઓની તથા જ્યાં દીક્ષા લેવાની હોય ત્યાંના શ્રી સંઘની સંમતિથી યોગ્ય જાહેરાત કર્યા પછી દીક્ષા આપવી જોઇએ, અર્થાત્ તેમાં પણ સામાન્ય બાબતો હતી. માતાપિતાની તથા દીક્ષાસ્થળના સંઘની સમંતિ હોય તો દીક્ષા આપી શકાય. પણ મુનિસંમેલનના પ્રસ્તાવમાં તો ત્રણ બાબતો હોવા ઉપરાંત વયસ્ક દીક્ષિત ઉપર પોતાના આશ્રિત સંબંધીઓના નિર્વાહનો તથા અઢારદોષોનો અભાવ અને પોતાનાથી મોટા મુનિની સંમતિની બાબતો પણ વધારવામાં આવી છે. આ પ્રસ્તાવમાં ઠરાવ કરનારની દીર્ઘદષ્ટિ, સૂક્ષ્મ વિચારશકિત અને સમયજ્ઞતા સૂચવે છે, જે પ્રશ્ને સમાજને ચકડાવામાં નાખી છિન્નભિન્ન કરી નાખેલ હતો, તે પ્રશ્નનું સુંદર સમાધાન કરી મુનિસંમેલને પોતાનું ગૌરવ વધાર્યું છે, આ માટે મુનિમહારાજાઓને અમારા હજારો ધન્યવાદ છે.

" જે સંઘમાં સાધુ પ્રધાનપદે છે, એવા સાધુ, સાધ્વી, શ્રાવકને શ્રાવિકા રૂપ ચતુર્વિધ સંઘને શ્રમણસંઘ કહેવો જોઇએ, અને શ્રાવક–શ્રાવિકાઓને પોતાના કાર્યમાં પૂરો અધિકાર છેઃ એટલું જ નહીં, પરંતુ કોઇ સાધુ યા સાધ્વી અત્યંત અનુચિત કરે તો શ્રાવક સંઘ એનો ઉચિત

---

ધર્મારાધક સભાએ ઉશ્કેરાઇ જઇ કોન્ફરન્સમાં ભાગ લેનારાઓને અધર્મી, ધર્મદ્રોહી વગેરે કહ્યા હતા અને જૈન શ્વે૦ કોન્ફરન્સનો બહિષ્કાર કરવાનો ઠરાવ કર્યો હતો. પાટણસંઘે આવી મતલબનો ઠરાવ કરતાં ત્યાં પણ ભારે વિખવાદ ઊભો કરવામાં આવ્યો હતો અને કોર્ટોમાં કેસ પણ થયા હતા.

પ્રબંધ કરી શકે છે.' આ રીતે શ્રમણસંઘ અને શ્રાવક સંઘનો પરસ્પર સંબંધ બતાવીને મુનિસંમેલને જે મહાન કાર્ય કર્યું છે, તે પણ પ્રશંસનીય છે."

"શ્રાવકસંઘથી સંબંધ રાખનાર બીજો ઠરાવ એ છે કે પ્રભુના નિમિત્તથી બોલાએલી બોલીનું દ્રવ્ય તથા ઉપધાન-માલાદિની આવક દેવદ્રવ્ય ગણાય અને તે જિનચૈત્ય, જિન-મૂર્તિ, જિનપૂજા અને જિર્ણોદ્ધારના કાર્યમાં વપરાય. સાધુઓ જીર્ણોદ્ધારના માટે, સાધારણ દ્રવ્યની વૃદ્ધિ માટે, મંદિ-રની પ્રાચીનતા નષ્ટ ન થાય તેની સાવધાની રાખી, કોઇ પર આક્ષેપ કર્યા વિના, લોકમાં ભિન્નતા ન જણાય, શ્રોતામાં મિથ્યાત્વ અને પાપની વૃદ્ધિ ન થાય એ વાતને ધ્યાનમાં રાખી વીતરાગપ્રણિત ધર્મપ્રધાન ઉપદેશ આપવો." આ પ્રસ્તાવોથી સંઘમાં શાન્તિ, સમાધાનીના ભાવ પ્રસરશે એ નિર્વિવાદ છે. આ માટે મુનિસંમેલને જે ધૈર્ય, દઢતા અને પ્રતિજ્ઞા બતાવેલ છે; તે પ્રશંસનીય છે."

પરંતુ જૈન શ્વે. કોન્ફરન્સના આ અધિવેશનમાં રાજનગ-રમાં મળેલા આ સાધુસંમેલન અંગે નીચેનો ઠરાવ પસાર થયો હતો:—

## સાધુસંમેલનને ધન્યવાદ અને ભવિષ્ય માટે વિનંતી

"તાજેતરમાં સાધુવર્ગોના સંમેલને શાસ્ત્ર, પરંપરા અને વિવેકબુદ્ધિ એ ત્રણેની મદદથી તેઓએ પોતાની અંદરના મત-ભેદોને ધ્યાનમાં લઇ જે પ્રસ્તાવો સર્વાનુમતિથી કરવામાં એક માસ કરતા વધારે દિવસો ગાળી જે મહાપ્રયાસ કર્યો છે, અને ધર્મના પ્રશ્નોમાં દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવના આવશ્યકતા સ્વીકારી છે, તે માટે તેમ જ એકના સ્થાપન અને બીજાના

ઉત્થાપનની કેટલીક વિષમ પરિસ્થિતિનો સમન્વય કરી દૂર કરી છે, તે માટે સંમેલનને આ કૉન્ફરન્સ હૃદયપૂર્વક અભિનંદન આપે છે. અને નમ્રતાપૂર્વક જણાવે છે કે થયેલા પ્રસ્તાવોમાં જે કંઈ અપૂર્ણતા, અસ્ફુટતા, અનિશ્ચિતતા, અવ્યાપકતા રહી હોય તે આવતા મુનિસંમેલનમાં દૂર કરવામાં આવે તથા નીચે જણાવેલ બાબતોનો નિર્ણય કરવામાં આવે :

(૧) દીક્ષા લીધા પહેલાં જેટલા અભ્યાસની જરૂર હોય તે.

(૨) સાધ્વીઓ માટેની દીક્ષાની વય, અભ્યાસ, પવિત્રતા આદિના નિયમો.

(૩) દીક્ષા લઇ છોડનાર અને પાછી લેનાર માટેનું રહેવું જોઇતું બંધારણ.

(૪) શિથિલતા અને તે પોષક એકલવિહાર, જુદા જુદા ગચ્છના પ્રત્યેની વલણ, વિહાર, તંત્ર, કેટલીક બાબતમાં એક સ્થાપે–બીજા ઉત્થાપે એવી વિમાસણ અને મુંઝવણમાં નાખે તેવી સ્થિતિ, અમુક મુનિની માલેકીવાળા થયેલ પુસ્તક ભંડાર અને અમુક સંઘાડાને જ ઉતરવા માટેના ખાસ ઉપાશ્રયો વગેરે સબંધી સમયોચિત સમયસૂચક ઉકેલ.

(૫) દીક્ષાને અંગે સંઘની સંમતિની આવશ્યકતા.”

આ જૈન શ્વે. કૉન્ફરન્સના અધિવેશન અગાઉ બે દિવસે મુંબઇ ખાતે ભરાયેલી શ્રી જૈન યુવક પરિષદના સ્વાગતાધ્યક્ષ શ્રી કકલભાઇ ભૂદરદાસ વકીલે પોતાના ભાષણમાં મુનિસંમેલન સંબંધી નીચેના વિચારો પ્રગટ કર્યા હતા.

“મુનિસંમેલનનું નાવ ખરાબા સાથે અથડી પડતાં

સહેજમાં બચી ગયું છે. તેત્રીશ દિવસ સુધી વાટાઘાટ કર્યા પછી લોકલાગણીને માન આપી દીક્ષાને લગતા કેટલાક નિયમો મુનિ-સંમેલને પસાર કર્યા છે, તે જો કે અત્યારની જરૂરિયાતને બહુ જ ઓછે અંશે પહોંચી વળે છે, છતાં તે નિયમો લોકમતનો ભારે વિજય સૂચવે છે. યુવક સંઘે અયોગ્ય દીક્ષાની સામે જે મોરચાં માંડયાં હતાં; તેની સાર્થકતા સિદ્ધ થઇ છે. પોતાની મેળે જ પોતાને શાસનપ્રેમી, ધર્મપ્રેમી, દેશવિરતિ તરીકે ઓળખાવનાર રૂઢિચુસ્તો મુનિસંમેલનના ઠરાવો વાંચી હતાશ થઇ ગયા છે,... સમાજે પણ જોઇ લીધું છે કે દીક્ષા પ્રકરણને અંગે સમાજમાં કલેશનાં બી રોપનાર બીજો કોઇ નહિ પરંતુ કહેવાતો આ ધર્મપ્રેમી વર્ગ જ હતો. મુનિ સંમેલને તેને યોગ્ય લપડાક લગાવી છે. મુનિસંમેલનના ઠરાવોની સાથે અમો સર્વાંશે સંમત છીએ, એમ કોઇએ માની લેવાની જરૂર નથી. દીક્ષા માટે આઠ વર્ષની વય યોગ્ય ગણવામાં આવી છે, અને સોળ વર્ષની ઉપરની ઉમ્મરના માટે માતા, પિતા, ભગિની ભાર્યાની ફરજિયાત રજા લેવાનું ઠરાવ્યું નથી. અહીંઆં અમારો મુખ્ય વાંધો છે. આઠ વર્ષની વય અપવાદ માર્ગ છે. કોઇ કારણવશાત્ તેવો એકાદ દાખલો ઇતિહાસમાં બન્યો હોય અને શાસ્ત્રમાં તેનો ઉલ્લેખ હોય, તેથી તેને સામાન્ય નિયમ તરીકે લાગુ પાડી શકાય નહિ. અઢાર વર્ષની ઉંમર થયા પહેલાં અને માતાપિતા, ભગિનીભાર્યા આદિની સંમતિ વિના દીક્ષા આપવામાં આવે તે અમારે માન્ય નથી. તેમાં સુધારો થવો આવશ્યક છે. દીક્ષાને લગતા જે નિયમો કર્યા છે, તેમાં ઉપર સૂચવેલો સુધારો સ્વીકારવામા આવશે તો મુનિસંમેલને નવીન યુગ પ્રવર્તાવ્યો ગણાશે.

"મુનિ સંમેલને ઠરાવ્યું છે કે દેવદ્રવ્ય, જિનચૈત્ય તથા

જિનમૂર્તિ સિવાય બીજા કોઇ પણ ક્ષેત્રમાં ન વપરાય. આપણાં મંદિરો દેવદ્રવ્યના નામે જે મિલકત ધરાવે છે, તેનો ઉપયોગ મુનિસંમેલનના ઠરાવ મુજબ થાય તેમાં વાંધો લેવા જેવું કશું જ નથી, પરંતુ મુનિસંમેલને સમાજની નાડ બરાબર તપાસી નથી, અને અત્યાર સુધી દેવદ્રવ્યને માટે જે સંકેત ચાલ્યો આવે છે, તેમાં ફેરફાર કરવાની જરૂર જોઇ નથી. મંદિરો બહુ વૈભવશાળી બનાવવા પાછળ તેનો વ્યય થાય છે, અને વહીવટકર્તાઓની બેદરકારીના પરિણામે કેટલીક વખત મોટી રકમો ચલાઈ જાય છે, અગર મહેતાઓ તથા પૂજારીઓ ઉચાપત કરી જાય છે. આમાં પરિવર્તન થવાની જરૂર છે. અત્યાર સુધીમાં એકત્ર થયેલું દ્રવ્ય જીર્ણમંદિરોદ્ધારમાં વપરાય અને હવે પછી બોલીનું દ્રવ્ય સાધારણ ખાતે લઇ જવાનું શ્રી સંઘ ઠરાવે તો તેમાં કંઇ શાસ્ત્રીય બાધ આવે તેમ નથી. આવાં પરિવર્તનો અનેક વખતે થયાના દાખલા શાસ્ત્રમાં મોજૂદ છે. પાંચમની ચોથ અને શ્વેતવસ્ત્રને સ્થાને પિત વસ્ત્ર તેનાં પ્રસિદ્ધ ઉદાહરણો છે. બોલીનો રિવાજ બહુ પ્રાચીન નથી. અસલના વખતમાં જે વ્યક્તિ મંદિર બંધાવતી, તે તેના નિભાવ માટે જમીન અથવા ગિરાસ વગેરેની વ્યવસ્થા પણ સાથે સાથે કરતી. બોલી જેવા સાધનની જરૂર જ નહોતી. પાછળથી ચૈત્યવાસીઓના સમયમાં બોલીની પ્રણાલિકા દાખલ થઇ અને તેમના જોરને લીધે તેને બહુ જ વેગ મળ્યો જણાય છે. લોકસમૂહે જ જરૂરિયાતને અંગે શરૂ કરેલી અને પોષેલી પ્રણાલિકામાં પરિવર્તન કરવાનો લોકસમૂહને સંપૂર્ણ અધિકાર છે."

તે પરિષદની ખુલ્લી બેઠકમાં નીચેનો ઠરાવ પસાર થયો હતો.

"મુનિસંમેલનમાં પસાર થયેલા ઠરાવો જૈન સમાજની

વર્તમાન જરૂરિયાતોને પહોંચી વળવાને કોઇ પણ રીતે પૂરતા નથી, એમ આ પરિષદની માન્યતા છે. એમ છતાં પણ દીક્ષા આપવા સંબંધમાં અમુક નિયમો સ્વીકારીને તે વિષયમાં હાલ પ્રવર્તતી અતંત્રતા દૂર કરવા તરફ મુનિસંમેલને પ્રાથમિક પગલું ભર્યું છે, અને શ્રાવકસંઘની ચોક્કસ પ્રસંગે સાધુ સાધ્વી ઉપર આ સંમેલને સત્તા સ્વીકારી છે, એ બાબતની આ પરિષદ નોંધ લે છે. અને જે મુનિઓ અત્યાર સુધી પરસ્પર મળી શકતા નહોતા. તેઓ આજે સંમેલન રૂપે મળ્યા, એ ઘટનાને આ પરિષદ આવકારદાયક અને અભિનંદન યોગ્ય ગણે છે."

ન્યાયવિશારદ ન્યાયતીર્થ મુનિરાજ શ્રી ન્યાયવિજયજીએ સાધુ સંમેલનના બધા ઠરાવોની આલોચના તા. ૨૭ માર્ચ ૧૯૩૪ ના 'મુંબઇ સમાચાર' નામક દૈનિકમાં નીચે મુજબ કરી હતીઃ–

"અમદાવાદમાં મળેલા જૈન સાધુસમ્મેલને પસાર કરેલા ઠરાવોમાં બે ઠરાવો ખાસ આલોચનીય છે. એક દીક્ષા બાબતનો અને બીજો દેવદ્રવ્ય સંબંધી.

(૧) દીક્ષા

"દીક્ષાના ઠરાવમાં બાળદીક્ષાને પણ રાખી છે. આની સામે મારો વિરોધ સમ્મેલન ચાલતું હતું, તે જ વખતે મેં સમ્મેલન પર *તાર કરી પાડવી દીધો હતો. બાળદીક્ષા શાસ્ત્રદૃષ્ટિએ

---

તારની નકલ

* Request not to pass Bala-Diksha

પણ વિરલવિષયક છે. તેનું સ્થાન કાદાચિત્ક છે. તેનું સ્થાન આ જમાનામાં તો શું, પણ શ્રી તીર્થંકર ભગવન્તોના જમાનામાં પણ અત્યન્ત વિરલ હતું. ત્યારે આજે તેનું સ્થાન કેટલું એ સહજ સમજી શકાય છે. છતાં સમ્મેલને તેને દીક્ષાના ઠરાવમાં દાખલ કરી છે, તે યોગ્ય નથી થયું. દીક્ષા માટે સોળ વર્ષની ઉમ્મર થવા સુધી રાહ જોવામાં કંઇ જ ખોટ નહોતી. ત્યાં સુધી ધીરજ રાખવાની આવશ્યકતા હતી. આટલું નિયમન કરવામાં ખરેખર સમ્મેલનનું ઔદાર્ય વખણાત અને તેની વિચારસંસ્કૃતિની જગતની દૃષ્ટિએ પ્રશંસા થાત.

"જો કે ઠરાવમાં, બાળકને જે ગામમાં દીક્ષા આપવાની હોય ત્યાંના બે શ્રાવકોદ્વારા બાળકના ગામે આદમી મોકલી તેના માતાપિતા કે વાલીની લેખિત સમ્મતિનો નિર્ણય કરવા માટે જાહેર કર્યું છે. અને બીજા સંઘાડાના બે આચાર્યો અથવા વડીલો પાસે બાલકની યોગ્યતાની પરીક્ષા કરાવવાનું જણાવ્યું છે: પણ જ્યાં બાલદીક્ષા મૂળે જ અસ્વાભાવિક અને અયોગ્ય છે, ત્યાં પછી આ બધા "ટેકા" લગાવીને જબરદસ્તી બાલદીક્ષાને ખડી કરવાનો પ્રયત્ન હાસ્યપાત્ર નથી શું? બાલદીક્ષાના રસિયા સાધુ મહારાજાઓને આ બધા "ટેકા"

---

resolution, Please, register my emphatic protest against Bala-Diksha. My humble opinion is that Sammelan will lose prestige in favouring Bala-Diksha. Hope Sammelan would show wisdom to check Diksha up to 16 years age.

Nyayavijaya.

લગાવતાં બહુ સારા આવડે છે ! જે ગામમાં બાળકને દીક્ષા આપવાની હોય ત્યાંના શ્રી સંઘની સમ્મતિ લેવાની તો "પંચાત" છે જ નહિ. ત્યાંના પોતાના કોઇ અન્ધરાગીઓ દ્વારા બાળકના ગામે માણસ મોકલવામાં ક્યાં અડચણ આવવાની હતી ? અને દીક્ષા માટે તૈયાર કરેલ બાળકના માબાપ કે વાલી તો પહેલેથી જ સાધુ મહારાજના "છુમંતર"થી સધાઇ જ ગયા હોય ને ! પછી બાલકને મુંડવામાં ક્યાં મુસ્કેલી આવવાની ? યોગ્યતાને તપાસનારા પણ પોતાની જ લાઇનના પોતાના ભાઇબંધો પાસે જ છે ને ?

"ભોળા શ્રાવકો ઠરાવની કલમો જોઇ રાજી થાય; પણ સાધુ મહારાજાની ચાલાકીની તેમને ક્યાં ખબર છે ? તેઓ સમજી રાખે કે દીક્ષાના ઠરાવ પરની આ "રસ્સીઓ"માં કંઇ દમ નથી. ચાલાક સાધુઓને મન કાચા સુતરના તાંતણા જેવી છે. તે "તાંતણા"ઓને તોડી પોતાની મુરાદ પૂરી કરવી એ તેમને રમતની વાત છે.

"આ ઠરાવથી બાળકોનું હિત જોખમાતું અટકશે નહિ. સમ્મતિના "દેખાવ" સાથે બાલદીક્ષાઓનાં ફારસ ધડાધડ ભજવાશે અને દુનિયાની બત્રીશીએ ચઢશે. શાસનની અપભ્રાજના વધશે અને બાલજીવનની વિરાધનાના પાપમાં ધર્મ અને સમાજ ડૂબતો જશે !

"દીક્ષાના ઠરાવમાં "શિષ્યનિષ્ફેટિકા" ને પણ યાદ કરી છે. અને સોળ વર્ષ પછીની દીક્ષામાં તે દોષ લાગતો નથી એમ જણાવ્યું છે. પણ આ ગલત છે. અને એ બાબતનું પિંજણ અગાઉનાં બહાર પડેલાં ચર્ચાનાં પેમ્ફલેટો અને ટ્રેક્ટોમાં ખૂબ જ પિંજાઇ ગયું છે. સોળ વર્ષ પછીનાને પણ અપહરણ-

પૂર્વક દીક્ષા આપવામાં આવે તો તે પણ "શૈષ્યનિષ્ફેટિકા" છે એ કોઇ ન ભૂલે. અને તે વિષયમાં "આર્યરક્ષિત"નું ઉદાહરણ સ્પષ્ટ છે. સમ્મેલને ખરેખર "શૈષ્યનિષ્ફેટિકા"નું તત્ત્વ સમજવામાં ગુલાંટ જ ખાધી છે જે દિલગીરીનો વિષય ગણાય.

"દીક્ષાના ઠરાવમાં અઢાર વર્ષ પછીનાને માટે માતાપિતાની અનુમતિ વગર પણ દીક્ષા ચલાવી લીધી છે. જો કે ઠરાવમાં માતાપિતાની અનુમતિ મેળવવા માટે પ્રયત્ન કરવાનો ઉલ્લેખ કર્યો છે. પણ અનુમતિ ન મળે તો તે વગર પણ દીક્ષાદાન વિધેય ઠરાવ્યું છે. શિષ્યૈષણાની દશા સાધુઓની આજે કેવી છે તે ઉઘાડું છે. માતાપિતાની સમ્મતિ વગર ચલાવી લેવામાં સમ્મેલને ભયંકર ભૂલ કરી છે. નાશભાગ કરી-કરાવીને દીક્ષા આપવાનો માર્ગ આથી રૂંધાશે નહિ. એવી ઝઘડાખોર દીક્ષાનો કલહકોલાહલ આથી બંધ પડશે નહિ. એવી દીક્ષા માટે પણ આ ઠરાવથી બચાવ કરવાનું ખુલ્લું રહેશે.

"આ રીતે મારા નમ્ર અભિપ્રાય મુજબ આ પહેલો ઠરાવ અયોગ્ય હોવાથી અગ્રાહ્ય છે.

## (૨) દેવદ્રવ્ય

"દેવને અર્પિત થયેલું હોય તે દેવદ્રવ્ય કહેવાય. આ દેવદ્રવ્યની વ્યાખ્યા છે. પણ આરતિ-પૂજા આદિની બોલીનું દ્રવ્ય એને દેવદ્રવ્યમાં લઇ જવું કે ન લઇ જવું એ સંઘની મુખત્યારીનું કામ છે. તે ચાહે તો તેને દેવદ્રવ્યમાં લઇ જઇ શકે છે અને ચાહે તો અન્યક્ષેત્રમાં લઇ જઇ શકે છે. કેમ કે અર્પણ વગર દેવદ્રવ્ય થાય નહિ. પછી તેને "દેવદ્રવ્ય" ગણવાની આજે શી

આવશ્યકતા હતી ? બોલીની પ્રથા શાસ્ત્રીય નથી. એ રિવાજ લોકોએ સગવડની ખાતર ઊભો કર્યો છે. એ લોકોની ઊભી કરેલી પ્રથા છે. પૂજા–ભક્તિ પહેલી કોણ કરે, એ સવાલને અંગે ઝઘડા ન થાય એ માટે અને ઉપજને સારુ પણ બોલીનો રિવાજ ચલાવવામાં આવ્યો છે. માટે બોલીની ઉપજ દરેક ગામનો સંઘ પોતાના સંયોગો વિચારી તદનુસાર પોતાને અનુકૂળ પડે તે ક્ષેત્રમાં લઇ જઇ શકે છે. પૂજા–આરતિ આદિ કોઈ પણ બોલીની ઉપજ ઉપર કોઇ પણ ચોક્કસ સિક્કો લાગ્યો જ નથી, એ ધ્યાનમાં રાખવું જોઇએ. પછી પૂજા–આરતિ આદિની બોલીનું દ્રવ્ય "દેવદ્રવ્ય" જ ગણાય એમ કહેવું એ સરાસર ગલત છે. પૂજાભક્તિનું નિમિત્ત હોવા માત્રથી કંઇ તેની બોલીનું દ્રવ્ય દેવદ્રવ્ય નથી થઇ જતું. પણ દેવને તેનું અર્પણ ઠરાવવાથી તે દેવદ્રવ્ય થાય છે. તેને દેવદ્રવ્યમાં લઇ જવાનું ઠરાવવું કે ન ઠરાવવું એ સંઘની મુખત્યારીની વાત છે. જે સ્થળમાં ત્યાંનો સંઘ તેને દેવદ્રવ્યમાં લઈ જવાનું ઠરાવે ત્યાં તે દેવદ્રવ્ય ગણાય. અને જે સ્થળમાં ત્યાંનો સંઘ તેને બીજા ક્ષેત્રમાં લઇ જવાનું ઠરાવે ત્યાં તે, તે ક્ષેત્રનું થાય. આવશ્યકતા અને પરિસ્થિતિ બદલાતી રહે છે; અને તદનુસાર સમયપરત્વે પરિવર્તન થવું એ સ્વાભાવિક જ છે. એક સમયના સંઘે બાંધેલા રિવાજ હંમેશાં બંધબેસતા જ રહે છે એવું કંઇ નથી. એટલે પૂર્વ કાળના રિવાજમાં સંયોગાનુસાર યોગ્ય પરિવર્ત્તન કરી શકાય છે. દેવને અર્પીએ, ચઢાવીએ તે તો દેવદ્રવ્ય છે, પણ બોલીનું દ્રવ્ય કંઇ દેવને અર્પતા નથી; તો પછી વગર અર્પ્યે તે દેવદ્રવ્ય કેમ ગણાય ? આશય પર બધો આધાર છે. મન્દિરમાં "થાળ" ચઢાવવાનું કહેતાં થાળગત ચીજો ચઢાવાય છે, પણ થાળ તો પાછો ઘરે લવાય છે. તે દેવદ્રવ્ય થતો નથી. આ વાત સાદી સમજનો

માણસ પણ સમજી શકે છે. પછી, આરતિ–પૂજાની બોલીના દ્રવ્ય પર "દેવદ્રવ્ય"ની મહોરછાપ મારવાનું કંઇ કારણ? દેવને અર્પવાની જ્યાં કશી જ કલ્પના નથી, કશી જ ભાવના નથી, કશી જ યોજના નથી, છતાં તે દેવદ્રવ્ય ગણાઇ જાય એ તો અજબ ફિલસૂફી!

"દેવદ્રવ્યની વ્યાખ્યાનો વિચાર કરતાં કરતાં આરતિ–પૂજા આદિની બોલીની ઉપજને સંયોગાનુસાર ગમે તે ક્ષેત્રમાં લઇ જવાની ગોઠવણ કરી શકાય એ, અને તે સુશાસ્ત્ર છે. સંઘ ધારે તે ક્ષેત્રમાં લઇ જઇ શકે છે. પછી તેને દેવદ્રવ્યમાં લઇ જવાનો ઠરાવ કરવો, અને તે આજના સમયની પરિસ્થિતિ વચ્ચે; એ બિલકુલ ઠીક થયું નથી.

"વર્તમાન પરિસ્થિતિ તો એવી છે કે આજે એ દ્રવ્યને દેવદ્રવ્યમાં ન લઇ જતાં જ્ઞાનદ્રવ્યમાં કે સાધારણ ક્ષેત્રમાં લઇ જવાની જરૂર છે. દેવદ્રવ્ય કેવળ દેવને ઉપયોગી અને સાધારણ દ્રવ્ય દેવને અને તેના સકળ પરિવારને (તમામ ક્ષેત્રોને) ઉપયોગી. આ ઉપરથી ખ્યાલ આવી શકે છે કે કોનો મહિમા વધારે? કોની વિશેષ ઉપયોગિતા? કોની વ્યાપકતા? જરા વિચાર કરવાની વાત છે. સમય અને સંયોગો તરફ પણ સમ્મેલને ધ્યાન આપ્યું નથી એ દિલગીરીની વાત છે.

"દેવદ્રવ્યનું ક્ષેત્ર અતિ સંકુચિત છે. પ્રજાના વ્યાવહારિક હિત-સાધન માટે તે કશા કામમાં આવી શકતું નથી. ભૂકમ્પ કે એવી બીજી પ્રલયકારક આફત આવી પડતાં હજારો–લાખો માણસો મરી રહ્યાં હોય તેવા દુઃસમયમાં પણ જો તે ધનની એક કોડી પણ માણસજાતના કે પ્રાણીવર્ગના રક્ષણ યા ઉપકાર માટે કામ આવી શકતી નથી, તો પછી તે ધનને વધારવું શું ઉપયોગી? જરા ધ્યાનમાં લેવાની વાત છે.

"અનેક મન્દિરો કે તીર્થો ધનરાશિથી ઉભરાય છે ત્યારે તેનું શું કરવું, કયાં ઠેકાણે પાડવુ. એ પ્રશ્ન ઉભો થાય છે. પરિણામ એ આવે છે કે બિનજરૂરી "નાગાં ને તગાં" હંમેશાં ચલાવ્યે જ રાખવાં પડે છે. પૈસા ને ઠેકાણે પાડવા માટે મન્દિરો તોડી ફોડી નવી મરમ્મતના સમારંભ ચાલુ જ રાખવા પડે છે; જ્યારે પ્રજાહિતની ઝુંબેશને દાદ મળતી નથી. અનેક ક્ષેત્રો સીદાયા કરે છે, કમનસીબ સ્થિતિ ભોગવે છે, ત્યારે દેવદ્રવ્યની સદા ચાલુ રહેતી વૃદ્ધિ યા તો વેડફાયા કરે છે, યા સામાન્ય અને અનાવશ્યક ઉપયોગમાં વહી નિકળે છે! કેટલું અંધેર!

"જે દેવદ્રવ્ય છે તેને મીલો વગેરેમાં રોકવુ યા લશ્કરી ખાતા અને કતલખાના જેવી ભયંકર હિંસામાં ઉપયોગ થાય તેવા સરકારીખાતામાં રોકવુ; એ મંગળધનથી અમંગળ સાધવાની ચેષ્ટા છે. તેના કરતાં ગરીબ અને બેકાર જનતા લાભ લઇ શકે તેવી યોજનાના રસ્તે તેનો ઉપયોગ કરવો જોઇએ. ગરીબ સાધર્મિકોને લાભ થવા સાથે આવક વધારાય એવી રીતે દેવદ્રવ્ય રોકવામાં કશો વાંધો નથી, જ્યારે લાભ પુષ્કળ છે; એ ગૃહસ્થોએ ધ્યાન પર લેવાની આવશ્યકતા છે. ધાર્મિક ધનના રક્ષણ અને સદુપયોગ માટે અને સાથે જ ગરીબ અને બેકાર સાધર્મિક જનતાના હિત માટે જૈન બેંકની યોજના બહુ ઉપયુક્ત થઇ પડશે.

"ઉપધાન સંબંધે યદ્યપિ મારું દૃષ્ટિબિન્દુ ભિન્ન છે, પરંતુ પ્રસંગતઃ જણાવવું જોઇએ કે તેની પ્રચલિત 'માળા' આદિની ઉપજને દેવદ્રવ્યમાં લઈ જવાનું સમ્મેલને જે યોગ્ય ગણ્યું છે; તેમાં તેનું અવિચારક માનસ વધુ ખુલ્લું થઇ જાય છે.

"આમ દીક્ષા અને દેવદ્રવ્ય સંબંધી નિર્ણયો આપવામાં 'સમ્મેલન' ગંભીર ભૂલોનો ભોગ બન્યું છે. એ કોઇ પણ

સુજ્ઞ વિચારક જોઈ શકશે. અતએવ એ દૂષિત નિર્ણયો માન્ય રાખવા યોગ્ય નથી.

## (૩) શ્રમણ સંઘ

"ત્રીજા ઠરાવનું મથાળું "શ્રમણસંઘ" છે. આ મથાળા નીચે ઠરાવ કરવાની શી જરૂર હતી ? સંઘ–ચતુર્વિધ સંઘમાં શ્રમણ પોતાના ચારિત્રગુણે પ્રધાન છે જ, એમાં નવી વાત શી હતી ? અને એમાં કોનો વાંધો છે ? પણ એની પાછળ શ્રાવક સંઘની યોગ્ય સત્તા અને તેના સમુચિત અધિકારને ઉતારી પાડવાનો આશય જો રહ્યો હોય તો તે અનુચિત ગણાશે. શ્રાવક સંઘ સાધુઓના ગમે તેવા વિચાર–આચાર સામે માથું નમાવ્યા જ કરે, તેમના રૂઢિદૂષિત અને અજ્ઞાનાવૃત વિચારો અને કલુષિત વર્તન સામે માથું ઊંચું કરવાનો તેમનો અધિકાર જ નથી; એવો જો કોઈ ખ્યાલ રખાતો હોય, તો તેને હવે ભુંસી નાખવો જ રહ્યો. સામયિક વાતાવરણનો પ્રભાવ હજુ પણ અમારા સાધુઓના ભેજાંને ન સ્પર્શ્યો હોય તો એ નવાઈની વાત ગણાશે.

## (૪) સાધુસંસ્થાની પવિત્રતા શી રીતે વધે ?

"આ ઠરાવમાં કેટલાક અંશો વિચારણીય છે.

## (૫) તીર્થસંબંધી

"આ સાદી સૂચનામાં કંઈ વિશેષત્વ નથી.

## (૬) સાધુસંસ્થાની જ્ઞાનવૃદ્ધિ

"આ યોગ્ય છે.

(૭) દેશના

"આમાં કરેલી જટિલ શબ્દયોજના તેની પાછળનો ભેદ ખુલ્લો કરે છે. છતાં તેમાંથી યથેષ્ટ ભાવ કાઢી શકાતો હોવાથી કોઈને વાંધારૂપ થાય તેમ નથી.

(૮) શ્રાવકોની ઉન્નતિ માટે સાધુઓ શું પ્રયત્ન કરી શકે?

"આ પણ ચાલશે.

(૯) સંપની વૃદ્ધિ

"આ ઠરાવ બહુ યોગ્ય અને જરૂરનો છે.

(૧૦) ધર્મ તથા તીર્થ ઉપરના આક્ષેપોનો પ્રતિકાર કરવો

"ધર્મ તથા તીર્થ ઉપરના આક્ષેપોનો પ્રતિકાર કરવા આ ઠરાવોમાં પાંચ મુનિવરોની કમિટી નિમવામાં આવી છે.

(૧૧) ધર્મમાં રાજસત્તાનો પ્રવેશ

"ધર્મમાં રાજસત્તાનો પ્રવેશ કોઇ ન ચાહે, પણ જ્યારે ધર્મમાં તેના અનુયાયી વર્ગ તરફથી અને ખાસ કરી તેના ગુરુ વર્ગ તરફથી "ગડબડાધ્યાય" પ્રવર્તવા શરૂ થાય છે અને તેના હેઠળ પ્રજાનું હિત બગડે છે, જનતામાં અશાન્તિ અને ત્રાસ ફેલાય છે અને તેનું દમન કરવાનું કાર્ય જ્યારે મુશ્કેલીમાં આવી પડે છે; ત્યારે તેને અંકુશમાં લેવાની ફરજ રાજશાસનની ઊભી થાય છે; અને એ ફરજ અદા કરવી એ તેનો ધર્મ થઇ પડે છે એ ધર્મ બજાવવામાં એનું અને પ્રજાનું શ્રેય છે. ધર્મના

અનુયાયીઓ જ અને ગુરુ મહારાજાઓ જ જો પોતાના ધર્મની બગડેલી પરિસ્થિતિ સુધારવા માટે ધ્યાન રાખે અને અનીતિ તથા ઉચ્છૃંખલતાના અંશો જે ઘુસી ગયા હોય, તેને દૂર કરવાનું કામ પોતે બજાવે તો રાજશાસનને દખલગીરી કરવાનો વખત શેનો આવે?

"બધા ઠરાવો જોવાઇ ગયા. નથી એમાં દૃષ્ટિ, વિચારણા, ઉદારતા કે સંસ્કૃતિ; છતાં એમાં શ્રેષ્ઠ અને સુન્દર કોઈ વાત હોય તો તે એક સંપવૃદ્ધિની છે. સમ્મેલને બીજું કશું જ કર્યું ન હત અને આ એક જ ઠરાવનું મજબૂત અને વ્યવસ્થિત બંધારણ ઘડ્યું હત; તો એટલા માત્રથી પણ સમ્મેલનની બેઠક યશસ્વી અને પ્રશંસનીય બની જાત. એટલું જ નહિ, એણે શાસનની મોટી સેવા પણ બજાવી ગણાત. પરન્તુ અયોગ્ય ઠરાવો કરીને ઉલટું વધારે ઉંધું માર્યું છે. હું તો કહું છું કે સંપવૃદ્ધિના એક જ ઠરાવનું જો ટાઇમસર પાલન થાય તોયે બહુ છે. એથી સમાજની ઘણી અશાન્તિ દૂર થશે અને ધર્મનું હિત સધાશે; પણ જ્યાં મનનાં મેલ હજુ એટલા જ વિદ્યમાન હોય ત્યાં સંપની વાત કેવી?

"સમ્મેલનની સ્થિતિનો વિચાર કરતાં કોઇ પણ તટસ્થ દૃષ્ટિ એમ જ કહેશે કે સમ્મેલને રૂઢિદેવીની અર્ચાનું જ કામ બજાવ્યું છે. પરન્તુ નવયુગની સંસ્કારી હવા, જ્યાં પ્રવેશવા પામી ન હોય, ત્યાંથી નૂતન ભાવનાની આશા પણ શી રખાય? એક કદમ પણ આગળ વધવાને જેઓ અશક્ત હોય, જરા પણ સુધારાની વાત સાંભળતાં જેમને ચીઢ ચઢતી હોય તેવા સંકુચિત મનોદશાવાળા રૂઢિપૂજક વર્ગ તરફથી પ્રગતિના સંદેશ સાંભળવાની ઈંતેજારી રાખવી એ કેમ સફળ થાય?

મતાન્તરસમભાવના, ઉમદા બોધપાઠ જેઓ પામ્યા ન હોય, જેમના વિચારભેદ પર એકદમ કલુષિત સ્થિતિમાં મૂકાઇ જતા હોય તેવાઓનાં સમ્મેલન શોચનીય સ્થિતિમાં ન મૂકાય તો બીજું શું થાય !

"દેવદ્રવ્યની ચર્ચા સમાજમાં શું ઓછી ફેલાઇ હતી ? દીક્ષાના પક્ષ પર શું ઓછો ઉહાપોહ થયો છે ? છતાં એની એ પુરાણી અર્થવિહિન "લકીર" પીટીને સમ્મેલને "**घटकुट्यां प्रभातम्**" જેવું કરી ખરેખર પોતાના ગૌરવ પર પાણી ફેરવ્યું છે; એમ દિલગીરી સાથે જાહેર કરવું પડે છે. સમ્મેલન આટલા લાંબા દિવસો સુધી અથડાઇ–પછડાઇ અને છેવટે, "કંઇક કરી છૂટવું, નહિતર નાક કપાશે."ના ભયથી જેમ-મ બીનું સંકેલી વિખરાયુ. આ પ્રકારની સ્થિતિથી સમ્મેલન ખરી રીતે લોકદૃષ્ટિમાં હાસ્યપાત્ર બન્યુ છે. સમ્મેલનથી સાધુઓમાં પરસ્પર સૌમનસ્યનું વાતાવરણ પ્રસરાવું જોઇતું હતું તે બન્યું નથી, જુદાં પડેલાં મન સંધાયા નથી, ખિન્નવૃત્તિઓ સંતોષાઇ નથી, ઉદારતા રખાઇ નથી, દૃષ્ટિવૈષમ્ય ધોવાયું નથી, સ્થૂલ મિલનના એ મેળાવડામાં દ્વેષ, દુરાગ્રહ અને મદના જોરે ઉછળતા આઘાત–પ્રત્યાઘાતના ઉદ્દંડ મોજામાં ગુંગળાઇ ગયેલ સ્થિતિ પર ઢાંકપિંછેડો કરી કેવળ વેઠ ઉતારવાની પામર ચેષ્ટા કરી બતાવી છે ! પક્ષકાર આવકાને છોડી સામાન્ય દૃષ્ટિથી વાત કરીએ તો આખા સમાજમાં સમ્મેલન માટે અસન્તોષ, નૈરાશ્ય અને ખેદની લાગણી ફેલાયલી જોવાય છે, અને જૈનેતર જનતા તો 'દીક્ષાના ભવાડા' પર પહેલેથી જ હસી રહી હતી; તેમાં આ જાતના સમ્મેલને ઉમેરો કર્યો છે. શાસનની અવનત દશાની દશા પર દિલ રડે છે. પ્રભુ પાર ઉતારે !"

## પશ્ચાદ્ અવલોકન

આચાર્ય શ્રી વિજયવલ્લભસૂરિજીએ મુંબઈમાં, શ્રી વિજયધર્મસૂરિજીની જયન્તી પ્રસંગે, મુનિસંમેલને કરેલા દેવદ્રવ્યના ઠરાવ સંબંધી જે ખુલાસો જાહેર કર્યો હતો, તે અગત્યનો હોઇ, અત્રે ઉતારવામાં આવે છે.

" શ્રી વિજયધર્મસૂરિજીએ આટલી પ્રગતિ દેખાડી એનું કારણ શું ? જો તેઓ દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવને ધ્યાનમાં રાખી, ગૂજરાત છોડી ઉત્તર હિંદ તરફ ન ગયા હોત તો આટલું પણ ન બનત ! ગૂજરાતની ભૂમિ ને વાતાવરણ કેટલેક ભાગે ઉત્સાહને દાબનારાં છે. એમાંથી બહાર નીકળી જનારાએ જ થોડી યા વધુ પ્રવૃત્તિ દાખવી છે. એ પ્રગતિ સાંખી શકાતી નથી, એટલે અસુયા પ્રગટે છે.

" એક સંસ્થા ઠરાવ કરે છે કે ' સાધુ મહારાજાઓને વિનંતિ કરવી કે તેઓ ગૃહસ્થોના પ્રમુખપણા હેઠળ ભાષણ ન આપે. ' પણ ભાઈ શા સારું ? એમાં મુનિશ્રીનું શું જતું રહેવાનું છે ? બાકી તો પ્રમુખ થનાર વ્યકિત કોઈ લાયક હશે અને ભાષણ આપનારમાં પણ તેવી શકિત હશે, તો જ આપવા બહાર પડશે ને ! ત્યાગીને એમાં માનહાનિ કેવી ?

" દેવદ્રવ્યની ચર્ચામાં પણ આ મહાત્માનો જે હેતુ હતો, તેને મરડી નાખી આખી ચર્ચા કોઇ જુદા પાયા પર લઇ જવામાં આવી છે. એ ચર્ચાના જન્મદાતા એમને જ કહી શકાય. એ જો જીવંત હોત તો જરૂર કંઇ નિવેડો આવી ગયો હોત ! જૈન સમાજનાં કમભાગ્ય છે કે એ પર પુષ્કળ ઉહાપોહ થયા છતાં હજુ એનો અંત આવતો નથી.

" બોલી એટલે કલ્પના યાને શરત. જે દેવનિમિત્તે બોલાય તે અવશ્ય દેવદ્રવ્યમાં ગણાય. છતાં એમાં દેવને મમત્વ કે સંબંધ

ઓછો હોય છે ? સંઘે એકત્ર મળી દેવાલય આદિની મરામત વેળા ઉપયોગમાં આવે અને પૂજક સમુદાયમાં અસંતોષનું કારણ ન રહે; એ ખાતર આ જાતનો માર્ગ શોધી કાઢ્યો કે જેથી આવક પણ થતી રહે અને ખાતાઓનું પોષણ પણ થાય. જો સંકલ્પ ન માનીએ તો ઝવેરાતની આંગી વેળા ચઢાવવામાં આવતું ઝવેરાત બીજા દિવસે પાછું ન લઇ શકાય, તેમ ચડાવવામાં આવેલ ફળફૂલાદિ પૂજારી વગેરેને ખાવા પણ ન આપી શકાય. કારણ કે દેવદ્રવ્ય ખાવું નહિ, ખવરાવવું નહિ, અને ખાનારને સારો ગણવો નહિ.

" તેથી જ કહેવું પડે છે કે જેવો સંકલ્પ તેવો તેનો ઉપયોગ. જુદા જુદા શહેરોની પ્રથા પરથી પણ આ વાત પુરવાર થાય છે. સંઘને સંકલ્પ નિયત કરવાનો ને યોગ્ય લાગે ત્યારે ફેરવવાનો હક છે. એમાં સાધુ મહારાજને આડા ધરવાનું કાંઇ જ પ્રયોજન નથી. ધનવૃદ્ધિ કે ધનવ્યય એ સાધુ-મહારાજનો વિષય નથી. પણ આજના સંઘની દશા મોટે ભાગે શંખ જેવી છે. એનામાં નથી તો અસલનું ગૌરવ કે નથી રહી પૂર્વવત પ્રતિભા. બાકી સંઘ ધારે તો આજે આ બધી ચર્ચાનો નિવેડો આણી શકે.

" દેવદ્રવ્ય ભેગી સ્વપ્નાં-પારણાંની બોલીને શા સારું ભેળવી દેવાય છે ? એ વચ્ચે સંબંધ જેવું છે જ નહિ. ખુદ ભગવાને પોતાનું દ્રવ્ય યાચકોને અને સગાવહાલાંઓને દીધું તો આ તો એમની માતાને સ્વપ્ન આવે છે. કેટલાક તરફથી ભ્રમ-જાળ ફેલાવાય છે કે ' મુનિ સંમેલને એ પણ દેવદ્રવ્ય છે, એવો ઠરાવ કર્યો છે. ' વાત તદ્દન બનાવી કાઢેલી છે. એ જાતનું દ્રવ્ય દેવદ્રવ્ય ગણાય એવી માન્યતાવાળા સાગરજી

પશ્ચાદ્ અવલોકન'
મહારાજ પણ 'સિદ્ધચક્ર' માસિકમાં કહે છે, કે મુનિસમ્મેલને
એ સંબંધમાં કંઈપણ ઠરાવ કર્યો જ નથી.

"સ્વપ્ના-પારણાના દ્રવ્ય સંબંધી મારું મંતવ્ય તો એજ
છે કે 'એ સંબંધમાં સંઘ દેશ-કાળ જોઈ જે જાતના ખાતામાં
રકમ લઈ જવાનો સંકલ્પ કરે; તેમાં તે ખુશીથી લઈ જઈ
શકે છે. પૂજ્ય સેનસૂરિજી જેવા જ્યારે એ પ્રશ્ને સંકલ્પ
પર છોડે છે, ત્યારે મારા જેવાએ બીજી જ પંચાતમાં પડવાનું
પ્રયોજન શું?"

# પ્રકરણ ૩ જું

## ઠરાવનો ભંગ

અધર્મ અને ધર્મ, પતન અને ઉદ્ધાર, અવ્યવસ્થા અને નિયમનનાં દ્વંદ્વ વિશ્વમાં સદાકાળ ચાલ્યા જ કરે છે. જ્યારે જ્યારે અધર્મ, અવ્યવસ્થા કે પતન જોર પકડે છે, ત્યારે ત્યારે તેના પ્રત્યાઘાતી સ્વરૂપે ધર્મ, ઉદ્ધાર અને વ્યવસ્થા હાજર થાય છે: અને ફરીથી જ્યારે એ ધર્માદિનું પરિબળ ઠંડું પડે છે, ત્યારે પુનઃ અધર્માદિ તત્ત્વો જોર પર આવે છે; અને આખું તંત્ર ચક્રની જેમ ચાલ્યુ જાય છે.

જૈનસમાજનો ઇતિહાસ આ વાતની બરાબર સાક્ષી પૂરે છે. જ્યારે જ્યારે પવિત્ર શ્રમણસંસ્થામાં શિથિલાચારનો પ્રવેશ થયો છે, ત્યારે કોઇ ને કોઇ ભડવીર નીકળ્યું છે; અને શુદ્ધિકરણ માટે યોગ્ય પ્રયત્નો કર્યા છે. વર્તમાન સમયમાં પણ તેમ જ બન્યું છે. સાધુઓમાં—શ્રમણસંસ્થાઓમાં દિનપ્રતિદિન અનિચ્છનીય વાતાવરણ દાખલ થતું ગયું, કે તેમનો સામનો કરનારો સુધારકવર્ગ તૈયાર થયો; પરન્તુ અનેક કારણોસર સાધુઓનો મોટો ભાગ શિથિલાચાર તરફ ધસતો જ ગયો. પરિણામ એ આવ્યું કે એ પ્રશ્ન એકાદ મંડળ કે સંસ્થાનો મટી આપી

સમાજનો બન્યો, ને ભારે કોલાહલ ઉત્પન્ન થયો. અને એ કોલાહલને સમાવવા માટે જ સાધુસંમેલન ભરી, બની શકે તેવો સંઘપટ્ટક તૈયાર કરાવ્યો.

હવે સંઘપટ્ટક ગમે તેવો મોળો હોય કે ઉગ્ર હોય, પણ સાધુસમુદાયની ફરજ એ હતી, કે તેમણે સર્વાનુમતિથી કરેલા ને સ્વીકારેલા એ સંઘપટ્ટકને વફાદાર રહેવું; પરન્તુ સમ્મેલનના મંડપને વીંખાયાને ગણ્યા-ગાંઠ્યા દહાડા વીત્યા કે ખૂદ રાજનગરમાં જ શ્રી સૌભાગ્યવિજયજી નામના સાધુએ સંઘપટ્ટકની દીક્ષાને લગતી કલમોનું ખંડન છડેચોક કર્યું. એમણે એ જણને માબાપની રજા વગર, સગાંવહાલાંઓની અનુમતિ વગર, રુપિયાની લાલચ આપી અમદાવાદના નાગોરીસરાહના ઉપાશ્રયમાં દીક્ષા આપી દીધી!

આ ખબરો વર્તમાનપત્રોનાં પૃષ્ઠો પર ચઢી, જગજાહેર બની; પણ અમદાવાદના શ્રી સંઘે તે માટે એક હરફ પણ ન ઉચ્ચાર્યો! સમ્મેલનની નવની કમિટિએ પણ મૌન સેવવામાં પોતાની શોભા માની લીધી! પણ ખરું જોતાં તો એ નવની કમિટિ કાંઇ કાયમને માટે નિયુક્ત થઈ નહોતી; એટલે આવા પ્રસંગે કઇ સત્તાના આધારે તે પગલાં લઇ શકે? એટલે આટલી જહેમત પછી પણ સાધુસમુદાયની દશા પહેલાંના જેવી જ નિર્નાયક રહી, અને ઠરાવોનો ભંગ થતો જ રહ્યો. કેટલુંક વર્તમાનપત્રો પરથી ટપકાવેલું ટૂંકું ટાંચણ અત્રે આપવું ઉચિત થશે.

સમ્મેલન પછી જેઠ વદી પાંચમના દિવસે દર્શનવિજયજી નામના એક સામાન્ય સાધુએ, શ્રી સાગરાનન્દસૂરિની સાનિધ્યમાં અમદાવાદ ખાતે પાંજળાપોળમાંની જ્ઞાનશાળામાં; એટલે શ્રી વિજયનેમિસૂરિજીના જ ખાસ નિવાસસ્થાને, ત્રીજે માળે, જીવણ-

લાલ ભોગીલાલ નામના ગૃહસ્થને છાનીમાની દીક્ષા આપી, કે જે ગૃહસ્થ કેવલ ૧૯ દિવસ દીક્ષા પાળી; મહેસાણાથી એક રાત્રે વેશ છોડી પલાયન થઇ ગયા.

ત્યાર પછી જાવાલમાં સમ્મેલનના મુખ્ય સૂત્રધાર ખૂદ વિજયનેમિસૂરિજીએ એક ગૃહસ્થને સંમતિ વિનાની દીક્ષા આપવાનો પ્રયાસ કર્યો અને મોટું તોફાન થયું. પોલિસપાર્ટી હાજર થઈ. મામલો વધુ ગંભીર થતો મહામહેનતે અટકી ગયો. પાછળથી તે ગૃહસ્થની પત્નીને રૂા. ૧૩૦૦)ની રકમ આપી શાન્ત પાડવામાં આવી, ને દીક્ષા દેવાઇ એમ કહેવાય છે.

કચ્છમાં શ્રી રવિચંદ્રજીએ ભચુ જગશી નામના ગૃહસ્થને દીક્ષા દેવા અને પતિ-પત્નીને ભાઇબહેન તરીકે ઓળખાવવા કરેલા પ્રપંચોએ પણ સમાજમાં સનસનાટી ફેલાવી દીધી હતી.

આ પ્રસંગોને પણ વિસરાવે તેવો કિસ્સો મોરબીમાં બાઈ જયાનો બન્યો. પતિને ઘણું સમજાવવા છતાં પોતાને રઝળતી મૂકી, દીક્ષા લેવા બદલ તે ઘાસલેટ છાંટી બળી મૂઇ.

પાનસર મુકામે શ્રી સાગરાનંદસૂરિએ શુભમુહૂર્ત્ત અને પ્રશસ્ત સ્થાનની દરકાર કર્યા વગર બે સગીર બાળકોને દીક્ષા આપી.

ચાણસ્મા ખાતે મુનિ રામવિજયજીના શિષ્યોએ અમદાવાદના કાળુશીની પોળના બે યુવકોને સ્ટેશનથી ઉપાશ્રયે આવ્યા બાદ એક કલાકમાં જ દીક્ષાનાં કપડાં પહેરાવી દીધાં.

શ્રી વિજયલબ્ધિસૂરિજીએ શિહોરની બે બાળાઓને દીક્ષા આપી, ને ધર્મવિજયજીએ અમદાવાદના શેરદલાલ લાલભાઇ જેશીંગલાલના નાની વયના ભાઈ જયન્તીલાલને લીંચ

મુકામે દીક્ષા આપી. લોકભાઇ ત્યાં જતાં બોલાચાલી થઇ ને તોફાન જેવું વાતાવરણ બન્યું. શ્રી વિજયભક્તિસૂરિજી અને કોળિયાકના બાળકને સંતાડવા-ભગાડવા માટેનું ભાવનગર તેમજ લીંબડી પ્રકરણ જગજાહેર છે. બીજા પણ કેટલાયે નાના-મોટા કિસ્સા બન્યા; જે બધાની યાદિ આપવી શક્ય નથી.

આ ઉપરાંત એકલવિહારીઓ માટે ઠરાવ કર્યો છતાં, તેનું કંઇ પરિણામ આવ્યું નહિ. અને સવાછસો સાધુઓમાંથી લગભગ એકસોપચીસ જેટલા એકલવિહારી જ રહ્યા. ( એકલ-વિહારી સાધુઓની નામાવલિ માટે જૈનજ્યોતિ સાપ્તાહિકનો તા. ૧૬-૩-૩૫ નો અંક જુઓ )

સાધુસંસ્થાની પવિત્રતા શી રીતે વધે અને જ્ઞાનવૃદ્ધિ કેમ થાય તથા તેમણે કેવી દેશના આપવી, તેને માટે કરેલા ઠરાવો કાગળ ઉપર જ રહ્યા ! તે માટે શુદ્ધબુદ્ધિએ કોઇ સક્રિય પ્રયત્ન થયો હોય તેવું દેખાયું નહિ !

સંઘની વૃદ્ધિનો ઠરાવ જેને કેટલાકે બહુ અગત્યનો માન્યો હતો, તે ઠરાવની પણ તેવી જ દુર્દશા થઇ. શ્રી વિજયરામ-ચંદ્રસૂરિ અને શ્રી સાગરાનંદસૂરિજી વચ્ચે શાસ્ત્રચર્ચાને નામે ભારે વિતંડાવાદ ચાલી રહ્યો, જેની આજે પણ પૂર્ણાહુતિ થઇ નથી.

દેવદ્રવ્ય સંબંધી ઠરાવ થવા છતાં કોઇએ પોતાનો આગ્રહ છોડ્યો નહિ. રતનપુરમાં શ્રી વિજયરામચંદ્રસૂરિએ ચાતુર્માસ વેળાએ સુપનની બોલીનું ઘી દેવદ્રવ્યમાં જ લઇ જવાના આગ્રહથી સુપના ઉતારવાનું જ બંધ રાખ્યું.

સાધુસમ્મેલનના અગિયાર ઠરાવો પૈકી ફક્ત ધર્મ સંબંધી

થતા આક્ષેપોનો પ્રતિકાર કરનારી 'સત્યપ્રકાશ સમિતિ' જીવતી રહી, અને તે આજે "શ્રી જૈન સત્યપ્રકાશ" નામનું એક માસિક ચલાવી રહી છે; તે પણ તેના ઉદ્દેશને કેટલા અંશે સફળ કરે છે તે વિચારવા જેવું છે; છતા બધા ઠરાવો પર જ્યારે પાણી ફરી વળ્યું છે, ત્યારે આ ઠરાવનું આટલું પણ પરિણામ સંતોષકારક જ લેખવું જોઇએ.

# પ્રકરણ ૪ થું

## સંમેલન પછીના બનાવો

સાધુસંમેલનમાં થયેલા ઠરાવોનો કેવો કરુણ ફેજ થયો, તે ગત પ્રકરણમાં જોઇ ગયા. પરંતુ જે અગત્યની બાબતો માટે સંમેલને મૌન સેવ્યું અથવા સંદિગ્ધતા રાખી અને ઠરાવ પાલન કરાવનાર કોઇ સત્તા ન નીમી, તેનાં કેવાં માઠાં પરિણામો આવ્યાં, તે સંમેલન પછી ત્રણ જ વર્ષમાં બનેલા બનાવોમાંથી જોઇ શકાય તેમ છે.

સં. ૧૯૯૨ની સાલમાં વૈશાખ સુદ ૬ ને દિવસે ઉપા૦ શ્રી રામવિજયજીને મુંબઇ ખાતે આચાર્યપદવી આપવાનું નક્કી થયું. એ સમાચારો બહાર આવતાં ચારે દિશાએ પદવી પ્રદાનનો પ્રબળ પવન ફુંકાઇ ગયો, ને અનેક આચાર્યપદવીઓ નક્કી થઈ. પદવીઓ સંબંધમાં છેલ્લાં કેટલાએક વર્ષોથી તોફાનો ચાલૂજ હતાં; છતાં તે સંબંધી સાધુ સંમેલને મૌન સેવ્યું અને તેનું જ આ પરિણામ હતું, કે પદવીઘેલાઓ યોગ્યાયોગ્યતા ભૂલી, નિરંકુશ બની પદવીઓની લૂંટાલૂંટ કરવા લાગ્યા.

સં. ૧૯૯૨ ની સાલના પ્રારંભમાં શ્વેતામ્બર મૂર્તિપૂજક સમુદાયમાં લગભગ પચીસ આચાર્યો હતા. (૧) શ્રી વિજયનેમિસૂરિ (૨) શ્રી સાગરાનંદસૂરિ (૩) શ્રી વિજયવલ્લભસૂરિ (૪) શ્રી વિજયેન્દ્રસૂરિ (૫) શ્રી વિજયસિદ્ધિસૂરિ (૬) શ્રી વિજયનીતિસૂરિ (૭) શ્રી વિજયમોહનસૂરિ (૮) શ્રી ભૂપેન્દ્રસૂરિ (૯) શ્રી વિજય-શાન્તિસૂરિ (૧૦) શ્રી વિજયભદ્રસૂરિ (૧૧) શ્રી રિદ્ધિસાગરસૂરિ (૧૨) શ્રી કૃપાચંદ્રસૂરિ (૧૩) શ્રી વિજયોદયસૂરિ (૧૪) શ્રી વિજયનંદનસૂરિ (૧૫) શ્રી વિજયદર્શનસૂરિ (૧૬) શ્રી વિજય-વિજ્ઞાનસૂરિ (૧૭) શ્રી વિજયપ્રેમસૂરિ (૧૮) શ્રી વિજયલબ્ધિસૂરિ (૧૯) શ્રી વિજયમેઘસૂરિ (૨૦) શ્રી વિજયમાણિક્યસિંહસૂરિ (૨૧) શ્રી જયસૂરિ (૨૨) શ્રી વિજયહર્ષસૂરિ (૨૩) શ્રી જયસાગરસૂરિ (૨૪) શ્રી હરિસાગરસૂરિ (૨૫) શ્રી વિજયકનકસૂરિ.

થોડા વખત પછી શ્રી માણેકમુનિએ શ્રી જયસૂરિની આજ્ઞાથી પોતાને શ્રી માણિકયચંદ્રસૂરિ તરીકે અને સૌભાગ્ય-વિજયજી નામના સાધુએ પોતે પોતાને વિજયસૌભાગ્યસૂરિ તરીકે જાહેર કર્યા. ખાંતિમુનિજીને પણ આજ અરસામાં આચાર્યપદવી આપવામાં આવી. અને આ રીતે પદવીઓની છૂટા હાથે લૂંટાલૂંટ ચાલી તે પહેલાં આચાર્યોની સંખ્યા અઠ્ઠાવીસની થઈ.

વૈશાખ માસમાં પદવીઓએ ઉપાડો લીધો. અને તેમાં નીચે મુજબ વધારો થયો:—

'સુદ ૧ ને દિવસે ઉ૦ દેવવિજયજી તથા મોતીસાગરજી કાઠિ-યાવાડમાં નવા ગામમાં સંઘસમક્ષ આચાર્ય બન્યા

સુદ ૨ને દિવસે શ્રી મેઘવિજયજી અને શ્રી ધર્મવિજયજી પાટણમાં આચાર્ય બન્યા.

સુદ ત્રીજને દિવસે શ્રી વિજયમોહનસૂરિના હસ્તે પ્રભાસ પાટણમાં પં૦ પ્રતાપવિજયજી આચાર્ય બન્યા.

સુદ ચોથના દિવસે શ્રી વિજયનેમિસૂરિના હસ્તે અમદાવાદમાં પં૦ લાવણ્યવિજયજી, પં૦ અમૃતવિજયજી અને પં૦ પદ્મવિજયજી આચાર્ય બન્યા; તેમજ પાલીતાણા ખાતે શ્રી સાગરાનંદસૂરિના હસ્તે પં૦ માણેકસાગરજી, શ્રી કુમુદવિજયજી ગણિ, પં૦ ભક્તિવિજયજી અને પં૦ પદ્મવિજયજી આચાર્ય બન્યા.

સુદ છઠના રોજ મીયાગામ ખાતે શ્રી વિજયવલ્લભસૂરિના હસ્તે ઉપા૦ લલિતવિજયજી અને પં૦ શ્રી કસ્તુરવિજયજી આચાર્ય બન્યા. તેમજ વડોદ અને પં૦ ઉમંગવિજયજી અને પંજાબમાં રહેતા તેમના સમુદાયના વિદ્યાવિજયજીને પણ આચાર્ય બનાવવામાં આવ્યા. પં૦ રામવિજયજી પણ તે દિવસે મુંબઇમાં શ્રી વિજયપ્રેમસૂરિના હસ્તે આચાર્ય બન્યા.

આજ અરસામાં ત્રિસ્તુતિક (ત્રણથોય) સમુદાયમાં શ્રી તીર્થવિજયજી આચાર્ય બન્યા અને થોડા વખત પછી પં૦ ન્યાયવિજયજી તથા પં૦ લાભવિજયજી પણ અનુક્રમે શિવગંજ અને દરાપુરામાં આચાર્ય બન્યા.

આ રીતે આ એકજ વર્ષમાં ૩+૨૦ મળી ૨૩ આચાર્યોનો વધારો થયો, આમાં ન જોવાઇ શાસ્ત્રાજ્ઞા, ન જોવાઇ પરંપરા, ન જોવાઇ યોગ્યતા! કોઇ પણ સાધુ પછી તે યોગ્ય હોય કે અયોગ્ય–પોતાને આચાર્ય તરીકે જાહેર કરે તેમાં કોઇ રોકનારું નહોતું. આમ આવી મોટાભાગે ઘેલછાભરી પદવીઓનું પરિણામ એ આવ્યું કે આચાર્યપદની કિમ્મત કોડીની બની ગઇ.

આજ અરસામાં સંઘસત્તાને લગતું; શ્રી પરમાણંદ કુંવરજી

કાપડિયાને લગતું "સંઘબહાર પ્રકરણ" ઊભું થયું. આ પ્રકરણે સંઘની સત્તા, સંઘની યોગ્યતા ને બીજી કેટલીક બાબતો પર સારો પ્રકાશ પાડ્યો. બીના એવી છે કે અમદાવાદ જૈન યુવક સંઘના આમંત્રણથી તા. ૨૦-૬-૩૬ના રોજ અમદાવાદ ખાતે શ્રી જૈન યુવક પરિષદનું બીજું અધિવેશન ભરાયું. તેનાં સ્વાગતાધ્યક્ષ પંડિતવર્ય શ્રી સુખલાલજી હતા અને પ્રમુખ તરીકે શ્રી પરમાણંદ કુંવરજી કાપડિયાની વરણી કરવામાં આવી હતી. પ્રમુખસ્થાનેથી તેમણે જે ભાષણ આપ્યું તેમાં સમયને અનુકુળ સુધારાઓ કરવાનાં સૂચન હતાં અને કેટલાંક નિખાલસ મંતવ્યો પણ હતાં.

આ ભાષણ કેટલાક જુનવાણી માનસ ધરાવનારાઓને ન રૂચ્યું અને શ્રી વિજયનેમિસૂરિએ તથા સોસાયટી પક્ષે, પોતે માનેલા આ અધાર્મિક ભાષણ માટે પગલાં ભરવાનો નિશ્ચય કર્યો. અમદાવાદના નગરશેઠ શ્રી કસ્તુરભાઈ મણિભાઇ આગળ કેટલાંક તૈયાર કરેલાં ડેપ્યુટેશનો ગયાં. પ્રારંભમાં નગરશેઠે આ વાતને ઢીલી પાડવા જણાવ્યું, પણ પાછળથી તેઓ પણ એક પક્ષકાર બન્યા અને આગળ પડતો ભાગ લેવા લાગ્યા. તેમણે એક નિવેદનમાં તે ભાષણને ન સાંખી લેવા જેવું જણાવી પગલાં ભરવાની હિમાયત કરતાં ભાવનગર, વડોદરા, મુંબઇ, મહારાષ્ટ્ર તથા બીજા અનેક સ્થળેથી વિરોધ કરવામાં આવ્યો, પણ પકડેલી વાત છૂટી નહિ.

અમદાવાદના જૈન યુવક સંઘે પણ વાણીને છુંદી નાખનારા નગરશેઠનાં આ પગલાંને કોઇ રીતે નભાવી ન લેવાનો નિર્ણય કર્યો અને પ્રચંડ પ્રચારકાર્ય શરુ થયું. સમસ્ત હિંદના જૈનોમાં આ કારણે જાગ્રતિ આવી અને એક યા બીજી રીતે

આ પ્રશ્નનો વિચાર કરવા લાગ્યા. જો આ કારણે કંઇ પણ પગલું ભરવામાં આવે તો બે પ્રચંડ પક્ષો પડે તેવી સ્થિતિ સ્પષ્ટ જણાવા લાગી.

મુંબઇ ઇલાકાના ઘણાં ખરાં દૈનિકોમાં આ સંબંધી અગ્રલેખો લખાયા ને નગરશેઠને કોઇ પણ ઉતાવળિયું પગલું નહિ ભરવાની સૂચના કરી. છતાં શ્રી વિજયનેમિસૂરિ અને શ્રી નગરશેઠ ન સમજ્યા. સોસાયટી પક્ષ (જે રામવિજય પક્ષ તરીકે પ્રસિદ્ધ છે) ની ખુમારી ખૂબ હતી, અને તેથી વાત આગળ વધી.

તા. ૧-૮-૩૬ને રોજ અમદાવાદ શ્રી સંઘની બેઠક ભરવાનો નિર્ણય કરવામાં આવ્યો, અને તે માટે તા. ૨૭-૭-૩૬ને રોજ સંપૂર્ણ આપખુદી દર્શાવતો તાર કરી, કશીય વિગત જણાવ્યા વિના શ્રી પરમાણંદને સંઘ સભામાં હાજર રહેવાની સૂચના કરી. શ્રી પરમાણંદ તે વેળા કલકત્તા હતા. તેમનાં પત્ની શ્રીમતી વિજયાએ તે ખબર નગરશેઠને આપ્યા. પરિણામે તારીખ બદલાણી. તા. ૯-૮-૩૬ના રોજ સંઘની બેઠક બોલાવવાનું નક્કી થયું. આ અંગે અમદાવાદના ઉદાર મતવાદીઓએ પોતાનો મત દર્શાવવા તા. ૬-૭-૩૬ને રોજ હંસરાજ પ્રાગજી હોલમાં સભા ગોઠવી. આમાં રૂઢિચુસ્તોએ ધાંધલ મચાવ્યું, પણ કંઇ વળ્યું નહિ. બીજે દિવસે તે સ્થળે તેજ અંગે મોટી સભા મળી અને આ પ્રકરણમાં નગરશેઠે પક્ષપાતી વલણ અખત્યાર કરેલી હોવાથી; શ્રી પરમાણંદનો ઇન્સાફ કરવાનો તેમને કોઇ અધિકાર નથી, તેવી જાહેરાત થઇ. તેમજ તેને લગતા બીજા ઠરાવો પણ કરવામાં આવ્યા. સાધુસમુદાયમાં પણ

આ અંગે બે પક્ષો પડ્યા અને સાધુસંમેલન દ્વારા ઉપર ઉપરથી મન મળ્યાનો જે દેખાવ થયો હતો; તે પણ ભૂંસાઈ ગયો.

તા. ૯–૮–૩૬ને રોજ નગરશેઠના વંડે શ્રી સંઘની સભા મળી અને તેમાં જુના અને નવા વિચારવાળાઓ વચ્ચે સજ્જડ મારામારી થઈ તેમાં ખાસડાં, છત્રી ને ઈંટોનો પણ છુટથી ઉપયોગ થયો. બંને પક્ષના કેટલાયે માણસો ઘવાયા ને પોલીસપાર્ટી આવ્યા પછી મામલો કાબૂમાં આવ્યો. નગરશેઠે કફોડી હાલત વચ્ચે 'ઠરાવ પસાર કરું છું' તેવી જાહેરાત કરી સંતોષ માન્યો પણ તેમની એ જાહેરાતની કંઈ કિમ્મત રહી નહતી. સંઘની એ ગોઝારી સભા પૂર્ણ થયા પછી પાંજરાપોળમાં શ્રી વિજયનેમિસૂરિના ઉપાશ્રય આગળ મોટી મેદની જમા થઇ અને તેમાં તેમને વંદન ન કરવાનો, આહારપાણી ન આપવાનો તેમજ સાધુ તરીકે નહિ માનવાનો ઠરાવ થયો. જુનવાણી પક્ષમાં હાહાકાર મચી ગયો. તેમના ઉપાશ્રયે આરબોની ચોકી બેઠી અને અમદાવાદના સંઘનું નાક રખાવવા કેટલાક સ્થળેથી સંઘ બહારના ઠરાવને ટેકો મેળવવાના પ્રયત્નો થયા; પણ જૈનોની સારી વસ્તીવાળાં શહેર તેમાં ન ભળ્યાં. શ્રી પરમાણંદને તેમજ તેમના વિચારોને ઘણા સ્થળેથી ટેકો મળ્યો અને તેમના આદરસત્કાર કરવાની તૈયારીઓ ચાલી.

અમદાવાદ જૈન યુવકસંઘે અમદાવાદના શ્રી સંઘમાં કહેવાતા થયેલા ઠરાવને નિરર્થક બનાવવા શ્રી પરમાણંદને અમદાવાદમાં બોલાવી પ્રીતિભોજન આપવાનો ઠરાવ કર્યો અને તે મુજબ તા. ૬–૯–૩૬ને રોજ પ્રીતિભોજન આપવામાં આવ્યું; જેમાં લગભગ ૧૮૦૦ જેટલા માણસોએ ભાગ લીધો.

પાછળથી સુરત, વડોદરા વગેરેમાં પણ આવો જ પ્રીતિભોજનનો ક્રમ ગોઠવાયો.

આ આખા પ્રકરણથી જૈનસમાજ સાધુસંમેલન પૂર્વે જે બે વિભાગોમાં વિભક્ત થયો હતો; તેથી પણ વધારે મજબૂત પક્ષોમાં વિભક્ત થઇ ગયો. આમ સમાજમાં શાંતિ સ્થાપવા માટે સરજાયેલું સાધુસંમેલનનું કાર્ય નામશેષ બની ગયું. જો સાધુસંમેલનમાં સંઘસત્તાને લગતો ઠરાવ સ્પષ્ટ રીતે કરવામાં આવ્યો હોત તો આ પ્રકરણ કદી ઉત્પન્ન થાત નહિ એ નિઃસંશય છે.

આજ વર્ષમાં ત્રીજો મહત્વનો બનાવ 'પર્યુષણા' પર્વ કઇ તિથિથી શરૂ કરવાં તે અંગે બન્યો. મુખ્ય મુખ્ય આચાર્યોએ રવિવારથી પર્યુષણા શરૂ કરી રવિવારે પૂર્ણ કરવાનો નિર્ણય જાહેર કર્યો ત્યારે મુંબઇ ખાતે બિરાજતા શ્રી વિજયરામચંદ્રસૂરિએ શનિવારથી પર્યુષણા શરૂ કરી શનિવારે પૂર્ણ કરવાનો આદેશ કર્યો. જો કે માસખમણ વગેરેની તપસ્યર્યાનાં પચ્ચખાણ તેમણે પણ રવિવારના પર્યુષણાની ગણત્રીને લક્ષમાં રાખીને જ આપ્યાં હતાં.

આ પ્રશ્ન ગંભીર બન્યો અને આ અંગે ગોડીજીના ઉપાશ્રયમાં સંપૂત તોફાનો થયાં, મારામારી થઇ ને લોહી છંટાયાં. પોલીસને દરમ્યાનગિરિ કરવી પડી ને લાઠીચાર્જ સુદ્ધાં કરવો પડયો. સમજુ જૈનોને આ બધાં દૃશ્યો જોઇને મહાન આઘાત પહોંચ્યો. જૈનેતર વર્ગમાં પણ જૈન ધર્મની, અહિંસાની ખુલ્લં ખુલ્લા ઠેકડી થવા લાગી.

સાધુસંમેલનમાં જો તિથિનિર્ણયને લગતો ઠરાવ કરવામાં

આવ્યો હોત ને જ્યારે જ્યારે એ વિષે મતભેદ પડે ત્યારે તેનો નિકાલ કરવા માટે એક કમીટી મુકરર કરવામાં આવી હોત તો કદી આ સ્થિતિ તો ઉત્પન્ન થાત જ નહિ. આ તકરાર આજે પણ જેવી ને તેવી ઊભી છે અને તેના અંગે શું પરિણામ આવશે, તે તો ભવિષ્ય જ કહી શકશે.

એકંદરે સાધુસંમેલને કરવા યોગ્ય ઠરાવો ન કરવાથી, કરેલા ઠરાવોમાં સંદિગ્ધતા રાખવાથી અને ઠરાવોનું સ્પષ્ટ પાલન કરાવનારી કોઇ કમીટી નિયુક્ત ન કરવાથી તેની તમામ મહેનત નિષ્ફળ ગઇ.

આ સંમેલને જૈન સમાજને સ્પષ્ટ બતાવી આપ્યું કે જૈન સાધુઓમાંથી સામુદાયિક કામ કરવાની શક્તિ નષ્ટ થઇ છે અને આ સ્થિતિમાં તેમના દ્વારા ધર્મપ્રચાર કે સમોજોદ્ધારની આશા રાખવી લગભગ ઝાંઝવાના જળ જેવી છે. બેશક, તેમાં કેટલીક વ્યક્તિઓ જરૂર શક્તિશાળી છે અને નવીન ભાવનાઓને અપનાવી કાર્ય કરે જાય છે; પણ સામુદાયિક સહકારથી જે કાર્ય કરવું જોઇએ, તે કાર્ય થતું નથી; એ તો સ્પષ્ટ જ છે.

શાસનદેવ સર્વને સન્મતિ આપો ને જૈન શ્રમણ સંસ્થા ઇતિહાસના અનુભવપાઠો લક્ષમાં રાખી પોતાની આંતરિક સુધારણા દ્વારા પુનઃ ઉજ્જવલ બનો, એજ અભ્યર્થના!

# શ્રીયુત ધીરજલાલ ટોકરશી શાહનાં
## રચેલાં પુસ્તકો
### સં. ૧૯૮૫

| ક્રમ | પુસ્તકનું નામ | ગ્રંથમાળા | કિંમત |
|---|---|---|---|
| ૧ | શ્રી રીખવદેવ | બાળગ્રંથાવળી શ્રેણી ૧ લી | ૦–૧–૩ |
| ૨ | નેમ–રાજુલ | ,, | ,, |
| ૩ | શ્રી પાર્શ્વનાથ | ,, | ,, |
| ૪ | પ્રભુ મહાવીર | ,, | ,, |
| ૫ | વીર ધન્નો | ,, | ,, |
| ૬ | મહાત્મા દૃઢપ્રહારી | ,, | ,, |
| ૭ | અભયકુમાર | ,, | ,, |
| ૮ | રાણી ચેલ્લણા | ,, | ,, |
| ૯ | ચંદનબાળા | ,, | ,, |
| ૧૦ | ઇલાચીકુમાર | ,, | ,, |
| ૧૧ | જંબુસ્વામી | ,, | ,, |
| ૧૨ | અમરકુમાર | ,, | ,, |
| ૧૩ | શ્રીપાળ | ,, | ,, |
| ૧૪ | મહારાજા કુમારપાળ | ,, | ,, |
| ૧૫ | પેથડકુમાર | ,, | ,, |
| ૧૬ | વિમળશાહ | ,, | ,, |
| ૧૭ | વસ્તુપાળ–તેજપાળ | ,, | ,, |
| ૧૮ | ખેમો દેદરાણી | ,, | ,, |
| ૧૯ | જગડુશાહ | ,, | ,, |
| ૨૦ | ધર્મ માટે પ્રાણ આપનાર મહાત્માઓ ભા. ૧લો | ,, | ,, |
| ૨૧ | ,, ,, ભા. ૨જો | | |

પાનું બીજું

## સં. ૧૯૮૬

| નંબર | પુસ્તકનું નામ | ગ્રંથમાળા | કિંમત |
|---|---|---|---|
| * ૨૨ | અર્જુનમાળી | બાળ ગ્રંથાવળી શ્રેણી ૨જી | ૦—૧—૩ |
| * ૨૩ | ચક્રવર્તી સનત્કુમાર | ,, | ,, |
| * ૨૪ | ગણધર શ્રી ગૌતમસ્વામી | ,, | ,, |
| * ૨૫ | આર્દ્રકુમાર | ,, | ,, |
| * ૨૬ | મહારાજા શ્રેણિક | ,, | ,, |
| * ૨૭ | મહાસતી અંજના | ,, | ,, |
| * ૨૮ | રાજર્ષિ પ્રસન્નચંદ્ર | ,, | ,, |
| * ૨૯ | મયણરેહા | ,, | ,, |
| * ૩૦ | ચંદન મલયાગિરિ | ,, | ,, |
| * ૩૧ | કાન કઠિયારો | ,, | ,, |
| * ૩૨ | મુનિ શ્રી હરિકેશી | ,, | ,, |
| * ૩૩ | કપિલ મુનિ | ,, | ,, |
| * ૩૪ | સેવામૂર્તિ નંદિષેણ | ,, | ,, |
| * ૩૫ | શ્રી સ્થૂલિભદ્ર | ,, | ,, |
| * ૩૬ | મહારાજા સંપ્રતિ | ,, | ,, |
| * ૩૭ | પ્રભુ મહાવીરના દશ શ્રાવકો | ,, | ,, |
| * ૩૮ | સ્વાધ્યાય | ,, | ,, |

## સં૦ ૧૯૮૭

| નંબર | પુસ્તકનું નામ | કિંમત |
|---|---|---|
| * ૩૯ | રતિસુંદરી | ૦—૧—૦ |
| * ૪૦ | ઋષિદત્તા | ,, |
| * ૪૧ | કળાવતી | ,, |
| * ૪૨ | સતી સુભદ્રા | ,, |
| ૪૩ | જળમંદિર પાવાપુરી—સચિત્ર કાવ્ય | ૦—૨—૦ |
| ૪૪ | કુદરત અને કળાધામમાં વીસ દિવસ | ૧—૮—૦ |

* આ નિશાનીવાળાં પુસ્તકો મળતાં નથી.

| નંબર | પુસ્તકનું નામ | ગ્રંથમાળા | કિંમત |
|---|---|---|---|
| ૪૫ | ઇલુરાનાં ગુફામંદિરો | | ૦-૮-૦ |
| ૪૬ | અજંતાનો યાત્રી (સચિત્ર કાવ્ય) | | ૦-૮-૦ |
| ૪૭ | શ્રી ભદ્રબાહુ સ્વામી | બાળગ્રંથાવળી શ્રેણી ત્રીજી | ૦-૧-૩ |
| ૪૮ | શ્રી હરિભદ્રસૂરિ | ” | ” |
| ૪૯ | શ્રી બપ્પભટ્ટસૂરિ | ” | ” |
| ૫૦ | શ્રી હીરવિજયસૂરિ | ” | ” |
| ૫૧ | મહાસતી સીતા | ” | ” |
| ૫૨ | મૃગાવતી | ” | ” |
| ૫૩ | સતી નંદયતી | ” | ” |
| ૫૪ | ધન્ય અહિંસા | ” | ” |
| ૫૫ | સત્યનો જય | ” | ” |
| ૫૬ | અસ્તેયનો મહિમા | ” | ” |
| ૫૭ | સાચો શણગાર શીલ | ” | ” |
| ૫૮ | સુખની ચાવી યાને સંતોષ | ” | ” |
| ૫૯ | જૈન તીર્થોનો ટૂંક પરિચય ભા. ૧ | ” | ” |
| ૬૦ | ” ” ભા. ૨ | ” | ” |
| ૬૧ | જૈન સાહિત્યની ડાયરી | ” | ” |

## સં. ૧૯૮૮

| નંબર | પુસ્તકનું નામ | ગ્રંથમાળા | કિંમત |
|---|---|---|---|
| * ૬૨ | જાવડશા | બાળગ્રંથાવળી શ્રેણી ચોથી | ૦-૧-૩ |
| * ૬૩ | કોચરશા | ” | ” |
| * ૬૪ | ધન્ય એ ટેક | ” | ” |
| * ૬૫ | મણિનાં મૂલ | ” | ” |
| * ૬૬ | કલાધર કોકાશ | ” | ” |
| * ૬૭ | જિનમતિ | ” | ” |
| * ૬૮ | રાજર્ષિ કરકંડુ | ” | ” |
| * ૬૯ | અનંગસુંદરી | ” | ” |
| * ૭૦ | નર્મદા સુંદરી | ” | ” |

ખાતું ચાલુ

| ક્રમ | પુસ્તકનું નામ | ગ્રંથમાળા | કિંમત |
|---|---|---|---|
| * ૭૧ | અષાડાભૂતિ | બાળગ્રંથાવળી શ્રેણી ચોથી | ૦—૧—૩ |
| * ૭૨ | અચ્ચંકારી ભટ્ટા | ,, | ,, |
| * ૭૩ | વિષ્ણુકુમાર | ,, | ,, |
| * ૭૪ | કાલિકાચાર્ય | ,, | ,, |
| * ૭૫ | શ્રી પાદલિપ્તાચાર્ય | ,, | ,, |
| * ૭૬ | જીવવિચાર પ્રવેશિકા | ,, | ,, |
| * ૭૭ | સાધર્મિકનાં સ્નેહઝરણાં | ,, | ,, |
| ૭૮ | સીરીસની વીરાંગના (સંસ્કરણ) | ,, | ,, |
| ૭૯ | નેકીનો રાહ | ,, | ,, |
| ૮૦ | ૪૪ પ્રાણવાન વાતોનો સંગ્રહ | | ૨—૦—૦ |
| ૮૧ | શ્રી મલ્લિનાથ | બાળ ગ્રંથાવળી શ્રેણી પાંચમી | ૦—૧—૩ |
| ૮૨ | મહાકવિ ધનપાળ | ,, | ,, |
| ૮૩ | સુરાચાર્ય | ,, | ,, |
| ૮૪ | મણિયારી લીલાવતી | ,, | ,, |
| ૮૫ | લલિતાંગકુમાર | ,, | ,, |
| ૮૬ | ચંપકશેઠ | ,, | ,, |
| ૮૭ | તરંગવતી ભાગ ૧ લો | ,, | ,, |
| ૮૮ | ,, ભાગ ૨ જો | ,, | ,, |
| ૮૯ | રોહક અને વિનયચંદ્ર | ,, | ,, |
| ૯૦ | હાથે તે સાથે | ,, | ,, |
| ૯૧ | કામલક્ષ્મી | ,, | ,, |
| ૯૨ | મહાત્માનો મેળાપ | ,, | ,, |
| ૯૩ | મન જીતવાનો માર્ગ | ,, | ,, |
| ૯૪ | સિદ્ધિદાયક સિદ્ધચક્ર | ,, | ,, |
| ૯૫ | સિદ્ધર્ષિ ગણિ | ,, | ,, |
| ૯૬ | છ ધર્મકથાઓ | ,, | ,, |
| ૯૭ | મુનિ અર્હન્નક | ,, | ,, |

| ક્રમ | પુસ્તકનું નામ | ગ્રંથમાળા | કિંમત |
|---|---|---|---|
| ૧૪૭ | મહામુનિ વસિષ્ઠ | વિદ્યાર્થી વાંચનમાળા શ્રે. ત્રીજી | ૦–૧–૩ |
| ૧૪૮ | દ્રૌપદી | ” | ” |
| ૧૪૯ | વીર વિક્રમ | ” | ” |
| ૧૫૦ | રાજા ભોજ | ” | ” |
| ૧૫૧ | મહાકવિ કાલિદાસ | ” | ” |
| ૧૫૨ | વીર દુર્ગાદાસ | ” | ” |
| ૧૫૩ | મહારાણા પ્રતાપ | ” | ” |
| ૧૫૪ | સિકીમનો સપૂત | ” | ” |
| ૧૫૫ | દાનવીર જગડૂ | ” | ” |
| ૧૫૬ | સિદ્ધરાજ જયસિંહ | ” | ” |
| ૧૫૭ | જગતશેઠ | ” | ” |
| ૧૫૮ | વીર વિઠ્ઠલભાઈ | ” | ” |
| ૧૫૯ | શ્રી એની બેસન્ટ | ” | ” |
| ૧૬૦ | વીર વિઠ્ઠલભાઈ | ” | ૨–૬–૦ |
| ૧૬૧ | જૈનતત્ત્વ પ્રવેશક જ્ઞાનમાળા ભા. ૨ | બુદ્ધિવૃદ્ધિ કર્પૂર ગ્રંથમાળા | અમૂલ્ય. |
| ૧૬૨ | વિમળશાહ | શ્રી સયાજી બાલસાહિત્યમાળા | ૦–૬–૦ |

## સં. ૧૯૯૨

| ક્રમ | પુસ્તકનું નામ | ગ્રંથમાળા | કિંમત |
|---|---|---|---|
| ૧૬૩ | શ્રી ગજાનન | વિદ્યાર્થી વાંચનમાળા શ્રેણી ચોથી | ૦–૧–૩ |
| ૧૬૪ | કાર્તિકેય સ્વામી | ” | ” |
| ૧૬૫ | શ્રી હર્ષ | ” | ” |
| ૧૬૬ | રસકવિ જગન્નાથ | ” | |
| ૧૬૭ | ભક્ત નામદેવ | ” | ” |
| ૧૬૮ | છત્રપતિ શિવાજી | ” | ” |
| ૧૬૯ | સમર્થ સ્વામી રામદાસ | ” | ” |
| ૧૭૦ | ગુરુ નાનક | ” | ” |
| ૧૭૧ | મહાત્મા કબીર | ” | ” |